'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# અદાલતને આંગણે



લેખક :

કેશવલાલ મગનલાલ શાહ

બી. એ. એલએલ બી. એડવોકેટ

પરિચયકાર :

ન્યાયમૂર્તિ નટવરલાલ હરિલાલ ભગવતી

મુંબઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ,

મુંબઈ હાઈકોર્ટના ના. ન્યાયમૂર્તિ

*

ભિક્ષુ અખંડાનંદ ની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ.

*

# પરિચય

શ્રી કેશવલાલ મગનલાલ શાહનું 'અદાલતને આંગણે' પુસ્તક અદાલતો અને કાયદા ઉપર ઘણી વેધક દૃષ્ટિ ફેંકે છે. સામાન્ય માણસને સમજ પડે એવી સરળ અને હૃદયંગમ ભાષામાં અદાલતોની જરૂર, અદાલતોમાં જનારાઓનું માનસ, અદાલતો ઉપર આજીવિકા ચલાવનાર વ્યક્તિઓનાં ચારિત્ર્ય અને ઉપયોગિતા વગેરે વિષયે ઉપર ઘણો પ્રકાશ પાડે છે; અને જો અદાલતોને એક આવશ્યક અનિષ્ટરૂપે લેખીએ તોપણ તેની સારી તથા નરસી બન્ને બાજુઓને આબેહૂબ ચિતાર આપે છે. સામાન્ય માણસના જીવનમાં બનતા અનેકવિધ પ્રસંગોમાં તેણે કેવી રીતે વર્તવું તેની સાદી સમજ અને સાચી સલાહ પણ સાથેસાથે આપવામાં આવી છે અને તે ઘણું ઉપયોગી થઈ પડશે. સમાજ અને ગુના, ગુનેગારોનું માનસ અને ગુનાઓના નિવારણમા અદાલતોની ઉપયોગિતા વગેરે પ્રશ્નો પણ ઘણુ મનનપૂર્વક છણવામાં આવ્યા છે. આ બધી બાબતોમાં લેખકને પ્રયાસ ઘણો આવકારદાયક છે. આશા છે કે લેખક પોતાના વિશાળ અનુભવનો લાભ સામાન્ય જનતાને આવી જ રીતે ઉત્તરોત્તર આપતા રહેશે. હું તેમને તેમના પ્રયાસમા સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું અને મારી ખાતરી છે કે તેઓનો આ પ્રયાસ સામાન્ય જનતાને ઘણો ઉપયોગી અને બોધદાયક નીવડશે.

હાઈ કોર્ટ, મુંબઈ
૯–૭–૧૯૫૧

નટવરલાલ હરિલાલ ભગવતી

# સંપાદકનું નિવેદન

'અદાલતને આંગણે' જેવું કોઈ પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રગટ થયું જાણ્યું નથી 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'માં નિર્દોષ આનંદની સાથે જ્ઞાન, માહિતી ને પ્રેરણા આપનારાં પુસ્તકો પ્રગટ થાય છે આ પુસ્તકથી શ્રેણી વધુ સમૃદ્ધ બનશે એવી મારી શ્રદ્ધા છે સુધરેલી દુનિયામાં માનવીનું જીવન વધુ ને વધુ પ્રમાણમાં કાયદા સાથે સંકળાતું જાય છે લેખક કાયદાના પ્રશ્નોના ઊંડા અભ્યાસી ને અનુભવી છે. એમના જે લેખો આજ પહેલાં પ્રગટ થયા છે તે ખૂબ લોકપ્રિય નીવડ્યા છે આ પુસ્તકને વડી અદાલતના ના. ન્યાયમૂર્તિ અને મુંબઈ વિદ્યાપીઠના ઉપકુલપતિના આશીર્વાદ પ્રાપ્ત થયા છે, તે તેની ઉપયોગિતાનો સબળ પુરાવો છે આ પુસ્તકથી કાયદાનું સામાન્ય જ્ઞાન તો મળશે જ, પણ રસભર્યું વાચન મેળવ્યાનો પણ સંતોષ થશે

મુંબઈ
૧૧–૭–'૫૧

મોહનલાલ મહેતા 'સોપાન'
સંપાદક

મારામાં વાચન અને લેખનનો શોખ પ્રેમપૂર્વક કેળવનાર
સ્વર્ગસ્થ પિતાશ્રીના પુણ્યસ્મરણને

# નિવેદન

અદાલતમાં કામ કરતાં, અદાલતના કામનું નિરીક્ષણ કરતાં જે જોયું, સાંભળ્યું, વિચાર્યું ને નોંધરૂપે લખ્યું; તે આજે પુસ્તક આકારે પ્રકટ થાય છે, તે મારે માટે આનંદનો વિષય છે.

હું લેખક હોવાનો દાવો કરતો નથી, એટલે આમાં ભાષાદોષ, જોડણીદોષ કે વિચારોને વ્યક્ત કરવાની અપૂર્ણતાઓ પ્રત્યે વાચકવર્ગ ઉદાર દૃષ્ટિથી જોશે એવી આશા છે.

કાયદાનો અમલ તથા અદાલત વિષે એક ધારાશાસ્ત્રી, શહેરી તથા વિચારક તરીકે જે સૂઝયું તે અહીં ઉતાર્યું છે. તેનું કંઈક વ્યવહારુ ફળ આવશે તો, આ પ્રયત્ન સાર્થક ગણાશે.

આમાં માત્ર કાયદાનું જ્ઞાન આપવામાં નથી આવ્યું; પરંતુ સામાન્ય વાચકને પણ રસ પડે તેવી વાચનસામગ્રી પીરસવામાં આવી છે.

આ પ્રસંગે આ પુસ્તક સાદ્યંત વાંચી જઈ, પોતાના અતિ વ્યવસાયી જીવનમાંથી સમય કાઢી પરિચય લખી આપવા માટે ના૦ ન્યાયમૂર્તિ શ્રી ભગવતીનો હું ઋણી છું. માર્ગદર્શન તથા પ્રોત્સાહન માટે આ શ્રેણીના સંપાદક શ્રી 'સોપાન'નો હું આભાર માનું છું.

મુંબઈ
તા. ૯-૭-'૫૧

કેશવલાલ મગનલાલ શાહ

---

## મહત્ત્વના મુદ્રણદોષો

પાન ૧૪માં અઢારમી લીટીમાં માનવાને બદલે માનવી વાંચવું:

પાન નં. ૭૨માં ત્રીજા પરિચયમાં નીચેનું લખાણ ઉમેરી વાંચવું:

૧૯ સાક્ષીની સંખ્યા
૨૦ સંધિ-કરારો અને કાયદો
૨૧ બંધારણીય કાયદો

પાન ૧૫૪માં સાતમી લીટીમાં અદલતને બદલે અદાલત વાંચવું:

પાન નં. ૨૨૨માં સાતમા પરિચયમાં નીચેનું લખાણ ઉમેરી વાંચવું:

૧૦ અસીલની ભ્રમજાળ
૧૧ ભેદી કિસ્સા
૧૨ ચતુરાંકી નાટક

પાન નં. ૨૩૬માં શીર્ષકમાં 'અહિષ્કાર' નહીં પણ 'આવિષ્કાર' વાંચવું:

# અનુક્રમ.

પાંચમો વિભાગ :
કાયદાની કરામત ૧૫૧-૨૧૧



છઠ્ઠો વિભાગ :
વિચિત્રતાઓ ૨૧૨-૨૩૧



સાતમો વિભાગ :
થોડાક પ્રસંગો ૨૩૨-૨૭૪

# પહેલો પરિચય

## ૧ : દવાખાનાં અને અદાલતો

તમે કોઈ દિવસ કોઈ દવાખાનામાં ગયા છો ? ત્યાં પ્રવેશતાં જ દિલને ગમગીન બનાવે તેવી હવાનો અનુભવ. થાય છે. દેહનાં અનેક દર્દોથી પીડાતા માનવીઓની વચ્ચે કરુણાની શ્યામ છાયા છવાઈ ગઈ લાગે છે. લોહી, માંસ અને પરુથી દુર્ગંધ મારતા, મળરોગીઓ, પાંડુરોગીઓ, સંગ્રહણીથી પીડાતા, ઝેરી તાવ અને બીજા અનેક રોગોથી પિલાઈપિલાઈને જેનાં શરીર નંખાઈ ગયાં છે તેવા પીળાપચ ને જોવામાં ફિક્કાંફસ નરનારી અને બાળકોનો સમૂહ દેખાશે. મોતને આરે ઊભેલા, મોતની સામે લડતા અને દેહનાં દર્દોથી જેમની કાયા કૃશ બની છે એવા અનેક માનવીઓનો મેળો તમને જોવા મળશે.

એવા એકાદ દવાખાનાની મુલાકાત તમને દેહનાં દર્દો સડા તેમ જ દુર્ગંધનું ભાન કરાવશે.

(જો દવાખાનાં એ માનવીના દેહનાં દુર્ગંધ અને સડાનાં દશ્ય કેંદ્ર છે, તો અદાલતો એ માનવીનાં મનનાં દુર્ગંધકેન્દ્રો-કુંડો છે.) ફરક એટલો છે કે દવાખાનાંનું દશ્ય જે પ્રગટ અરેરાટી દિલમાં ઉત્પન્ન કરે છે એ અરેરાટી અદાલતનાં દશ્યો જગવતી નથી. દેહની દુર્ગંધ કરતાં મનની દુર્ગંધ વધુ શોચનીય, ઘાતકી અને તિરસ્કરણીય હોવા છતાં અદાલતના આંગણામાં જે માનસિક રોગોની ભયાનકતા

પ્રગટ થાય છે તેની માનસિક વેદનામાત્ર ચિંતનપ્રકૃતિવાળા માનવી જ અનુભવે છે.

અદાલતનું આંગણું એ માનવીના માનસિક મળની દુર્ગંધ મારતી ગટર છે. ગટર, અદાલતો અને દવાખાનાં માનવીની શારીરિક તથા માનસિક અશુદ્ધિઓને કારણે અસ્તિત્વમાં આવ્યાં છે.

અહીં તમને વિવિધ માનવીઓનો ભેટો થાય છે. અહીં આવતા માનવીઓના મનને સીધી સપાટ, લીલી હરિયાળી જમીન સાથે સરખાવી શકાય નહિ. તેને કાં તો ખાડા–ટેકરાઓવાળા, પગ ફાડે તેવી ધારદાર શિલાઓવાળા ડુંગરાળ પ્રદેશ કે ચોમાસાના કોઈ કાદવિયા પ્રદેશ સાથે સરખાવી શકાય. અલબત, તેમાં કોઈ નિર્દોષ ને નિખાલસ માનવીઓ જોવા મળે ખરા, પણ તે તો આ લોહિયાળ ધરતીના શિકાર તરીકે જ અનિચ્છાએ ઢસડાઈ આવેલા હોય છે. કબૂતરો જેવા એમના નિર્દોષ વદનનું દર્શન ખરેખર અનુકંપા ઉપજાવે છે અને કેવાં છટકાં ને યુક્તિ–પ્રયુક્તિના તેઓ ભોગ બન્યા છે તે જણાય છે, ત્યારે તેમની દશા માટે કરુણા દર્શાવવી કે તેમને માટે જાળ ગોઠવનારની ચાલાકી તથા બુદ્ધિમત્તા માટે પ્રશંસાની ભાવના જાગવા દેવી તે પ્રશ્ન થઈ પડે છે.

રંગભૂમિ પરનો પડદો ઊઘડે છે ને સમાજની ચિત્રવિચિત્ર ઘટમાળાનો એકાદો પ્રસંગ નાટકરૂપે હજારો પ્રેક્ષકો સમક્ષ ભજવાઈ જાય છે. સેંકડો પ્રેક્ષકોના દિલમાં ભાતભાતની ઊર્મિઓની ભરતીઓટ આવે છે. આખું જગત નાટકની રંગભૂમિ છે એમ એક વિખ્યાત કવિએ કહ્યું છે

પરંતુ રંગમંચ પડતા દશ્યો ભપકાબંધ વસ્ત્રો–બત્તીઓનાં ઝાકઝમાળ જોડકણાં તથા ગીતોથી ઉત્પન્ન થતા મોહાશભર્યો વાતાવરણ વિનાના અદાલતના તખ્તા ઉપર દરરોજ જે એક નહિ. પણ અનેક નાટકો ભજવાઈ જાય છે તેનો ખ્યાલ બહુ ઓછાને આવે છે. સાક્ષીના પિંજરામાંથી જ્યારે શરમ, દગો, છળ, છેહ, વિશ્વાસઘાત, ક્રૂરતા, ઘોર કૃતઘ્નતા અને માનવદિલની પાશવી પ્રપંચમાળાની એક પછી એક જે કથનીઓ રજૂ થાય છે તે રંગભૂમિ પર ભજવાતાં નાટકોને પણ ઝાંખાં પાડે તેવી હોય છે. કથા, નાટકો કે વાર્તાઓ માટે અહીં સામગ્રીનો એવો સંભાર ભર્યો હોય છે, કે ખરેખર વાસ્તવદર્શી લેખકને બીજે જવાની જરૂર નથી.

અદાલતો–આદિકાળથી અસ્તિત્વમાં છે. માનવી–માનવી વચ્ચેના કંકાસને પતાવવા માટેના તટસ્થ સાધન તરીકે તેનો ઉપયોગ થાય છે; પણ અદાલતનાં ન્યાય અને કાર્યવાહીનો આધાર એ અદાલતો જે કાનૂનો તથા ધારાધોરણ પર ચાલે છે તેના પર રહે છે, ને તેથીયે વધુ આધાર અદાલતના સરનશીનની લાયકાત કે માનસ પર હોય છે. એ જાણીને કદાચ નવાઈ લાગશે, કે કેટલાક કેસો એવા હોય છે કે જે અમુક ન્યાયમૂર્તિ સમક્ષ હોય તો જે પરિણામ આવે તેથી ઊલટું જ પરિણામ બીજા ન્યાયમૂર્તિ પાસે હોય તો આવે. માનવી દ્વારા ચાલતી દરેક સંસ્થામાં જે ત્રૂટી હોય છે તે અહીં નજરે ચડે છે.

માનવીનાં માનસિક દર્દો અને વિકૃતિઓનાં પ્રદર્શનરૂપ આ અદાલતોમા અદાલતરૂપી આ તખ્તા પર જે નાટકો ભજવાઈ રહે છે, તેનું નિરૂપણ કરવાનો આ એક અલ્પ પ્રયાસ છે.

## ૨ : 'રોગીને સજા'

અદાલતોને દવાખાના સાથે સરખાવવાથી અદાલતો વિષે એક ભ્રમ ઊભો થવાનો સંભવ છે. દવાખાનાઓ માનવીની શારીરિક વિષમતાઓ નાબૂદ કરવાનું કાર્ય કરે છે. તે પરથી એમ માની લેવાનું નથી કે અદાલતો માનવીની માનસિક વિષમતાઓ નિવારે છે. એ રીતે સરખામણી ભૂલભરેલી છે. એક માનવીની માનસિક વિકૃતિઓથી અન્ય માનવીને જે નુકસાન કે વ્યથા થાય છે તે નુકસાન કે વ્યથાની સમતુલા જાળવી રાખવા અદાલત પ્રયત્ન કરે છે. પોતાના વિશ્વાસુ નોકરને સોંપેલી રકમ તે ઉચાપત કરે છે, જેને પોતાનો મિત્ર માનેલો તે ગૃહમાં પ્રવેશી ગૃહરાજ્ઞીને છળી જાય છે, અણીને ટાણે જેને નાણાંની મદદ કરી હોય તે કૃતઘ્નતાથી નાણાં પાછા આપવાનો ઇન્કાર કરે છે; આવા કિસ્સાઓમાં અદાલત વચ્ચે પડે છે ને માનસિક રોગને નહિ, પણ તે રોગના ભોગ બનેલાને રાહત આપવા પ્રયત્ન કરે છે, રોગીને શિક્ષા કરે છે. 'દર્દી' માણસને સજા કરવી જોઈએ' એવું વિધાન એક સમાજશાસ્ત્રીએ કર્યાનું યાદ છે. તેની દલીલ એવી હતી, કે પોતાની તંદુરસ્તી જાળવવી એ દરેક માનવીની ફરજ છે. માનવા તે ફરજ ચૂકે છે ને માંદા પડે છે. તે કારણે જે માનવી માંદા પડે તેને સજા કરવાનો કાયદો કરવો જોઈએ.

શારીરિક દર્દો માટે એ કાયદો નથી, પણ ઉપર જણાવેલાં માનસિક દર્દોનાં દર્દીઓને તો કાયદો સજા કરે છે; પણ બહુ જ થોડા કિસ્સામાં અદાલતનું કાર્ય ઉપરનો હેતુ સાધે છે. ગુનેગાર કે કૃતઘ્ન માનવીની ગુનેગારી કે કૃતઘ્નતા

અદાલત નિવારી શકતી નથી; ઊલટું કેટલીક વખત તો તેનું પ્રમાણ અદાલતના પગલાંને લીધે વધી જાય છે, ને પ્રારંભમાં સોયની ચોરી કરનાર એરણની ચોરી કરીને જિંદગી પૂર્ણ કરે છે. એ રીતે દવાખાનાંઓ જે કાર્ય કરે છે તે અદાલતો કરતી નથી. દવાખાનાંઓ રોગનાં મૂળને ઉખેડવા પ્રયત્ન કરે છે. અદાલતો રોગનાં મૂળને સ્પર્શતી નથી. એ તો રોગનાં પરિણામોની વિષજ્વાળાઓને મૃદુ બનાવવા પ્રયત્ન કરે છે.

સરખામણી માત્ર એટલી જ છે, કે માનવીના દૈહિક સડાઓ જેમ દવાખાનાંમાં જોવા મળે છે તેમ તેના માનસિક સડાઓ અહીં જોવા મળે છે, છતાં નવાઈ એ છે, કે એ બીજા પ્રકારના સડાઓ વધુ ભયાનક, વિનાશકારી ને સમાજને વધુ ઘાતક હોવા છતાં દવાખાનાંમાં પ્રવેશતાં જે કંપારી ને કરુણા ઉદ્ભવે છે તે અહીં ઉદ્ભવતાં નથી.

## ૩ : તિલસ્માતી ભેદ

તમે માંદા પડો ને તબીબ પાસે જાવ છો, તે જે કાર્ય કરે તે તમે સમજી શકો છો; તમારે મકાન બંધાવવું હોય ને ઇજનેર પાસે જાવ છો ને તેની કાર્યપદ્ધતિ તમને મગજમાં ઊતરી શકે છે; તમે ચિતારા પાસે જાવ કે સંગીતકાર પાસે જાવ કે રંગારી, સુતાર કે લુહાર પાસે જાવ–એ બધા ખાસ વિષયના નિષ્ણાતો હોય છે. તેમણે સાધેલી કળા તમે સાધી હોતી નથી તે છતાં તેમનાં કાર્યમાં તમને ભેદનો ભાસ થતો નથી; કારણકે તેમની કાર્યપદ્ધતિને તમારું મગજ અનુસરી તથા સમજી શકે છે; પરંતુ તમે કાયદાના નિષ્ણાત પાસે જાવ ત્યારે તમારી મતિ મૂંઝાઈ જાય છે. એનાં 'કાયદા

કિતાબ'નાં જંગી પોથાં સામે તમારી નજર ચોંટી રહે છે. 'કાયદા'ની હજારો ને લાખો કલમો તેના મગજમાં કેવી રીતે ચોંટી રહી હશે તેની તમને વિમાસણ થાય છે. મદારીના ખેલને આશ્ચર્યમુગ્ધ ભાવે નીરખી રહેલા પ્રેક્ષકોની માફક તમે 'કોર્ટ'માં જે બુદ્ધિ ને દલીલની સાઠમારી થાય છે તે નીરખી રહો છો. તમારું ભાવિ, તમારી કારકિર્દી, તમારું ધન, તમારી આબરૂ તથા તમારા વેપાર પર ગંભીર અસર કરે તેવા નિર્ણયો અદાલતી એરણ પર ઘડાઈ રહ્યા હોય છે. ત્યારે પણ 'આ શું થાય છે, કાંઈ સમજાતું નથી' એવા ઉદ્ગાર તમારા મુખમાંથી નીકળી રહે છે. તમને તો આનાં પરિણામ જ જાણવા મળે છે; ને તે તમને રોચક હોય તો તમે બીજી કોઈ પરવા કરતા નથી, પણ તમારી વિરુદ્ધ હોય ત્યારે તમે સ્તબ્ધ બનીને ટગરટગર જોયા કરો છો;

સારવાર માટે જરૂરી છે. સવાલ માત્ર એટલો જ રહે છે, કે જે પ્રકારની અદાલતો છે, જે પ્રકારના કાનૂનો છે તે આ હેતુ પૂરો પાડે છે કે નહીં.

જૂના વખતમાં ન્યાયનો પંથ સીધો હતો. એક જ બાળકની માગણી કરનાર બે માતાઓનો ન્યાય બાળકના કટકા કરવાની અનુજ્ઞા ફરમાવી તોળવામાં આવ્યો હતો ને તે ન્યાય તુરત જ મળી ગયો હતો. આજની અદાલતોમાં કદાચ આવા નિર્ણયને વર્ષો લાગે ને હજારોના ખર્ચ થાય. ચોર–ગુનેગાર વગેરેને શોધવાની પુરાણી પદ્ધતિ અનોખી હતી. તે વખતે સજાનું કોઈ ધોરણ ન હતું. માત્ર સો વર્ષ પહેલાં ખુદ ઇંગ્લંડમાં 'ચીભડાના ચોરને ફાંસીની સજા' થતી, એ નક્કર સો ટકા સાચી હકીકત છે, એ જાણીને તમને કદાચ આશ્ચર્ય થશે!

પરંતુ જેમ જેમ લેખન–વાંચન વિસ્તૃત બન્યું, જેમ જેમ 'ગુનો તેવી સજા' એવું પ્રમાણ નક્કી કરવાની જરૂરત જણાઈ, તેમ તેમ કાયદાએ ચોક્કસ સ્વરૂપ ધરવા માંડ્યાં. ગુનાઓની વ્યાખ્યાઓ રચાઈ ને ગુનાની ઘોરતાના પ્રમાણમાં સજા નક્કી થઈ. સામાન્ય ચોરીની અમુક સજા, ઘર ફાડીને ચોરી કરનારને વધુ સજા, ભયંકર હથિયારથી ડર આપી ચોરી કરનારને તેથી પણ વધુ સજા એમ નક્કી થયું. ગુનાને પુરવાર કરવાનાં ધારાધોરણો તથા કસોટીઓ નક્કી થઈ ને અમલમાં મુકાઈ અને એ નિશ્ચિત સ્વરૂપે અમલમાં આવી.

અદાલતોનાં ધારાધોરણો દરેક દેશમાં એક જ નથી. ફ્રાન્સ તથા જર્મનીની અદાલતોના કાનૂનો ઇંગ્લંડની અદાલતો કરતાં ઘણા જ ભિન્ન તથા કેટલીક રીતે વિપરીત છે. અમેરિકામાં જુદું જ ધોરણ પ્રવર્તે છે, ને કેટલાક દેશોમાં

'સોલોમનનો ન્યાય' જેવી તત્કાળ પદ્ધતિ પણ પ્રવર્તે છે.

કઈ પદ્ધતિ સારી અને કઈ નહીં તેનો કોઈ ચોક્કસ નિર્ણય કરી શકાતો નથી; કારણકે ન્યાય આપનાર સાધન કોઈ યંત્ર નહીં પણ માનવી છે, ને તેનાં હથિયારો તથા ચક્રો પણ માનવી છે; એટલે માનવસહજ સર્વ દૂષણો, દુર્બળતાઓ અને ક્ષતિઓ આ તંત્રમાં પણ હોવા સંભવ છે.

એવી અદાલતોની દુનિયા બીજાં અનેક ક્ષેત્રોની માફક પચરંગી તત્ત્વોથી ભરેલી હોય છે. ન્યાયની ખુરશી શોભાવતા ન્યાયમૂર્તિઓની ભાતભાતની આકૃતિઓ આલેખી શકાય છે. કુતૂહલ, હાસ્ય તથા જરા દુશ્મનાવટથી જેના તરફ નીરખવામાં આવે છે તેમાં 'સિરસ્તેદાર' સાહેબ વિષે તો ટૂંકી વાર્તાઓ આલેખી શકાય. તેના પટાવાળાઓમાં પણ વ્યક્તિત્વ હોય છે. જમાદાર, ફોજદાર, 'સિપાઈ' વગેરે વિવિધ ચિત્રવિચિત્ર પ્રકૃતિ, સ્વભાવ ને વર્તનના માણસો અહીં જોવા મળે છે.

અહીં આવતા પક્ષકારોમાં પણ વિવિધ પ્રકારની વ્યક્તિઓ નજરે પડે છે. સાક્ષીના પિંજરામાં ઊભી રહેતી કેટલીક વ્યક્તિઓ ભારે રસદાયક હોય છે ને તેમનાં વાણી, વર્તન તથા વિચિત્રતાઓ અદાલતની ગંભીર હવાને હળવી કરવા ઉપરાંત 'નિરીક્ષકો'ને સારો ખોરાક પૂરો પાડે છે.

અદાલતની પ્રથાઓ, રૂઢિઓ, રીતિઓ અનોખી હોય છે. કેટલીક વખત તેની રૂઢિચુસ્તતાઓ કોઈ સનાતની વેદિયાને પણ શરમાવે તેવી હોય છે.

આ બધી વસ્તુઓ તો અદાલતી જગતની ભૂમિકા છે, તેની રંગભૂમિ છે, તેની સીનસીનરી છે; પણ અદાલતનું હાર્દ તો તેનાં કાગળિયાં પર જે કથનીઓ પડી હોય છે તેમાં

હોય છે. આ કથનીઓમાં નવે રસોનો સમુચ્ચય હોય છે. અહીં ચોસઠ કળાઓ ને બોતેર વિદ્યાઓની વાનીઓનો સ્વાદ ચાખવા મળે છે. અહીં સમાજશાસ્ત્રી માટે જિંદગીભરનું કામ સાંપડી રહે છે. માનસશાસ્ત્રી માટે અહીં અખૂટ ભંડાર ભર્યો હોય છે. સુધારક, વિચારક ને એવા બીજા અનેક અંત્યાક્ષરી 'ક' વાળાઓ માટે અહીં ભરપૂર મસાલો પડ્યો હોય છે.

સમાજનાં આજારી અંગોનું સંપૂર્ણ પ્રતિબિંબ પાડતી આરસીરૂપ આ અદાલતોને ગણાવી શકાય.

## ૪ : દીવાની ને ફોજદારી

અદાલતમાં થતા મુકદ્દમા મુખ્યત્વે બે પ્રકારના હોય છે: એક દીવાની તથા બીજો ફોજદારી. કેટલીક અદાલતો બંને પ્રકારના મુકદ્દમા સાંભળી શકે છે, જ્યારે કેટલીક અદાલતો માત્ર દીવાની અગર માત્ર ફોજદારી મુકદ્દમા સાંભળી શકે છે.

દીવાની મુકદ્દમા એટલે મુખ્યત્વે લેવડદેવડ તથા આર્થિક નુકસાનના દાવા. વ્યાપાર–વણજને તેની સાથે વધુ સંબંધ હોય છે.

આ દાવાઓને 'અંગત' લેખવામાં આવે છે. બે પક્ષકારો તેમાં માત્ર અંગત રીતે લડે છે. સમાજને તેની સાથે કોઈ લેવાદેવા નથી એમ કાયદો રચનારે નક્કી કર્યું છે.

પરંતુ ફોજદારી મુકદ્દમાની વાત જુદી છે. તેની પછવાડે સિદ્ધાંત જુદો છે. તે સિદ્ધાંત એ છે, કે દરેક ગુનો એ સમાજ સામેનો ગુનો છે. ભલે એક વ્યક્તિએ બીજી

વ્યક્તિ સામે એ ગુનો કર્યો હોય, છતાં એ માત્ર વ્યક્તિનો નહીં પણ સમાજનો ગુનેગાર છે; કારણકે તેણે સમાજની વ્યવસ્થાને સ્ખલિત કરી છે.

આ બધા ગુનાઓમાં વહીવટની સરળતા માટે કાયદાએ અમુક ગુનાઓ માટે પોલીસ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યું છે, બીજા માટે જેના સામે ગુનો થયો હોય તે વ્યક્તિ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યું છે, ને તેથી પોલીસ કેસોમાં ફરિયાદી તરીકે 'રાજ્ય' લખવામાં આવે છે.

ખાનગી વ્યક્તિઓ ફરિયાદ કરે તોપણ તે રાજ્ય વતી ફરિયાદ કરે છે તેમ મનાય છે ને તેથી જ જ્યારે ખાનગી ફરિયાદોમાં સજા કે મુક્તિ સામે અપીલો થાય છે, ત્યારે રાજ્યના પ્રતિનિધિ એડવોકેટ જનરલ કે સરકારી વકીલને પણ નોટિસ આપી તેમને શું કહેવું છે તે માટે હાજર રહેવાનું કહેવામાં આવે છે.

કતની ચોરી કરે છે, તેના ઘરને આગ લગાડે છે, તેની સ્ત્રીની ઇજ્જત પર હુમલો કરે છે, કે તેનું ખૂન કરે છે—એ દરેક કિસ્સામાં તેણે ગુનો એક વ્યક્તિ સામે કર્યો હોવા છતાં સમાજનો તે ગુનેગાર છે; તેથી સમાજ તેની સામે પગલાં લે છે સમાજની સત્તાની પ્રતિનિધિ રાજ્યસત્તા છે; ને સમાજની આ ઇચ્છાને અમલમાં મૂકનાર 'એજન્ટ' પોલીસ છે. તેના દ્વારા સમાજ ગુનેગારને પકડે છે ને તેને નસિયત અપાવે છે.

એટલે પોલીસ જ્યારે કોઈ ગુનેગારને પકડે છે અગર તો અદાલત જ્યારે કોઈ આરોપીને સજા કરે છે, ત્યારે તે માત્ર સમાજની ઇચ્છાને જ અમલમાં મૂકે છે. તે સામાજિક વ્યવસ્થાના દ્રોહ માટે શિક્ષા કરે છે; જો કે ઘણી વખત સમાજ અને પોલીસ પરસ્પર વિરોધી દળ હોય તેવી લાગણી પ્રવર્તે છે. ખરી રીતે પોલીસ દળ તો પ્રજાએ નીમેલ પ્રજા-સેવક છે ને સમાજે નક્કી કરેલી સમાજવ્યવસ્થાનું તે રક્ષણ કરે છે; પણ દરરોજના અમલમાં આ વાત ભૂલી જવાય છે ને પ્રજા તથા પોલીસ બંને જુદીજુદી રીતે વર્તે છે.

આ ચર્ચા પરથી એટલી વાત તો સમજાઈ હશે, કે દરેક ગુનો એ સમાજ સામેનો ગુનો છે ને તેથી સમાજ તેની સામે પોલીસ તથા અદાલત દ્વારા પગલાં લે છે.

પણ તે પરથી એ પ્રશ્ન સહેજે ઊઠે છે, કે 'ગુનો' એટલે શું? અમુક કાર્ય 'ગુનો' છે એમ કોણ નક્કી કરે? એની વ્યાખ્યા શી? સમાજની વ્યવસ્થા કઈ? તેનો ભંગ કરે તેવું કૃત્ય કયું?

અદાલતો તથા કાયદાના ગુણદોષની ચાવી ઉપરના

વ્યક્તિ સામે એ ગુનો કર્યો હોય, છતાં એ માત્ર વ્યક્તિનો નહીં પણ સમાજનો ગુનેગાર છે; કારણકે તેણે સમાજની વ્યવસ્થાને સ્ખલિત કરી છે.

આ બધા ગુનાઓમાં વહીવટની સરળતા માટે કાયદાએ અમુક ગુનાઓ માટે પોલીસ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યું છે, બીજા માટે જેના સામે ગુનો થયો હોય તે વ્યક્તિ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યું છે, ને તેથી પોલીસ કેસોમાં ફરિયાદી તરીકે 'રાજ્ય' લખવામાં આવે છે.

ખાનગી વ્યક્તિઓ ફરિયાદ કરે તોપણ તે રાજ્ય વતી ફરિયાદ કરે છે તેમ મનાય છે ને તેથી જ જ્યારે ખાનગી ફરિયાદોમાં સજા કે મુક્તિ સામે અપીલો થાય છે, ત્યારે રાજ્યના પ્રતિનિધિ એડવોકેટ જનરલ કે સરકારી વકીલને પણ નોટિસ આપી તેમને શું કહેવું છે તે માટે હાજર રહેવાનુ કહેવામાં આવે છે.

લેણદેણના હજારો ને લાખો રૂપિયાના મુકદ્દમા થાય તેમાં રાજ્યને કંઈ લાગતુંવળગતું નથી; કારણકે તે તો પ્રજાજનોના અંગત સંબંધોનો સવાલ છે.

દીવાની અદાલતો સરકારને નાણાંકીય આવક આપે છે. ફોજદારી અદાલતો સીધી રીતે નાણાં ઉપજાવતી નથી, પણ દંડની રકમો દ્વારા પૈસા આપે છે, પણ તે પ્રમાણમાં ઓછા. ઘણી વખત આવી દંડની રકમો ફરિયાદીને આપવાનો હુકમ કરવામાં આવે છે.

પણ ફોજદારી અદાલતોની પછવાડે રહેલો સિદ્ધાંત સમજવા જેવો છે. એની પાછળ અમુક વ્યવસ્થિત ચોક્કસ વિચારસરણી છે.

એક માણસ બીજાને તમાચો મારે છે, તેની મિલ-

કતની ચોરી કરે છે, તેના ઘરને આગ લગાડે છે, તેની સ્ત્રીની ઇજ્જત પર હુમલો કરે છે, કે તેનું ખૂન કરે છે—એ દરેક કિસ્સામાં તેણે ગુનો એક વ્યક્તિ સામે કર્યો હોવા છતાં સમાજનો તે ગુનેગાર છે; તેથી સમાજ તેની સામે પગલાં લે છે. સમાજની સત્તાની પ્રતિનિધિ રાજ્યસત્તા છે; ને સમાજની આ ઇચ્છાને અમલમાં મૂકનાર 'એજન્ટ' પોલીસ છે. તેના દ્વારા સમાજ ગુનેગારને પકડે છે ને તેને નસિયત અપાવે છે.

એટલે પોલીસ જ્યારે કોઈ ગુનેગારને પકડે છે અગર તો અદાલત જ્યારે કોઈ આરોપીને સજા કરે છે, ત્યારે તે માત્ર સમાજની ઇચ્છાને જ અમલમાં મૂકે છે. તે સામાજિક વ્યવસ્થાના દ્રોહ માટે શિક્ષા કરે છે; જો કે ઘણી વખત સમાજ અને પોલીસ પરસ્પર વિરોધી દળ હોય તેવી લાગણી પ્રવર્તે છે. ખરી રીતે પોલીસ દળ તો પ્રજાએ નીમેલ પ્રજા-સેવક છે ને સમાજે નક્કી કરેલી સમાજવ્યવસ્થાનું તે રક્ષણ કરે છે; પણ દરરોજના અમલમાં આ વાત ભૂલી જવાય છે ને પ્રજા તથા પોલીસ બંને જુદીજુદી રીતે વર્તે છે.

આ ચર્ચા પરથી એટલી વાત તો સમજાઈ હશે, કે દરેક ગુનો એ સમાજ સામેનો ગુનો છે ને તેથી સમાજ તેની સામે પોલીસ તથા અદાલત દ્વારા પગલાં લે છે.

પણ તે પરથી એ પ્રશ્ન સહેજે ઊઠે છે, કે 'ગુનો' એટલે શું? અમુક કાર્ય 'ગુનો' છે એમ કોણ નક્કી કરે? એની વ્યાખ્યા શી? સમાજની વ્યવસ્થા કઈ? તેનો ભંગ કરે તેવું કૃત્ય કયું?

અદાલતો તથા કાયદાના ગુણદોષની ચાવી ઉપરના

વ્યક્તિ સામે એ ગુનો કર્યો હોય, છતાં એ માત્ર વ્યક્તિનો નહીં પણ સમાજનો ગુનેગાર છે; કારણકે તેણે સમાજની વ્યવસ્થાને સ્ખલિત કરી છે.

આ બધા ગુનાઓમાં વહીવટની સરળતા માટે કાયદાએ અમુક ગુનાઓ માટે પોલીસ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યુ છે, બીજા માટે જેના સામે ગુનો થયો હોય તે વ્યક્તિ ફરિયાદ કરી શકે તેમ ઠરાવ્યુ છે, ને તેથી પોલીસ કેસોમાં ફરિયાદી તરીકે 'રાજ્ય' લખવામાં આવે છે.

ખાનગી વ્યક્તિઓ ફરિયાદ કરે તોપણ તે રાજ્ય વતી ફરિયાદ કરે છે તેમ મનાય છે ને તેથી જ જ્યારે ખાનગી ફરિયાદોમાં સજા કે મુક્તિ સામે અપીલો થાય છે, ત્યારે રાજ્યના પ્રતિનિધિ ઍડવૉકેટ જનરલ કે સરકારી વકીલને પણ નોટિસ આપી તેમને શું કહેવું છે તે માટે હાજર રહેવાનું કહેવામાં આવે છે.

લેણદેણના હજારો ને લાખો રૂપિયાના મુકદ્દમા થાય તેમાં રાજ્યને કંઈ લાગતુંવળગતું નથી; કારણકે તે તો પ્રજાજનોના અંગત સંબંધોનો સવાલ છે.

દીવાની અદાલતો સરકારને નાણાંકીય આવક આપે છે. ફોજદારી અદાલતો સીધી રીતે નાણાં ઉપજાવતી નથી, પણ દંડની રકમો દ્વારા પૈસા આપે છે, પણ તે પ્રમાણમાં ઓછા. ઘણી વખત આવી દંડની રકમો ફરિયાદીને આપવાનો હુકમ કરવામાં આવે છે.

પણ ફોજદારી અદાલતોની પછવાડે રહેલો સિદ્ધાંત સમજવા જેવો છે. એની પાછળ અમુક વ્યવસ્થિત ચોક્કસ વિચારસરણી છે.

એક માણસ બીજાને તમાચો મારે છે, તેની મિલ-

સ્વાભાવિક થઈ પડ્યાં છે, કે તેની પછવાડે રહેલી વિચારસરણી કે સિદ્ધાંતો આપણે જાણતા નથી—જાણવા પ્રયત્ન પણ કરતા નથી.

જંગલી યુગમાં એક માણસ બીજાને મારે તો બીજો તેને સામો લગાવે. કોઈ કોઈનો કાન કાપે તો સામો તેનો કાન કપાતો. જીવ લે તો જીવ લેવાતો. આજે પણ કેટલીયે જાતોમાં ખૂનનો બદલો ખૂનથી લેવાની પ્રથા પેઢી દર પેઢીથી ચાલી આવે છે. આ બધા કિસ્સામાં ભોગ બનનાર પોતે જ અથવા તેનો સાથીદાર બદલો લઈ લે છે. કોઈ અદાલત કે પંચનો આશ્રય લેતો નથી.

પણ 'સંસ્કૃતિ' આગળ વધી, સમાજ વ્યવસ્થિત બન્યો અને 'ગુનો' એ શરમ ગણાવા લાગ્યો, ત્યારથી સમાજે 'ગુના'નો બદલો લેવા માટે જુદી જ વ્યવસ્થા રચી. તે વ્યવસ્થા છે ન્યાયતંત્ર.

અદાલતની સ્થાપનાનું રહસ્ય એ છે કે થયેલા અન્યાયનો સમાજે જાતે બદલો લેવાની મનાઈ ફરમાવી; કારણકે તેમ થાય તો સમાજમાં અંધાધૂંધી ફેલાય ને 'વેર' તથા 'પ્રતિવેર'ની કોઈ સીમા રહે નહીં.

બીજો સવાલ એ થાય છે, કે સમાજે 'સજા' નક્કી કરી તેની પછવાડે જૂનવાણી જંગલી યુગની 'દાંતને બદલે દાંત' અને 'લોહીને બદલે લોહી'ની વિચારણાને જ મૂર્ત સ્વરૂપ આપ્યું કે બીજું કાંઈ?

આ બાબતમાં ન્યાયશાસ્ત્રના પારંગતોનો જુદોજુદો મત છે: કેટલાકો માને છે કે ગુનાની સજા સમાજે નક્કી કરી, તેની પછવાડે 'લે લેતો જા' એવી જૂનવાણી વેરની ભાવના છુપાયેલી છે. 'તેં તેને લાત મારી છે, સમાજ તને.રૂા.

પ્રશ્નોના જવાબમાં છે. તે પ્રશ્નોના જવાબમાં નીતિ–અનીતિના પ્રશ્નો પણ આવી જાય છે. તેમાં મૂડીવાદ, સમાજવાદ, અરાજકતાવાદ, પ્રજાવાદ અને સામ્યવાદના પ્રશ્નો પણ આવી જાય છે.

## ૫ : સમાજ સામે ગુનો

દરેક ગુનો એ સમાજ સામેનો ગુનો છે એમ સમાજે માન્યું છે ને તેથી ગુનાની સજા કરવાનું કાર્ય સમાજે ઉપાડી લઈને તે કાર્ય પોલીસ તથા અદાલત દ્વારા કરે છે. અદાલતના હુકમો લોકો પાળે છે, કારણકે તેઓ જાણે છે કે ભલે હુકમ કરનાર એક માત્ર વ્યક્તિ જ હોય છતાં તે હુકમનો અમલ કરાવવા માટે આખું પોલીસદળ અને જરૂર પડે તો લશ્કર તૈયાર હોય છે. એ રીતે અદાલત એ સમાજની પ્રતિનિધિસંસ્થા છે; જો કે વ્યવહારમાં એ આપણે અનુભવતા નથી.

દરરોજ ગુનેગારોને સજા કરવામાં આવે છે. કોઈને દંડ, કોઈને તુરંગ, કોઈને કાળાંપાણી અને આપણે એમ કહીએ છીએ કે તેણે ગુનો કર્યો એટલે તેને સજા તો થાય જ ને! કેટલીક વખત સજાને આપણે અન્યાયી ગણીએ છીએ, કેટલીક વખત કહીએ છીએ કે 'તે એ જ લાગનો હતો.'

દરેક ગુના માટે કાયદાએ સજા નક્કી કરેલી હોય છે, છતાં સજાનું પ્રમાણ ગુનાના પ્રમાણમાં હોય છે. પાંચ રૂપિયાની ચોરી કરનારને બે વર્ષની જેલની સજા ન થઈ શકે.

પરંતુ 'ગુનો' અને 'સજા' એ આપણા માટે એટલાં

સ્વાભાવિક થઈ પડ્યાં છે, કે તેની પછવાડે રહેલી વિચારસરણી કે સિદ્ધાંતો આપણે જાણતા નથી—જાણવા પ્રયત્ન પણ કરતા નથી.

જંગલી યુગમાં એક માણસ બીજાને મારે તો બીજો તેને સામો લગાવે. કોઈ કોઈનો કાન કાપે તો સામો તેનો કાન કપાતો. જીવ લે તો જીવ લેવાતો. આજે પણ કેટલીયે જાતોમાં ખૂનનો બદલો ખૂનથી લેવાની પ્રથા પેઢી દર પેઢીથી ચાલી આવે છે. આ બધા કિસ્સામાં ભોગ બનનાર પોતે જ અથવા તેનો સાથીદાર બદલો લઈ લે છે. કોઈ અદાલત કે પંચનો આશ્રય લેતો નથી.

પણ 'સંસ્કૃતિ' આગળ વધી, સમાજ વ્યવસ્થિત બન્યો અને 'ગુનો' એ શરમ ગણાવા લાગ્યો, ત્યારથી સમાજે 'ગુના'નો બદલો લેવા માટે જુદી જ વ્યવસ્થા રચી. તે વ્યવસ્થા છે ન્યાયતંત્ર.

અદાલતની સ્થાપનાનું રહસ્ય એ છે કે થયેલા અન્યાયનો સમાજે જાતે બદલો લેવાની મનાઈ ફરમાવી; કારણકે તેમ થાય તો સમાજમાં અંધાધૂંધી ફેલાય ને 'વેર' તથા 'પ્રતિવેર'ની કોઈ સીમા રહે નહીં.

બીજો સવાલ એ થાય છે, કે સમાજે 'સજા' નક્કી કરી તેની પછવાડે જૂનવાણી જંગલી યુગની 'દાંતને બદલે દાંત' અને 'લોહીને બદલે લોહી'ની વિચારણાને જ મૂર્ત સ્વરૂપ આપ્યું કે બીજું કાંઈ?

આ બાબતમાં ન્યાયશાસ્ત્રના પારંગતોનો જુદોજુદો મત છે: કેટલાકો માને છે કે ગુનાની સજા સમાજે નક્કી કરી, તેની પછવાડે 'લે લેતો જા' એવી જૂનવાણી વેરની ભાવના છુપાયેલી છે. 'તેં તેને લાત મારી છે, સમાજ તને, રૂા.

પનો દંડ કરે છે. હવે તને બોધપાઠ મળ્યો. તુ તેને લાયક હતો,' એવી કોઈક ભાવના છે. ૯

બીજો મત એ છે કે 'સજા' પ્રતિરોધક છે; એટલે કે એક વખત ગુનો તો થઈ ગયો; પરંતુ બીજા લોકો તેવો ગુનો ન કરે તે માટે પ્રથમ ગુનેગારને સજા ફરમાવીને અદાલત ભાવિ ગુનેગારોને કહે છે કે 'ખબરદાર! તમે પણ જો ગુનો કર્યો તો તમારી પણ આવી જ દશા થશે.' ને આ કારણે જ કેટલાક કિસ્સામાં સજા કરતી વખતે અદાલત કહે છે: 'આ કિસ્સો ઘણો ખરાબ છે ને તે માટે દાખલો બેસાડવા આકરી સજાની જરૂર છે.'

ત્રીજો મત એમ કહે છે કે 'સજા'નો હેતુ સુધારક છે. 'ગુનો' કરીને માર્ગભૂલેલાને તે તેની ભૂલનુ ભાન કરાવે છે. ક્ષણિક આવેશમાં કે બેજવાબદારીથી ગુનેગારે જે કૃત્ય કર્યું હોય છે તેનો તેને પસ્તાવો થાય તે માટે સજાની યોજના છે. સજામાં જે માનહાનિ રહી છે તેને કારણે તેને આત્મનિરીક્ષણ કરવાની તક મળે છે. પોતે કરેલાં કૃત્યની યોગ્યાયોગ્યતા તપાસવાની સગવડ મળે છે ને કશું ન થાય તોપણ તેને પોતાને પ્રતીતિ થાય છે કે સમાજમાં તે સ્વેચ્છાપૂર્વક વર્તન રાખી શકે નહીં. ને જો પોતે ફરીથી એવું જ કોઈ કૃત્ય કરશે તો તેના પુનઃ એજ હાલ થશે. આ ભાન જાગૃત કરવા તથા ગુનાની પુનરાવૃત્તિ અટકાવવા કેટલાકો સજાના પ્રકારોને આકરા બનાવવા અગર તો જેલજીવનને વધુ કઠોર બનાવવાનો આગ્રહ રાખે છે.

એ રીતે સજાની પાછળની વિચારસરણીઓ જુદીજુદી જાતની છે; પરંતુ એમ લાગે છે કે સજાની પછવાડે ઉપર લખેલાં બધાં તત્ત્વો હોય છે. એટલે કે તેમાં 'વેર'ની ભાવના,

પ્રતિબંધની ભાવના તથા 'સુધારા'ની ભાવના રહેલી છે ને એ ત્રણે સિદ્ધાંતોને અનુલક્ષીને સજા આપવામાં આવે છે.

પણ જુદાજુદા પ્રદેશ તથા જુદાજુદા સમાજ કે જાતોની પદ્ધતિઓ તથા સિદ્ધાંતો, રીતરિવાજો વગેરે જુદાજુદા હોય છે ને તે પ્રમાણે ત્યાં જુદીજુદી પરિસ્થિતિ પ્રવર્તે છે.

'અદાલત' તથા 'સજા'ઓની આટલી વિચારણા પછી હવે એક મુખ્ય પ્રશ્ન વિચારવાનો રહે છે; અને તે 'ગુનાની વ્યાખ્યા'નો છે!

'ગુનો' કોને કહેવો તેની વિચારણા કરવા માટે સમાજની આખી રચના સમજવી પડે તેમ છે. જુદેજુદે વખતે જુદાજુદા દેશમાં તથા જુદીજુદી જાતિઓમાં સમાજ-વ્યવસ્થા કેવી હતી કે છે, તેનો વિચાર કરવો પડશે; કારણકે તેથી એવું પણ માલૂમ પડશે કે એક 'કૃત્ય' એક સમાજમાં ઘોર અપરાધ લેખાતું હોય છે જ્યારે તે જ 'કૃત્ય' બીજા સમાજમાં નિર્દોષ ગણાય છે.

## ૬ : ગુનો એક કળા

'ગુનો રાંક છે' એવી આપણે ત્યાં કહેવત છે. ગુનેગાર ગુનો કરે છે; તેનાં કારણો જુદાંજુદાં હોય છે. કોઈ ક્ષણિક આવેશને વશ બનીને ગુનાહિત કૃત્ય કરી બેસે છે. કોઈ પોતાનો અમુક હેતુ સિદ્ધ કરવા અનિચ્છાએ બીજો કોઈ રસ્તો ન દેખાતાં 'ગુનો' કરી નાખે છે. કોઈ સંજોગોને વશ બની ગુનો કરે છે. કોઈની વૃત્તિ જ ગુનાખરી હોય છે. તેમને ગુનાહિત પ્રવૃત્તિ વિના મજા જ પડતી નથી. કેટલાક તો 'ગુના'માં જ રાચે છે. ગુનેગારોનું જગત

તેમનું સ્વર્ગ હોય છે. ગુનેગારોના સામ્રાજ્યના તેઓ સ્વામી હોય છે. જેમ અન્ય સમાજમાં રાજાઓ, મહારાજાઓ, સમ્રાટો ને રાજરાજેશ્વરો હોય છે તેવી જ રીતે ગુનેગારોની જમાતમાં પણ સરદારો, રાજાઓ ને સમ્રાટો હોય છે. તેમનો જીવન–વ્યવસાય જ ગુના કરવાનો હોય છે. બીજાને ફસાવવા, બીજાને છટકામાં સપડાવવા, બીજાને હેરાનપરેશાન કરવા, તે તેમનું કાર્ય હોય છે. કેટલાકો તો એવા હોય છે, કે જે મોટા ગુનાઓ કરવામાં રાચે છે. જેમ રાજાઓ ઠઠારો ને ભવ્ય દેખાવોમાં રાચે છે એમ મોટી ધાડો, ચાલતી ટ્રેનની લૂંટો, ધોળા દિવસે બૅંકો તોડવી, હિંમતભર્યાં અપહરણો કરવાં ને છડેચોક ખૂન કરી નાસી જવું એ તેમની નજરે 'મહાન' કાર્યો હોય છે.

જેમ ગુનાને શોધવાની કળા છે, તેમ 'ગુનો' પોતે પણ એક કળા છે. જેમ યુદ્ધોનાં સંચાલનનું શાસ્ત્ર છે, જેમ ઉદ્યોગોની સ્થાપના તથા ખિલવણીનું શાસ્ત્ર છે તેવી જ રીતે 'ગુનેગારો'નું પણ એક અજબ શાસ્ત્ર છે. આપણી ચોસઠ કળાઓમાં ચોરી કરવાની કળાને પણ સ્થાન મળ્યું છે. 'ખૂન કરવાની કળા' ઉપર તો ઈંગ્લૅંડના એક વિખ્યાત લેખક 'ડી કવીન્સી'એ ખૂબ જ સુંદર ને મનનીય નિબંધ લખ્યો છે. ગુનેગારો કેવીકેવી ચાલાકીઓથી ગુનાઓ કરે છે તેનું આખું વિજ્ઞાન અમેરિકામાં તૈયાર કરવામાં આવ્યું છે ને તેના અભ્યાસ ઉપરથી તેઓ ગુનેગારોને પકડે છે.

કેટલાક ગુનેગારોની ગુના કરવાની એક જાતની રસમ પડી જાય છે. તેઓ જ્યારે ગુનો કરે ત્યારે અમુક જ રીતે ગુનો કરે છે. તે 'રીત' પરથી ઘણી વખતે પોલીસ ગુનેગારોને પકડી શકે છે. એને કાયદાની પરિભાષામાં 'Modus

Operandi' કહે છે. જેવી રીતે લેખનશૈલી પરથી લેખક પરખાઈ જાય છે તેવી જ રીતે ગુનો કરવાની પદ્ધતિ પરથી તે ગુનો કરનાર કોણ હશે તે જણાઈ આવે છે.

પ્રારંભમાં જણાવ્યુ તેમ 'ગુનો' જુદાજુદા સંયોગોમાં બને છે. ઇરાદાપૂર્વક ગુનો કરનાર પોતાનો ગુનો પકડાય નહીં તેની કાળજી રાખે છે. કોઈ 'સાક્ષી' રાખીને ગુનો કરતું નથી. આકસ્મિક રીતે 'ગુનો' કરી નાખનાર ગુનો કર્યા પછી પોતાના ગુનેગારીભર્યા કૃત્યની સર્વ નિશાનીઓ નાબૂદ કરવા પ્રયત્ન કરે છે. પરંતુ ગુનો રાંક છે, એ નિયમે કોઈ લોખંડી દિલના ગુનેગારોના અપવાદ સિવાય દરેક ગુનેગારનુ દિલ પોતાના કૃત્યની યાદથી ધ્રૂજતું હોય છે. માનસશાસ્ત્રની આ વાતને લક્ષમાં લઈને જ 'ચોખો ચવડાવવાની' પદ્ધતિ ગુનાશોધનમાં ઉપયોગમાં લેવાતી. 'જેણે ચોરી કરી છે તેને માથે પીછુ છે' એવી ટીકા કરી માથા પર પીછું છે-કે નહીં એમ જોવા જનાર ગુનેગાર પકડાઈ ગયાની વાત નોંધાઈ છે.

એટલે જો યોગ્ય તપાસ કરનાર હોય તો ગમે તેવો 'કળાકાર' ગુનેગાર પણ કાયદાની ચુંગાલમાંથી છટકી શકતો નથી. આર્થર કોનન ડોઈલે લખેલી વિખ્યાત ગુપ્તચર શેરલોક હોમ્સની વાતો જેણે વાંચી હશે તેને પ્રતીતિ થઈ હશે કે ભેદી ગુનેગારને પણ ગુનાશોધકની કળા કેવી ચાલાકીથી પકડી પાડી શકે છે.

કેટલીક વખત કેટલાક ગુનેગારો ઘણા ગુનાહિત કૃત્યમાંથી છટકી જાય છે; પરંતુ અંતે એક વખત એવો આવે છે કે જ્યારે તેઓ સપડાઈ જાય છે ને અંતે બધા ગુનાઓની સજા તેને ભોગવવી પડે છે. . .

## ૭ : ગુના : સારા અને ખરાબ

'અદાલતે જવું એ સારા માણસનું કામ નથી' એમ સામાન્ય રીતે કહેવાય છે. ઘણાં ખાનદાન અને સંસ્કારી માણસો ગમે તેવા બનાવને સહન કરી લઈને પણ અદાલતનો આશ્રય લેતા નથી, પણ કેટલીક વખત સારામાં સારા માણસોને પણ તેમની અનિચ્છાએ અદાલતે ઘસડાવું પડે છે; કારણકે કોઈ બીજો તેમને અદાલતે ઘસડી જાય છે ત્યારે તે નિરુપાય બને છે.

અદાલતની પહેલાં જેટલી પ્રતિષ્ઠા તથા ભય હતો તેટલાં આજે નથી એમ કહેવામાં અદાલતનું અપમાન નથી. પહેલાં તો અદાલતના નામમાત્રથી લોકો ધ્રૂજતા. ફોજદારી અદાલત તથા સજાના ભયથી તેઓ ચાહે તે કરવા તત્પર રહેતા; પરંતુ સવિનયભંગનાં આંદોલનો પછી અદાલતી સજાઓનો ભય પહેલાં જેટલો રહ્યો નથી.

પહેલાં એવું હતું, કે અદાલતની કોઈ પણ સજા હીણપતભરી લેખાતી, ને માનવી જિંદગીભર કાળી–ટીલી રાખીને ફરતો. અલબત, લોકમાન્ય તિલક જેવા અપવાદો હતા, છતાં તે વખતે સજા કીર્તિ અપાવી શકે છે તેવો ખ્યાલ પણ પ્રવર્તતો ન હતો. સવિનયભંગે જેલ તથા અદાલત પર એક નવું જ દૃષ્ટિબિંદુ ફેંક્યુ. ને તેણે જે પહેલાં કલંક લેખાતું તેને યશકલગી બનાવી એ ભાવના ક્રાંતિકારી છે. દેશદાઝ અર્થે અગર તો પોતે જે ન્યાય માન્યો છે તે ન્યાયની સ્થાપના અર્થે કાયદાનો ઇરાદાપૂર્વક ભંગ કરવો ને તેની સજા ભોગવી લેવી તે શરમનું નહીં પણ ગૌરવનું કાર્ય છે, એ ક્રાંતિકારી ભાવના ગાંધીયુગે પ્રવર્તાવી.

તે છતાં ખરા ગુનાહિત કૃત્ય માટે સજા થાય તો તેને કલંક ગણવાની ભાવના ગઈ નથી. આવા ગુનાઓને 'નૈતિક દોષ'વાળા ગુના કહેવામાં આવે છે. આજના કાયદાઓમાં પણ 'નૈતિક દોષ'વાળા ગુના અને તે વિનાના ગુના વચ્ચે ભેદ પાડવામાં આવે છે.

દાખલા તરીકે ભૂલથી તમારી મૉટર તમે રસ્તાના ડાબા હાથે ચલાવવાને બદલે જમણા હાથે ચલાવો, પોલીસનો 'હાથ' અવગણીને ચાલ્યા જાવ, મોટરને બત્તી ન હોય, તમે કારખાનું કાઢ્યું હોય ને તે રજિસ્ટર ન કરાવો, વીજળિક બત્તીના કાયદાનો કોઈ ભંગ કરો–તો તે બધા ગુના ગણાય ખરા ને તે માટે તમને બેપાંચ કે દસ રૂપિયાની સજા થાય. છતાં તે ગુનામાં નૈતિક દોષનું લાંછન નથી, પણ જો તમે કોઈનાં નાણાં ઉચાપત કરો, ચોરી કરો, બનાવટી સહી કરો કે એવાં બીજાં કૃત્યો કરો તો તે નૈતિક દોષવાળા ગુના છે ને તેમાં કલંક રહેલું છે.

ગુનાઓ વચ્ચેનો આ ભેદ તથા તેની પાછળનો સિદ્ધાંત પણ જાણવા જેવો છે.

સમાજની રચના અમુક સિદ્ધાંતો ઉપર થયેલી છે. સમાજે માનવીમાનવી વચ્ચેના વ્યવહાર માટે અમુક નિયમો ઘડ્યા છે ને તેને નીતિશાસ્ત્રનું નામ આપ્યું છે. ધર્મે તેને મંજૂરી આપી છે; એટલે દુનિયાના દરેક સમાજમાં અમુક પ્રકારના કૃત્યને નીતિ તથા ધર્મવિરુદ્ધ ગણવામાં આવે છે. એવા કૃત્યની નસિયતો માટે સમાજે કાયદા ઘડ્યા છે, દાખલા તરીકે ચોરી, બળાત્કાર, અપહરણ વગેરે. પણ સમાજની પ્રગતિ થતી ગઈ, વિજ્ઞાને નવા જીવનવ્યવહારો તથા સાધનો સર્જ્યાં, તે સાથેસાથે નવાનવા કાનૂનોની જરૂર

પડી. વીજળી શોધાઈ ને વીજળીનાં નિયમનની જરૂર પડી. મોટર શોધાઈ ને મોટરનાં નિયમનની જરૂર પડી, લિફ્ટ શોધાયું ને તેના નિયમનની જરૂર જણાઈ, વાયરલેસ તથા રેડિયો શોધાયાં ને તેના નિયમનની જરૂર પડી. એમ આજના વિજ્ઞાને સર્જેલી અનેક વસ્તુઓ માટે કાયદા–કાનૂનો ઘડવા પડ્યા. જે વસ્તુ માટે તે ઘડવા પડ્યા તે વસ્તુ નીતિશાસ્ત્રની બીજી વસ્તુઓ માફક સનાતન ન હતી; કદાચ રહે પણ નહીં. એટલા માટે તેવા કાનૂનોનો ભંગ 'નીતિદોષ' વિનાનો ગણાયો છે.

તે છતાં તેમાં પણ નૈતિક દોષવાળું કૃત્ય બને. દાખલા તરીકે વીજળીના જોડાણમાંથી ગુપ્ત રીતે તમે કરંટ વાપરતા હો તો તે ચોરી ગણાય, પણ તે ગુનો પુરાતન નીતિશાસ્ત્ર સામેનો જ થયો. એ રીતે આજે અનેક વસ્તુઓ પરસ્પર ગુંથાયેલી છે. એકબીજાના તાંતણા એકબીજા સાથે સંધાયેલા છે.

## ૮ : 'ભાષાને શું વળગે ભૂર?'

'ભાષાને શું વળગે ભૂર?' એ ઉક્તિ જ્યારે અખા ભગતે રચી હશે, ત્યારે બ્રિટનની રચેલી આજની અદાલતો અસ્તિત્વમાં નહીં હોય. તેણે રચેલા કાનૂનો પણ અસ્તિત્વમાં નહીં હોય. નહીં તો 'ભાષા'નો તેણે જે કાંકરો કાઢી નાખ્યો છે તે કાઢી નાખત નહીં. તે વખતે તો બાહુબળ જ વિજય મેળવતું; પણ અદાલતો તથા કાજીઓ 'ભાષા'ને વળગીને ન્યાય તોળતા ન હતા. પરંતુ જ્યારથી અંગ્રેજી અદાલતોની સ્થાપના થઈ છે, ત્યારથી 'ભાષા' એ જ એનો રણસ્થંભ છે, ભાષા એ જ એનો પાયો છે ને ભાષા એ જ એનું કીર્તિશિખર છે.

આજની અદાલતોમાં ન્યાયની તુલા 'શબ્દોની સાઠમારી' પર નભે છે. 'ભાષા'નાં સ્વરૂપ પર એ કાંટો ચાલે છે ને 'ભાષા' જ જીતે છે.

કાયદાની ભાષામાં વપરાયેલા શબ્દો પાછળ કેટકેટલાં વિવેચનો, શાસ્ત્રાર્થો ને ભાષ્યો રચાય છે તે જાણીને તમે અજબ થઈ જાવ. 'માથાના મોવાળાથી પણ સૂક્ષ્મ ને ઝીણા' અર્થો તારવવામાં આજસુધી ધારાશાસ્ત્રીઓની બુદ્ધિએ જે કુશાગ્રતા દાખવી છે તે તમે જાણો ને સમજી શકો તો તમે કદાચ અજબ થઈ જાવ. દેલવાડાનાં દહેરાંનાં કોતરકામ કરતાં પણ ઝીણાં કોતરકામ ધારાના ભાષ્યકારોએ કાયદાની ભાષામાં કર્યાં છે

એક 'ધી' (The) શબ્દ વાપર્યો ન વાપર્યો, એકાદ અલ્પવિરામ મૂક્યું કે ન મૂક્યું, 'અથવા', 'અને', 'અગર' એવા શબ્દોમાં કયો કેમ વપરાયો ને કેમ નહીં તેના પર દિવસોના દિવસો સુધી મારામારી ચાલે છે ને જેની બુદ્ધિ વધુ કુશાગ્ર હોય છે તે ફાવે છે. તેના પરિણામે દોષિત છૂટી જાય ને નિર્દોષ માર્યો જાય તેવા બનાવ પણ બને છે.

લોકમાન્ય તિલક સામેના રાજદ્રોહના મુકદ્દમામાં એક Disaffection (બેદિલી) શબ્દ આવતો હતો. આ શબ્દનો શું અર્થ થાય તે માટે લોકમાન્યે અનેક શબ્દકોષો રજૂ કર્યા હતા ને તે શબ્દના અર્થ પર કલાકો સુધી વિવરણ ચાલ્યું હતું.

એક સાદામાં સાદી ચાર કે છ લીટીના કાયદાની એકાદ કલમ પર ૧૦૦ પાનાં ભરાય તેટલી 'ટીકા'ઓ થઈ શકે છે.

શ્રીમદ્ ભગવદ્ગીતા વિષે કહેવાય છે કે જે જે માણસ જે જે દૃષ્ટિબિંદુથી તેનું વાંચન કરી અર્થ તારવવા ઇચ્છે તે

તે દ્રષ્ટિબિંદુવાળો અર્થ તેમાંથી મળી રહે છે; તેવી જ રીતે બ્રિટિશરોએ ઘડેલા કાનૂનોની રચના એવી હોય છે કે દરેક પક્ષકારને લાગે કે આ તો મારા જ પક્ષનો કાયદો છે.

કાયદાની કેટલીક કલમોની ભાષા એવી હોય છે કે તેમાંથી જે અર્થ તારવવો હોય તે નીકળે. આ કારણે ભારતમાં જ એક વિચિત્ર વાત પ્રવર્તતી જોવામાં આવે છે. કાયદો તો એક જ હોય છે. કાયદાની કલમ પણ એક જ હોય છે; છતાં તે જ કલમનો અર્થ કલકત્તાની વરિષ્ઠ અદાલત એક કરે છે, મુંબઈની અદાલત બીજો કરે છે ને કેટલીક વખત મદ્રાસની અદાલત ત્રીજો કરે છે. એવી રીતે આજે પ્રવર્તતા કેટલાક કાયદાઓની કેટલીક કલમો વિષે ભારતમાં જુદીજુદી વરિષ્ઠ કોર્ટોએ જુદાજુદા અર્થ તારવ્યા છે.

કાયદાની અદાલતો માટે એક સિદ્ધાંત એવો છે, કે દરેક અદાલતે તેના પ્રાંતની વરિષ્ઠ અદાલતના અભિપ્રાય પ્રમાણે જ કાયદાના અર્થને સ્વીકારવો જોઈએ. એટલે કે મુંબઈ પ્રાંતની અદાલતોને મુંબઈની હાઈકોર્ટે જે નિર્ણય આપ્યો હોય તે મુજબ ચાલવું જોઈએ, પછી ભલે કલકત્તા ને મદ્રાસની અદાલતોએ તેથી જુદો જ નિર્ણય આપ્યો હોય.

આ કારણે એક વિષમ પરિસ્થિતિ ઊભી થાય છે; તે એ કે જ્યારે એક જ કલમના બે જુદાજુદા અર્થો બે પ્રાંતોની કોર્ટોએ કર્યા હોય છે, જ્યારે એક જ કેસ જો અમુક પ્રાંતમાં હોય તો તેનું પરિણામ અમુક જ આવે, જ્યારે બીજા પ્રાંતમાં બીજું આવે. એટલે કે એક જ માણસ એક જ જાતના કેસમાં મુંબઈમાં નિર્દોષ ઠરે ને કલકત્તામાં સજા પામે. શુદ્ધ ન્યાયની દૃષ્ટિએ જોતાં આ સ્થિતિ ઘડીભર પણ ચલાવી શકાય નહીં.

જાગૃતરાજ્યે આવા પરસ્પર વિરોધી અર્થો તારવવામાં આવ્યા હોય ત્યારે આખા દેશની વરિષ્ઠ અદાલત( અં. સુપ્રીમ કોર્ટ )નો ચુકાદો મેળવે અગર તો કાયદામાં સુધારો કરે. પણ તેમ ન થતું હોઈને આજે ને આજસુધી એક જ કલમ નીચે એક પ્રાંતમાં ન્યાય ને બીજામાં અન્યાય પ્રવર્તી રહે છે. આ સ્થિતિ ખરી રીતે ઘડીભર પણ ન ચલાવી લેવી જોઈએ. ને આવા વિરોધી ચુકાદાઓને એકરારખા કરી બધાને સરખો ન્યાય મળે તેટલી ઝડપી તંત્રરચના થવી જોઈએ.

## ૯ : અરાજકતાવાદ ને ગાંધીવાદ

ગમે તેવો સમાજ હોય તોયણ તેને કાયદાની તો જરૂર પડવાની જ. પછી ભલેને સામ્યવાદી શાસન હોય કે એકહથ્થુ મૂડીવાદી હોય કે પ્રજાવાદી; કારણકે કાયદો ખરી રીતે તો સમાજનિયમનનું સાધન છે. જ્યાંસુધી માનવી માનવી મટી દેવ બન્યો નથી, જ્યાંસુધી માનવીમાં લોભ, હિંસા, ક્રૂરતા, મોહ, દ્વેષ, ઇર્ષ્યા- અને બીજા અવગુણો ભર્યા છે, જ્યાંસુધી માનવીના જીવનનિર્વાહનો આધાર અન્યના શ્રમ કે અન્યની ઇચ્છા પર નભે છે, જ્યાંસુધી માનવી પોતે પોતાની ફરજનો સંપૂર્ણ ખ્યાલ રાખી પોતાનું વર્તન તે મુજબ ખાંડાની ધારે ચલાવવા જેટલો સંયમી અને શક્તિમાન બન્યો નથી, જ્યાંસુધી માનવી પોતે દોષ-મુક્ત નથી અગર પોતાના જ દોષ જાણી તેનું પોતે જ નિવારણ કરે તેટલો જાગૃત નથી, ત્યાંસુધી સમાજને કાયદાની જરૂરત પડવાની. પ્રાચીન રોમ, ગ્રીસ કે મીસરમાં પણ કાયદા

હતા ને પ્રાચીન હિંદમાં પણ કાયદા હતા; મનુસ્મૃતિ એનું જ્વલંત દૃષ્ટાંત છે.

એટલે આજે કાયદા પ્રત્યે કેટલેક સ્થળે જે ઉપહાસવૃત્તિ દાખવવામાં આવે છે અગર તો તેને એક નિરર્થક બંધનરૂપ માનવામાં આવે છે તે સમજફેરને કારણે છે કેટલીક વખત કાયદા તથા અદાલતો પ્રત્યે આપણી વલણ વિરોધી ભાવનાથી ભરેલી રહે છે, તેનું કારણ એ છે કે આજે કેટલાક કાયદાઓ આપણી ભાવના પ્રત્યે સુસંગત નથી, ત્યારે કેટલાક સારા કાયદાઓનો અમલ કેટલીક અદાલતો દ્વારા યોગ્ય રીતે થતો નથી. આ કારણે આપણામાં કાયદાવિરોધી ભાવના જાગે છે.

દુનિયામાં અનેક વાદો પ્રસરેલા છે, તેમ એક અરાજકતા નામનો વાદ પણ પ્રસરેલો છે. આ વાદ કોઈ પણ જાતની સત્તાનો વિરોધી છે. એટલે લશ્કર કે પોલીસ સમાજ ને ન જોઈએ તેમ તે માને છે. તે વાદના સમાજમાં અદાલત નહીં હોય, પોલીસ નહીં હોય, લશ્કર નહીં હોય, કાયદાના હજારહજાર બંધનો પણ નહી હોય. આ વાદના પ્રેરકો રશિયનો–પ્રિન્સ ક્રોપોટકીન અને બાકુનીન હતા.

આ વાદની હિમાયત ટૉલસ્ટૉયનાં લખાણોમાંથી મળી આવે છે ને ગાંધીવાદનું સાચું સ્વરૂપ અરાજકતાવાદને મળતું છે.

યુરોપના અરાજકતાવાદ તથા આપણા ગાંધીવાદ વચ્ચે એક અજબ સામ્ય છે. જેમ કોઈ વિરાટ કારખાનાના દરેક સંચા આપમેળે પોતાનું કાર્ય કર્યે જાય છે, તેવી જ રીતે સમાજનો દરેક વર્ગ પોતાનુ કાર્ય આપમેળે ક્ષતિ વિના કર્યે જાય તેવી કલ્પના અનેકે કરી છે ને તેવા સંજોગોમાં

કાયદા ને અદાલતો નિરર્થક છે એમ પણ તેમણે કલ્પ્યું છે.

આ સર્વ વાદો ઇચ્છે છે તેવું જ જગત હોય તો તેમની વાત ખરોબર હતી; પરંતુ માનવજાતના કમનસીબે આ જગત એવું નથીઃ તે અનેક પાખંડો, પાપો, ષડ્યંત્રો ને લાલસાઓથી ભરેલું છે. તે સંયોગોમાં કાયદા-કાનૂન વિના સમાજ અસ્તિત્વ ધરાવી શકે નહીં. નહીં તો અંધાધૂંધી જ ફેલાય.

એથી ફલિત થાય છે, કે કાયદા-કાનૂનની આજના સમાજમાં જરૂર છે. વળી કાયદો આજે સમાજની પ્રગતિનું સાધન પણ બની શકે છે ને સમાજના વિકાસ સાથે જો વિકસે તો સમાજને લાભ થાય છે. એ રીતે કાયદો લોકોપકારક બની શકે છે. ને તેથી જ કહેવાયું છે કે કોઈ પણ દેશના કાયદા જોયા હોય તો તે પરથી તે દેશનો સમાજ કેવો હશે તે કલ્પી શકાય છે.

કાયદો એટલે નિયમ નિયમ કુદરતરચિત હોય તેમ જ મનુષ્યરચિત. કુદરતના કાનૂનનો ભંગ થતાં આપમેળે જ શિક્ષા થાય છે. જો શરીરના ધર્મો ખરોબર ન સાચવીએ તો માંદગી આવી પડે છે.

મનુષ્યકૃત કાયદાની શિક્ષા આપમેળે મળતી નથી. 'ગુનો' કરનારને 'કર્મ'ના સિદ્ધાંત પ્રમાણે આપમેળે ઈશ્વરી નસિયત મળે છે તેમ આસ્તિકો માને છે, પણ તે નસિયત ક્યારે મળે તે કોઈ કહી શકે નહીં. ઊલટું સમાજમાં એવું જોવા મળે છે કે નિર્દોષો પિલાય છે, જ્યારે બદમાસો ફાવી જાય છે.

ને તેથી સમાજ પોતે જ ગુનાની સજાઓ ફરમાવે છે. ગુનો કરનાર પકડાયા પછી પણ ગુનો કબૂલ કરી લેતો

નથી. એ કારણે ગુનો સાબિત કરવાના નિયમો પણ ઘડવા પડે છે; કારણકે નિર્દોષ ગુનેગાર બનીને પિટાઈ ન જાય તેની સંભાળ રાખવી પડે છે. આ માટે પુરાવાના કાયદા રચાય છે આ કાયદો અન્યાયને નિવારવા તથા નિર્દોષને બચાવવા રચાયો છે; પરંતુ વિચિત્રતા એ છે કે કેટલીક વખત કાયદાના કાનૂનો તેના જ હેતુને બરબાદ કરે છે ને છડેચોક ખૂન કરનાર છટકી જાય છે તથા નિર્દોષો દંડાઈ જાય છે.

## ૧૦ : અનાસક્તિયોગના આશકો

અદાલતમાં હરહંમેશ વકીલાત કરતા વકીલો, ન્યાય તોળતા ન્યાયાધીશો ને તે બધાના પ્રેક્ષક બનતા કારકુનો, સિપાઈઓ ત્યાંની દરરોજની દિલદ્રાવક કહાણીઓ સાંભળીને ઓગળી જતા હશે ને તેમનું જીવન અસહ્ય બનતું હશે એમ કોઈ માનતું હોય તો તે ભૂલ છે હકીકત તેથી ઊલટી જ હોય છે. અહીં તો કોઈનું રૂંવાડું યે ફરકતું નથી!

તમે કોઈ દિવસ કોઈ કુંભારના હાથ જોયા છે? જ્યારે નિભાડો પાકે છે ને તેને ખોલવામા આવે છે, ત્યારે તેમાંથી ઊની ધગધગતી ઈંટો બહાર કાઢવામાં આવે છે. આ ઈંટોથી બે ઈંચ છેટે પણ તમે જો તમારી આંગળી રાખો તો દાઝતા હો તેવું લાગે છે, તમે તેને અડકી પણ ન શકો. સ્પર્શ કરો તો આંગળી બળી જાય, પણ એ કુંભાર તમે જેમ પાણીનો પ્યાલો ઊંચકો તેવી રીતે આ ઈંટોને ઊંચકીઊંચકીને ગોઠવે છે, કારણકે જીવનભરના પ્રયોગથી તેના હાથની ચામડી બળીને બુઠ્ઠી બની ગઈ હોય છે. તેના

જ્ઞાનતંતુઓ મરી ગયા હોય છે ને ઉષ્મા તેને સ્પર્શી શકતી નથી ને તેથી તે દાઝતો નથી.

તેવી જ રીતે કોઈ ખેડૂત કે ભરવાડપુત્ર ઉઘાડાપગે રણવગડામાં કાંટાકાંકરા વચ્ચે પૂરઝપટ ચાલ્યો જશે, પણ આપણે નહીં ચાલી શકીએ; કારણકે તેનાં પગનાં તળિયાં 'બુઠ્ઠાં' બન્યાં હોય છે. તેની ચામડી કઠણ ઢાલ જેવી બની જાય છે.

લોહીનું ટીપું જોઈને ઘણાને તમ્મર આવે છે. તબીબી વિદ્યાર્થીઓ લોહી ને માંસના લોચાઓ વચ્ચે જ શીખે છે. ચીતરીની તેની લાગણી નષ્ટ પામે છે.

નાનકડી કીડી કચરાતાં ને તેની યાતના જોતાં ઘણા કમકમી ઊઠે છે; પરંતુ જીવતાં દેડકાં ને વાંદા પર અનેક જાતના પ્રયોગો કરતાં તબીબી વિદ્યાર્થીઓની લાગણી દુખાવાને બદલે તેઓ કંઈ નવી જાતની જિજ્ઞાસા અનુભવે છે.

કોઈ છાપામાં એકાદ ચર્ચાપત્ર લખનારને પોતે મહાન લેખક છે એવું લાગી જાય છે, પણ એવા હજારો લેખો જેને મળે છે એવા તંત્રીઓ એવી અનેક વાર્તાઓ કે કાવ્યો વિનાસંકોચે કચરાની ટોપલીમાં ફેંકી દે છે.

સહેજ દુર્ગંધનો અનુભવ થતાં નાકે રૂમાલ દાબી આપણે તે જગાએથી દૂર નાસવા પ્રયત્ન કરીએ છીએ, પણ એ જ ગંધાતી ગટરોમાં ઊતરીને ભંગીઓ હરહંમેશ સાફ-સૂફી કરે છે.

એક વસ્તુ જ્યારે પરિચિત બને છે ત્યારે તેનામાં રહેલી નવીનતા, કે કોઈ પણ પ્રકારની વિશિષ્ટતા નાશ પામે છે. પહેલી વખત બૉમ્બ પડે ત્યારે લોકોમાં ગભરાટનો પાર રહેતો નથી, પણ ત્રણ વર્ષ સુધી બૉમ્બમારા નીચે

વસતા માદ્રીડના રહેવાસીઓને બૉમ્બમારો ટાઢ, તાપ કે વર્ષા જેવો જ સ્વાભાવિક થઈ પડ્યો હતો.

તેવી જ રીતે દરરોજ ભયાનક કહાણીઓ સાંભળીને ‘ આળાં’ દિલ બરછટ બની ગયાં હોય છે. અનુકંપા ને સહાનુભૂતિની ભાવના નષ્ટ થઈ ગઈ હોય છે. આવું જ ચાલ્યા કરે છે, આમ જ બને છે, આ તો બધું સ્વાભાવિક જ છે. એવો વિચાર જ પ્રવર્તે છે ને તેથી ગમે તેવી કરુણ કહાણી છતાં અમારાં રીઢાં બની ગયેલાં દિલ જરા પણ હલી ઊઠતાં નથી. ને તેમ હોય તો જ ખૂનીનો બચાવ તેનો વકીલ કરી શકે છે. કોઈ કુમળી બાળા પર ઘોર અત્યાચાર કરનાર આદમીનો બચાવ પણ એ જ કારણસર થઈ શકે છે.

અહીં વિશ્વાસઘાતી, ઠગારો, લૂંટારો કે બીજા અનેક ગુનાનો કર્તા પણ એ જ રીતે ‘ બિચારો મારો અસીલ ’ બની જાય છે ને ધારાશાસ્ત્રી તેના રક્ષણ માટે પોતાની સોળે કળા અજમાવે છે.

દુનિયાના દરેક ક્ષેત્રમાં આ જ હકીકત છે; એટલે આ ક્ષેત્રની જ આ ખાસ વિશિષ્ટતા છે એમ માનવાનું કાંઈ કારણ નથી.

## ૧૧ : કાયદો એ ‘ માયા ’ છે

‘ કાયદો ’ એ કોઈ સનાતન વસ્તુ નથી, પરંતુ તેના રચયિતાઓની છાપવાળી એ બનાવટ હોય છે; એટલે આજે જે ‘ કાયદો ને વ્યવસ્થા ’ ને નામે ઓળખાય છે, તે કાલે ન પણ હોય.

૧૯૧૯માં પંજાબમાં ‘ માર્શલ લૉ ’ જાહેર થયો ત્યારે

અનેક કાનૂનો થયા હતા. તેમાં એક કાનૂન એવો હતો કે અમુક શેરીમાં પસાર થનારે પેટે ચાલીને પસાર થવું. બીજો કાનૂન એવો હતો કે સરકારી જાહેરાત જે મકાન ઉપર ચોડવામાં આવી હોય તે જાહેરાત કોઈ તોડીફોડી ન નાખે તે જોવાની જવાબદારી તે મકાનમાલિકની ગણવામાં આવી છે.

જેમ નવા રોગની દવા શોધાય છે તેમ નવી પ્રવૃત્તિને ડામવા નવાનવા કાનૂનો શોધાય છે. આ બધા પરથી વિચાર થાય છે કે 'કાયદો' એટલે શું? કોને 'કાયદો' કહી શકાય? એ ઘડવાની સત્તા કોની? એને અમલમાં મૂકવાની સત્તા કોની? કાયદાઓ ઘડવાની મર્યાદા શી? એક માણસને કાયદો ઘડવાની સત્તા અપાઈ પછી તે ગમે તેવા કાયદા ઘડી શકે?

જ્યારથી માનવી રખડતો મટી સમાજરૂપે સંગઠિત બન્યો, ત્યારથી તેને સમાજની વ્યવસ્થા માટે નિયમોની જરૂર તો પડી. માનવી 'સંપૂર્ણ' નથી; તેથી સામાજિક સંગઠન તથા વ્યવસ્થા જાળવવા માટે માણસને નિયમોની જરૂર પડી. પણ તે નિયમો ઘડે કોણ? તેનો અમલ કરે કોણ?

દરેક માનવી કંઈ આ ઘડતરમાં ભાગ લઈ શકે નહિ. તેથી સમાજે એવો માર્ગ કાઢ્યો કે સમાજની વ્યવસ્થા સાચવવાનું કાર્ય એકાદ વ્યક્તિ કે થોડીક વ્યક્તિઓના સમૂહને સોંપવું.

કોઈ જગ્યાએ આ કાર્ય એકાદ વ્યક્તિને સોંપાયું. એ વ્યક્તિ કાયદો ઘડે, તેને અમલમાં મૂકે. સમાજે તે વ્યક્તિનો એ અધિકાર સ્વીકાર્યો સમય જતાં સમાજ મૂળ ગોઠવણ ભૂલી ગયો ને તે વ્યક્તિ ધીમેધીમે 'દૈવી અધિકાર' ધરાવનાર રાજા-સ્વરૂપે વિકાસ પામી.

બીજે જ્યાં આવું કાર્ય થોડીક વ્યક્તિઓના સમૂહને સોંપાયું ત્યાં તેવી વ્યક્તિઓની પસંદગીનો સવાલ ઊભો થયો ને એ પસંદગી બદલાવા લાગી. તેમાંથી પાર્લામેન્ટ તથા પ્રજાવાદનો જન્મ થયો. પ્રજા તેના પ્રતિનિધિઓ ચૂંટે. આ પ્રતિનિધિઓ સમાજની વ્યવસ્થા જાળવવા કાયદા ઘડે ને તેનો અમલ કરાવે.

ઉપરના ઉદ્‌ભવને લક્ષમાં રાખીને 'કાયદા' વિષે નામાંકિત વિદ્વાનોએ અનેક ગ્રાન્થો રચ્યાં છે. ને 'કાયદા'ની જુદી-જુદી વ્યાખ્યાઓ આપી છે. તેમાંની એક વ્યાખ્યા એવી છે કે:

'કાયદો એ પ્રજાની ઇચ્છાનું રાજ્ય દ્વારા વ્યક્ત થયેલું સ્વરૂપ છે; જેનો શારીરિક બળ દ્વારા સમાજમાં અમલ થાય છે.'

એટલે પ્રજા બહુમતીથી જે ઇચ્છે તે 'કાયદો.' તેની ઇચ્છાને અમલમાં મૂકવા રાજ્યતંત્રરૂપી યંત્ર સમાજે રચ્યું; તે પોલીસ, અદાલત તથા લશ્કર દ્વારા પ્રજાની ઇચ્છાનો અમલ કરાવે છે.

પરંતુ એક વખત રાજ્યતંત્ર રચાયું પછી તેના પરનો પ્રજાનો કાબૂ નબળો પડે છે. સામાન્ય રીતે રાજ્યતંત્ર પોતાની રીતે ચાલે છે. દરેક પગલે કે દરેક કાર્યમાં તે પ્રજાની બહુમતીને માન આપી ચાલતું નથી; પ્રજાજનો સામાન્ય રીતે અજાગૃત, પ્રમાદી અને ઝાઝી તકલીફ ન લેવામાં માનનારા હોય છે. વ્યવસ્થા ચાલતી હોય તે ભલે ચાલે એવી જ મનોવૃત્તિના હોય છે. પરિણામે રાજ્યતંત્ર જે સેવક થવા રચાયું હતું તે માલિક બને છે. તેનો કબજો ધરાવનારા માનવીઓ જો આદર્શવાદી ને ઉચ્ચ ભાવનાથી પ્રેરાયા હોય તો રાજ્યવ્યવસ્થા સારી ચાલે છે. જો સ્વાર્થી અને સત્તા-

શોખી માણસોના હાથમાં તે તંત્ર જઈ પડે છે તો તે દમનને માર્ગે જાય છે ને જે જે કાયદાઓ કે કાનૂનો ઘડે છે તે કાંઈ પ્રજાના બહુમતી વર્ગને મંજૂર હોય છે તેમ હોતું નથી; પણ બહુમતી વર્ગની એ ઇચ્છાને વ્યક્ત કરવાના માર્ગો એણે જ રચેલું તંત્ર ખૂંચવી લે છે. પરિણામે માત્ર જ્યારે 'બળવા' જેવી સ્થિતિ ઊભી થાય ત્યારે જ તે તંત્રને પોતાના માર્ગ બદલવા પડે છે ને 'કાયદા'નાં ઊભાં કરેલાં શસ્ત્રો સંકેલી લેવાં પડે છે.

એટલે ફિલસૂફ અને જ્ઞાની જેમ કહે છે કે આ સંસાર એ 'માયા' છે તેવી જ રીતે નિરપેક્ષ રીતે જોઈએ તો આ 'કાયદા' એ પણ માયા છે, પરંતુ યુગોની પ્રણાલિકાને કારણે જે સમાજે આ 'કાયદા' ઘડવાની પદ્ધતિ સ્થાપિત કરી છે એ પદ્ધતિ પરનો તે પોતાનો કાબૂ વીસરી જાય છે.

## ૧૨ : 'કાયદેસર' ખાવું, 'કાયદેસર' પીવું

'તો પછી હું કાયદેસર પગલાં લઈશ.'

'અરે જા, તારાથી થાય તે કરી લેજે.'

'કાયદેસર એમ થઈ જ કેમ શકે? ચાલો હું પોલીસને બોલાવી લાવું છું.'

'કાયદો શું કહે છે? કાયદા પ્રમાણે તેનાથી તેમ થાય જ કેમ?'

આજના આપણા વ્યવહારમાં ઘણી વખત આવાં વચનો ઉચ્ચારાતાં સંભળાય છે. બે ભાગીદારો વચ્ચે વાંધો પડે, બે ભાઈઓ વચ્ચે તકરાર ઊભી થાય, બાપબેટા

વચ્ચે વિખવાદ જાગે, પતિપત્ની વચ્ચે વિક્ષેપ ઉત્પન્ન થાય, બે પાડોશીઓ વચ્ચે મતભેદનો પ્રારંભ થાય કે તરત જ 'કાયદા'નો સવાલ ઊભો કરવામાં આવે છે.

સમાજની રચના થઈ ત્યારથી જ માનવીમાનવી વચ્ચે, કુટુંબના સભ્યો વચ્ચે, પાડોશીઓ વચ્ચેના વ્યવહારો અમુક સામાન્ય સમજને આધીન બનીને ચાલતા આવ્યા છે. માણસમાણસ વચ્ચે આ રીતે જ ચાલવું જોઈએ એમ મનાતું આવ્યું છે. હક્ક છે, અધિકારો છે, બંધનો છે, પરંતુ તે બધાંના કડક પાલન માટે આગ્રહ સેવવામાં આવતો નથી. સામાન્ય માનવી સલાહસંપમાં માને છે. સામાન્ય માણસ તડજોડમાં માને છે. સામાન્ય માણસ કાંઈક પોતે ખમીને પણ બીજાને સંતોષ આપવા ઇચ્છે છે. કેટલાક માણસો હઠીલા હોય છે, કેટલાક દુરાગ્રહી હોય છે, કેટલાક અવ્યવહારુ હોય છે ને કેટલાક મિજાજી હોય છે; પરંતુ બધા તેવા હોતા નથી. હોય તો સમાજનો વ્યવહાર આજે ચાલે છે એવી રીતે ચાલે નહિ. માણસો કાયદેસર ચાલવા પ્રયત્ન કરે છે. પરંતુ કાયદો અંતે તો માનવવ્યવહારોના અનુભવનું નવનીત છે. સામાન્ય વર્તન ઉપરથી કાયદાના નિયમો ઘડાયા હોય છે.

છતાં 'કાયદા પ્રમાણે આ ન થઈ શકે,' એમ કહેવાની માણસ હિંમત કરે છે. એમ કહીને બીજાને ડારવાનો પ્રયત્ન કરે છે; કારણકે તે જાણે છે કે કાયદાનો અમલ કરવાની જેને સત્તા છે તે અદાલતો અને પોલીસ એનો ગમે તે ભોગે અમલ કરાવશે ને તેને ખાતરી છે કે તે જે કહે છે તે કરવાની તાકાત અદાલતમાં છે.

પરંતુ જીવનમાં આમ વ્યવહારમાત્ર કાયદા મુજબ

ચાલી શકે નહિ. દરરોજ આપણે અનેક ચીજો ખરીદીએ છીએ ને દરેકની ખરીદી માટે આપણે 'વેચાણખત' તૈયાર કરતા નથી. દરરોજ આપણે અનેક માણસોની નિંદા કરીએ છીએ કે સાંભળીએ છીએ પણ તે દરેક માટે બદનક્ષીની ફરિયાદો થતી નથી દરરોજ આપણે અનેકને પાંચ-પચીસ રૂપિયા ધીરીએ છીએ કે અનેક લોકો એકબીજા પાસેથી ચીજ–વસ્તુ ઉછીની લાવે છે, પણ તે માટે કોઈ ખત કરતા નથી કે સહીસિક્કા થતા નથી.

માણસના દરરોજના જીવનમાં દરેક વ્યવહારમાં ઘણી વસ્તુઓ 'કાયદેસર' થતી નથી, પણ માણસ એ ચલાવી લે છે; કારણકે તે જાણે છે કે જીવનની બધી બાબતોમાં 'કાયદેસર' કરવા જઈએ તો સમાજમાં મડાગાંઠ જ ઊભી થાય. ઘરેઘરે થતા ઝઘડા વખતે જો પોલીસને હાજર રહેવું પડતું હોય તો છે તે કરતાં દસગણી પોલીસ હોય તોપણ સમાજના ઝઘડા પતાવી શકે નહિ. દરેક બાબતમાં કાયદેસર પગલાં લેવાતાં હોય તો અદાલતોની સંખ્યા અનેકગણી વધારી દેવી પડે.

ને તે છતાં કેટલાક માણસોનાં મગજ 'કાયદેસરતા'-થી ભરેલાં હોય છે. તેમની વાતો 'કાયદેસર'ની હોય છે. તેમનું ખાવું, પીવું અને હલનચલન પણ 'કાયદેસર' હોય છે. દાક્તર જેમ દરેક ખોરાકની અસર વિષે જ વિચાર કરતો રહે છે, તેમ આવા માનવી દરેક બનાવ માટે 'કાયદેસર'ની રીતે જ વાત કરે છે.

આવા માણસની દલીલનો જવાબ આપી શકાતો નથી; કારણકે કાયદો સામાન્ય રીતે પ્રમાણશાસ્ત્ર પ્રમાણે જ રચાયો હોય છે; પરંતુ તેમની એવી માન્યતાઓને વેદિયાપણું

ગણાવી શકાય; કારણકે સમાજના હમેશના વ્યવહાર એવી રીતે ન ચાલી શકે એ એક જ દલીલ તેમની સામે થઈ શકે, જે દલીલ સમજવાની શક્તિ તેમનામાં હોતી નથી.

## ૧૩ : માનસશાસ્ત્રની પ્રયોગશાળા

હજુ સુધી આપણો કોઈ ઠઠ્ઠા–ચિત્રકાર અદાલતે ગયો નથી કે ત્યાં જઈને ત્યાં આવતી વિચિત્ર વ્યક્તિઓનો પરિચય સાધ્યો નથી. આપણા કોઈ વાર્તાકારે અદાલતની ચાર દીવાલો વચ્ચે કલ્પિત કથાઓને પણ ઝાંખી પાડે તેવી અજબ સત્ય કથાઓ સાંભળવાનો પ્રયત્ન કર્યો નથી.

કોઈ સમાજશાસ્ત્રી ત્યાં આવીને બેસે તો તેને તેના વિષય વિષે એટલી બધી માહિતી ને હકીકતો સાંપડે કે તે પોતે પણ વિમાસી ઊઠે કે આજ સુધી મેં આવા ખજાનાની અવગણના કેમ કરી હશે? સમાજની ખરી વિષમતાઓના પડછાયા અહીં જ પડે છે.

કોઈ માનસશાસ્ત્રીને અહીં અધ્યયન અને મનનનું એટલું બધું ભાતું મળી જાય કે તે જો તેના વિષયમાં ખરેખર રત હોય તો તે પોતાનો સમય અહીં જ ગાળે. માણસો કેવી મનોવૃત્તિના હોય છે, ગુના કરવા પાછળ કેવી મનોવૃત્તિ કાર્ય કરે છે, માણસો જુબાની આપતી વખતે કેવું ને કેટલું જૂઠું બોલે છે, માણસો અમુકઅમુક સંયોગોમાં કેવી રીતે વર્તે છે ને માણસના દિલમાં રહેલી આસુરી વૃત્તિ કેવી ત્રિઘાતક રીતે કાર્ય કરે છે તે બધું આવા અભ્યાસીને જોવા મળે છે. એ ગહન વિષયનાં કોઈ ભારે પોથાં વાંચવાની પણ તેને જરૂર રહે નહિ.

કોઈ અર્થશાસ્ત્રી અહીં આવે તો તેને પણ માણસો મિલકતની કેવીકેવી અજબ વ્યવસ્થા કરે છે, વસિયતનામા દ્વારા મિલકતની કેવી રીતે વહેંચણી થાય છે તે બધી બાબતો વિષે ઘણું જાણવાનું મળે.

કોઈ નારીહક્કના યોદ્ધાને તો અહીં નારીઓ પર થતા જુલમોની અજબ કથનીઓ સાંભળવા મળે.

કેટલાક માણસો એવા હોય છે, કે જેમને સ્ત્રીઓ સામે અજબ ઘૃણા હોય છે, અગર તો સ્ત્રીઓ પ્રત્યે તેઓ માનની નજરે જોતા નથી. આવા માણસોને પણ પોતાની માન્યતાને પોષે તેવી સામગ્રી અહીં મળી રહે છે.

અહીં એવી સ્ત્રીઓ પણ આવે છે, કે જે પોતાના પતિ સામે પોતાને મારવાના ખોટા કેસ કરે છે. એવી નારીઓ પણ અહીં દેખાવ દે છે, કે જેમનાં સાહસો સામાન્ય માણસને સ્તબ્ધ કરી દે છે. અહીં એવી નારીઓ પણ દેખાય છે, કે જેમણે પોતાના પતિ પાસે ઘરકામ કરાવ્યું હોય છે, વાસણ ઉટકાવ્યાં હોય છે, કપડાં ધોવડાવ્યાં હોય છે ને એ ઉપરાંત પતિઓ જેમ પત્નીઓને મારતા એમ આવી પત્નીઓએ પોતાના પતિઓને પણ સાવરણી કે લાકડીથી તાડન કર્યું હોય છે. અહીં એવી 'આઝાદ' નારીઓ પણ જોવા મળે છે, કે જે સામાન્ય રીતે અન્યત્ર મળે નહિ.

કોઈ રાજપ્રકરણી પુરુષને પણ અહીં તેની આંખ ઊઘડે તેવી બાબતો જાણવા મળે એમ છે. રાજકીય વિરોધીઓ તેને બદનામ, કરવા કેવાંકેવાં તરકટો કરે છે, કેવા બનાવટી કેસો ઊભા કરે છે એની અજબ વાતો અહીં પ્રગટ થાય છે. ખરીદાયેલી નારીઓ આવા માણસો સામે બિન-

છાજતા આક્ષેપો કરે છે.

એ રીતે અદાલત જેમ અન્યાયના નિવારણનું સાધન છે તેવી જ રીતે ખોટી રીતે ફસાવવાનું પણ સાધન બને છે ને એવા કિસ્સા પણ કોઈ અપવાદરૂપ નથી હોતા. કેટલીક વખત તો આ અદાલતો ભીષણ જુલમનું સાધન પણ બની જાય છે.

અદાલતનાં એ રીતે વિવિધ સ્વરૂપો છે ને જે જે દૃષ્ટિથી તેનો અભ્યાસ કરવા ઇચ્છો તે તે દૃષ્ટિથી તમે તેનો અભ્યાસ કરી શકો છો.

## ૧૪ : યુધિષ્ઠિરનો ઉત્તર

મહાભારત એ એક એવો ગ્રંથ છે કે જેમાં જીવન અને જગતની દરેક બાબત સમાઈ જાય છે. અતિશયોક્તિ કર્યા વિના કોઈ કહી શકે, કે મહાભારતમાં જે નથી તે બહાર ક્યાં યે નથી.

અનેક પ્રસંગોથી મહાભારત ભરપૂર છે. એક પ્રસંગમાં યમરાજા યુધિષ્ઠિરને કેટલાક સવાલો પૂછે છે ને યુધિષ્ઠિર તેના ઉત્તર આપે છે.

યમરાજાએ યુધિષ્ઠિરને પૂછ્યું : ‘હે ધર્મરાજ ! આ જગતમાં સૌથી વિચિત્ર ને તાજુબ થવાય તેવી વસ્તુ કઈ છે ?’

ધર્મરાજાએ કહ્યું : ‘આ જગતમાં સૌથી આશ્ચર્ય ઉપજાવે એવી વસ્તુ એ છે કે પોતાનાં સગાંસહોદર અને અન્ય માનવીઓને દરરોજ મૃત્યુ પામતાં માણસ દેખે છે. તે પોતે જાણે છે કે અંતે તો આ દેહ માટીમાં મળી જવાનો

છે ને છતાં અજબ થવા જેવી વસ્તુ એ છે, કે બીજાને મરતાં દેખતો માનવી પોતે કદી મરવાનો નથી એવી રીતે વર્તે છે.'

યુધિષ્ઠિરને જેમ સનાતન આશ્ચર્યનો વિચાર આવ્યો તેવો જ વિચાર અદાલતોની દુનિયામાં ફરતાંફરતાં પણ આવે છે: દરરોજ અનેક આરોપીઓ ગુનો કરવા માટે સજા પામે છે ને છતાં દરરોજ હજારો માણસો શા માટે ગુનેગારીનો પંથ છોડતાં નથી? ખૂન કરવા માટે ખૂનીઓ ફાંસીએ લટકે છે, બીજા ગુનાઓ માટે કોઈ કાળાપાણીએ જાય છે, કોઈ વર્ષોની સખત મજૂરી તથા કેદ ભોગવે છે, કોઈ દંડ ભરે છે: એમ ગુનો કરનાર અનેક રીતે દંડાય છે.

આ બધું જાહેર છે. તેની બધાંને જાણ છે ને છતાં 'અદાલતને આંગણે' ગુનેગારોની વણઝાર ચાલી જ આવે છે. તમે એનાં દ્વારે બેસો, એની પરસાળમાં ઊભા રહો, એના ખંડમાં નજર કરો—કેવાંકેવાં મુખારવિંદો દેખાય છે! એ આંખોની ચમક કેવી બાવરી ને ભયકારી લાગે છે! તરેહતરેહ ને જાતજાતના ગુના કરીને તેઓ આવે છે. એવા ગુનો કરનારા બીજા હજારો અહીં આવી ગયા ને પોતાનાં કૃત્યોની સજા ભોગવી ગયા ને તે છતાં આ માનવીઓ એ જ ગુનો કરીને આવે છે....! શા માટે?

શા માટે....? એ એક ગંભીર પ્રશ્ન છે. ધર્મરાજા પણ 'શા માટે?' એવા પ્રશ્નનો ઉત્તર આપી શકયા ન હતા. અહીં પણ એ પ્રશ્નનો ઉત્તર આપવો મુશ્કેલ છે, છતાં થોડો પ્રયત્ન કરીએ.

કેટલાક ગુનાઓ લાગણીના ઉશ્કેરાટમાં કરવામાં આવે છે. માનવી જ્યારે ક્રોધથી, અસૂયાથી, વૈરાગ્નિથી પ્રદીપ્ત બને છે,

ત્યારે તે સારાસારનો વિવેક ભૂલે છે ને અંધ બનીને, પરિણામોની પરવા કર્યો વિના, ગુનો કરી બેસે છે. આવી સંખ્યા બહુ ઓછી હોય છે. પરંતુ મોટો ભાગ ગુનો કરે છે ત્યારે એમ માને છે, કે બીજા ભલે પકડાયા પણ પોતે નહિ પકડાય! પોતાની હોશિયારી, ચાલાકી તથા ખબરદારીમાં તેમને એવો વિશ્વાસ હોય છે, કે તેઓ એમ માને છે કે પકડાઈ ગયો તે તો મૂર્ખ હતો, પણ પોતે એવી સિફતથી કામ કરશે કે પોતે પકડાશે નહીં! ને પોતે વિચારી રાખેલી પોતાના બચાવની યોજનાથી મનમાં ને મનમાં ખુશ થાય છે; પરંતુ તેમની આ કારકિર્દી લાંબો વખત ચાલતી નથી, અને વહેલા કે મોડા તેઓ ઝડપાઈ જાય છે. કેટલાક વળી એમ માને છે, કે આ દુનિયામાં એવી પોલ ચાલે છે કે ઘણાખરા ગુનેગારો મુક્તપણે હરેફરે છે ને જેઓ લાગવગ કે પૈસાવિનાના હોય છે તેઓ જ જેલવાસી બને છે.

કેટલીક વખત દંડ કે સજા એવી નજીવી હોય છે કે તેનો ભય લાગતો નથી. આનો અર્થ એ નથી કે મોટા ભાગના માણસો સજા કે દંડથી ડરતા નથી. ડરે છે ખરા—ને ન ડરતા હોત તો તો ગુનાનું પ્રમાણ એટલું બધું વધી ગયું હોત કે તેની સીમા ન રહેત. તે છતાં અદાલતને બારણે આરોપી તરીકે એટલા બધા માણસો આવે છે કે સહેજે જ એવો પ્રશ્ન પુછાઈ જાય છે કે એ ખરેખર આશ્ચર્યજનક છે કે આટલા ગુનેગારો દંડાતા હોવા છતાં માણસો ગુના કેમ કર્યા કરે છે?

## ૧૫ : જીવન એ કાયદો કે કાયદો એ જીવન?

કાયદો એ જીવન છે કે જીવન એ કાયદો છે? આજે તો માણસને એમ લાગે છે, કે જાણે કાયદો એ જીવન છે. આધુનિક યુગની રાજ્યવ્યવસ્થા એવી સર્વગ્રાહી બનતી જાય છે, કે માણસના વ્યવહાર અને જીવનનું દરેકેદરેક પાસું-દરેકેદરેક અંગ કાયદાની છાયા નીચે એક કે બીજી રીતે આવી જાય છે. ભારતમાં તો હજુ આ વસ્તુનો પ્રારંભ જ છે; પરંતુ પશ્ચિમના દેશોમાં કાયદાનો અતિરેક એટલો વધી ગયો છે કે કોઈ પણ એક ધારાશાસ્ત્રી સમગ્ર કાયદો જાણવાનો દાવો કરી શકતો નથી.

ને જેમ માત્ર કોટ સીવનાર દરજી, માત્ર ખમીસ સીવનાર દરજી; માત્ર અચકન બનાવનાર દરજી—એમ એક કળા ખીલતી જાય છે તેમ ધારાશાસ્ત્રીઓ પણ પોતપોતાનું એક ક્ષેત્ર નક્કી કરતા જાય તેમ શકય છે. માત્ર દીવાની કામ કે માત્ર ફોજદારી કામ કરનારા ધારાશાસ્ત્રીઓ તો છે, પણ હવે તો માત્ર રેલવેનું કામ કરનારા ધારાશાસ્ત્રીઓ, વીમા, બૅન્ક ને લિમિટેડ કંપનીઓનું જ કામ કરનારા ધારાશાસ્ત્રીઓ, મકાનમાલિક ને ભાડૂતના કાયદાના નિષ્ણાતો, હૂંડીપત્રીના કાયદાના અનુભવી વકીલો, એમ કાયદાની જુદી-જુદી શાખાઓના ખાસ નિષ્ણાતો આપમેળે થવા લાગ્યા છે; કારણકે કાયદાનું ક્ષેત્ર આજે એટલું બધું બહોળું ને વિશાળ થઈ ગયું છે કે કોઈ પણ એક માણસ ગમે તેવો બાહોશ ને બુદ્ધિમાન હોય તોપણ તેને પહોંચી શકે નહિ.

એમ વિવિધરંગી કાયદાના ક્ષેત્રમાં વિવિધરંગી ધારાશાસ્ત્રીઓ ભેગા મળે છે. કેટલાકોને અમુક જાતના કેસો

વધુ ફાવે છે ને તેમાં તે ઝળકે છે; કારણકે એક ને એક બાબતનું સતત ચિંતન બુદ્ધિ તથા અનુભવ જ ઘડે છે.

ભવિષ્યમાં શું થશે તે તો કોઈ કહી શકશે નહિ. જેમ પાપના ભારથી પૃથ્વી પોકારી ઊઠે ને જગતમાં પ્રલય થાય તેમ કાયદાના ભારથી જગતની પ્રજા ત્રાસી ઊઠે ને સર્વત્ર પોકાર ઊઠે કે કાયદાનાં આ બંધનો ન જોઈએ તો તે પણ શક્ય છે. કોઈ પણ બાબતનો અતિરેક કદી ચાલતો નથી; તેનો અંતે વિપરીત અંજામ આવે છે.

કાયદાનું શું થશે તેનો આધાર જગતનું રાજકારણ શું પલટો લેશે તેના પર પણ છે. એક માન્યતા એવી છે, કે જે ઓછામાં ઓછું શાસન કરે તે રાજ્ય સારું. બીજી માન્યતા એવી છે કે આખી પ્રજાનું જીવન સુયોજિત રચના દ્વારા જ ઘડવું ને વિકસાવવું. એકમાં વ્યક્તિ પ્રધાન છે, બીજામાં રાજ્ય. જ્યારે રાજ્ય પ્રધાન બને છે ત્યારે વ્યક્તિના હિતની ગણતરી થતી નથી; એટલું જ નહિ પણ વ્યક્તિનાં જીવનનાં સર્વ પાસાંઓ રાજ્ય દ્વારા જ સુયોજિત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

બન્નેમાં કયું સારું, તે દરેક વ્યક્તિની માન્યતાનો સવાલ છે. તેમ જ અમુક જ સારું છે એવું હજી સુધી પ્રયોગથી ક્યાંય સિદ્ધ થઈ શક્યું નથી. સર્વત્ર પ્રયોગ જ ચાલે છે ને પ્રયોગ સત્ય હોય તેવી રીતે વિતંડાવાદ ચાલે છે. તે વિતંડાવાદમાં જગતનો સામાન્ય માનવી 'પ્યાદું' બની–અસહાય બની જીવી રહ્યો છે.

સવાલ ફરીફરી જાગે છે, કે કાયદો જીવન માટે છે કે જીવન કાયદા માટે છે?

# ૧૬ : ગુનાનું પ્રેરણાસ્થાન

'ગુનો' એ શું માણસની સહજ અને સ્વાભાવિક વૃત્તિ છે? શું માણસ સ્વભાવથી જ 'ગુનો' કરવા ટેવાયેલો છે? 'ગુનો' એ શું કોઈ સંયોગોનું ફળ છે? કે 'ગુનો' એ સમાજનું અનિવાર્ય અંગ છે? શું માણસ ગુનો કર્યા જ કરશે ને તેનો કોઈ અંત નહિ આવે? ગુનેગારી ને ગુનાખોરવૃત્તિ વધતી જ ગઈ છે? કાયદો, પોલીસ–સજાઓ, તે છતાં ગુનાઓ અંકુશમાં આવ્યા છે? કે એનું સામ્રાજ્ય વિસ્તરતું જ રહ્યું છે?

આજે ગુનાઓના એટલા બધા પ્રકાર છે કે તેની સંપૂર્ણ યાદી તો આપી શકાય તેમ નથી; પરંતુ જે મુખ્યમુખ્ય ગુનાઓ છે તે કયા છે તે જોઈએ: ચોરી, લૂંટ, છેતરપિંડી, વિશ્વાસઘાત, ખૂન, બળાત્કાર, અપહરણ; સિક્કાઓ, દસ્તાવેજ વગેરેની બનાવટ; ખોરાક, દવા વગેરેની ભેળસેળ; આ બધા ગુનાઓ વધુ અથવા ઓછા પ્રમાણમાં ચાલ્યા આવે છે. નવા યુગમાં તથા માપબંધીના જમાનામાં ગુનાઓની સંખ્યા ને પ્રકાર ખૂબ વધ્યાં છે, પણ તે આપણે હમણાં ન વિચારીએ; કારણકે ગુનાઓનું મૂળભૂત પ્રેરણાસ્થાન બધામાં સરખું છે.

જૂના જમાનાનાં તથા પ્રાચીનકાળનાં ઉપલબ્ધ લખાણો તથા દસ્તાવેજોમાં મુખ્ય ગુનો 'ચોરી'નો જ નજરે ચડે છે. તે ઉપરાંત વિશ્વાસઘાત. આ સિવાય બીજા ગુનાઓનો નિર્દેશ બહુ ઓછો છે. આજે જેને આપણે ખૂન સમજીએ છીએ એ તો કવચિત જ થતું હશે એમ લાગે છે.

પરંતુ સમાજ જેમજેમ વધુ સંગઠિત થતો ગયો, ઔદ્યોગિક ક્રાંતિ થઈ, સમાજધોરણ બદલાયાં ને માનવી-

માનવી વચ્ચેના સંબંધો વધુ ગૂંચવણવાળા ને વિવિધરંગી બનવા લાગ્યા. તેમતેમ ગુનેગારીના પ્રકાર તથા સંખ્યામાં વધારો થવા માંડ્યો.

તે સાથે—આજ સુધી જે ન હતું તે પણ બન્યું. સમાજ-શાસ્ત્રીઓ અને બીજા ચિંતકોએ લોકો ગુનો શા માટે કરે છે તેનો પણ વિચાર કરવા માંડ્યો. તેનાં તત્ત્વોનું સંશોધન કરવા માંડ્યું. અદાલતો તથા જેલોનો સંશોધનકાર્ય માટે ઉપયોગ થયો. કેદીઓનું અવલોકન તથા તેમની સાથે પ્રશ્નોત્તરી થઈ ને મોટાભાગના આધુનિક સમાજશાસ્ત્રીઓ એવા નિર્ણય પર આવ્યા કે 'ગુનો' એ માણસની સહજ વૃત્તિ નથી. કોઈ અપવાદને બાદ કરતાં 'ગુનો' એ 'સંયોગો'નું ફળ છે એવો તેમનો અભિપ્રાય બંધાયો.

માણસ બાળક હોય છે ત્યારે તેના ઉછેરકાળે જે સંસ્કારો પડે છે તે 'ગુનેગાર'વૃત્તિને તેનામાં સીંચે છે તથા ઉત્તેજે છે. માબાપનો સ્વભાવ, માબાપનાં પોતાનાં ગુનાહીત કાર્યો, પાડોશીઓનું વર્તન અને વલણ, મિત્રો–સોબતીઓના જીવનના સંયોગો ઊગતાં બાળ—માનસ ઉપર ઊંડી અસર પાડે છે. કેટલીક વખત બાળપણથી જ મોટેભાગે વધતી ઉંમરે ગુનાનાં સ્વરૂપો વ્યક્ત થાય છે. જેવું તે સંસ્કારોનું સ્વરૂપ તેવો જ તેનો પ્રત્યાઘાત. વધુ ખરાબ સંસ્કારો ઘોર અને દુષ્ટ ગુનાઓના સ્વરૂપે આવિષ્કાર પામે છે.

સંસ્કાર પછી સંયોગો માણસને ગુનાની ખીણમાં ધકેલી દે છે. આ સંયોગો મુખ્ય તો આર્થિક હોય છે. આજે તો સર્વત્ર એક પ્રકારની ભયાનક ધનલાલસાનો દાવાનળ સળગી રહ્યો છે ને તે લાલસા નીચે ન કલ્પી

શકાય તેવાં કૃત્યો કરવા માનવી ઉદ્યુક્ત બન્યો છે. સામાન્ય સંયોગોની વાત લઈએ તો આર્થિક કારણો તે માટે ઘણો ભાગ ભજવે છે. માણસને પૈસાની તંગી હોય, બાળક ભૂખે મરતું હોય, કુટુંબીજનો માંદાં હોય ને તેમને દવાની જરૂર હોય, ધંધો-નોકરી ન હોય ને રોજનો જીવનનિર્વાહ ચલાવવાનો હોય-તેવા માણસો સંજોગના દબાણ નીચે અર્થપ્રાપ્તિ કરવા ગુનો કરવા પ્રેરાય છે. એમને માટે બીજો રસ્તો હોતો નથી. પ્રાણ જાય છતાં અપ્રમાણિક ન બનવું, તેવું જીવન તો કોઈ વિરલ જ હોય છે; એટલે આર્થિક ભીંસ નીચે જ્યારે બીજો કોઈ રસ્તો ન સૂઝતો હોય, ત્યારે માણસ ગમે તે ઉપાયે પૈસા પ્રાપ્ત કરવા ઇચ્છે છે. ને તેમ કરવામાં ગુનો કરવો પડે તોપણ તે કરતાં અચકાતો નથી. તે જ રીતે જાતીય જીવનના ગુનાઓ પણ સામાજિક અને નીતિ અંગેની વિષમતાઓમાંથી જ જન્મે છે એમ જણાયું છે.

માત્ર ગુનાની ખાતર ગુનો કરનારા સ્વભાવ તથા પ્રકૃતિથી જ છળ, પાખંડ તથા છેતરપિંડીને વરેલા માણસો હોય છે, પણ તેમની સંખ્યા બહુ ઓછી હોય છે.

એ રીતે વિચારતાં 'ગુનો' એ એક સામાજિક રોગ છે અને બીજા શારીરિક રોગોની જેમ આ રોગોનું પણ નિદાન અને ઉપાય કરવા જોઈએ.

# બીજો વિભાગ

## બીજો પરિચય

## ૧ : છૂપાં આંસુ

'અમારી અસીલણ બાઈ....ની સૂચનાથી અમો વકીલ ....આ લેખિત નોટિસથી તમોને જણાવીએ છીએ, કે તમારાં લગ્ન અમારી અસીલણબાઈ....તે કાઠિયાવાડનાં ગામ.... નાં રહેવાસી....ની પુત્રી સાથે સંવત ૧૯૮૫ના વૈશાખ સુદ ૩ના રોજ તમારી જ્ઞાતિના ધારાધોરણ મુજબ થયાં છે. લગ્ન પછી તમોએ ધણી તરીકેના હક્ક ભોગવ્યા છે તથા, તમો અને અમારી અસીલણ ધણીધણિયાણી તરીકે અહીં મુંબઈમાં તથા તમારા વતન....માં રહ્યાં છો.

લગ્ન પછી બે ત્રણવર્ષ અમારી અસીલણ તમારે વતન રહી હતી. તમો મુંબઈમાં ધંધો-નોકરી કરતા હતા, તથા અવારનવાર દેશમાં આવીને અમારી અસીલણ સાથે રહી જતા હતા. અમારી અસીલણ ગભરુ, ભોળી ને નિર્દોષ હતી. તમો મુંબઈથી આવતા ત્યારે મુંબઈમાં કેમ જાણે તમારે હજારોની આવક હોય તેવી વાતો કરતા તથા તેવી રીતે ચીજ-વસ્તુ લાવતા તથા ખર્ચ કરતા. અમારી અસીલણે તમોને મુંબઈ લઈ જવા વારંવાર વિનતિ કરેલી, પણ તમો તે વાતને ઉડાવી દેતા. અંતે અમારી અસીલણે ખૂબ દબાણ કર્યું, ત્યારે લગ્ન પછી ચાર-પાંચ વર્ષે તમો તેને મુંબઈ લાવ્યા. અમારી અસીલણ મુંબઈ આવી, ત્યારે તેના હૈયામાં અનેક આશાઓ ભરી હતી. મુંબઈ આવી પોતાનું નાનકડું પણ સુખી ઘર વસાવવાની તેની તમન્ના હતી તથા પોતાના ગૃહને નાનકડું સ્વર્ગ જોવાની તેની ભાવના હતી.

મુંબઈમાં તમોએ તેને એક સુંદર દેખાતા ફ્લેટમાં

# બીજો વિભાગ

## બીજો પરિચય

ઊડી ગયું. તમે જે પહેલાં તેનાથી છુપાવતા તે તમે છુપાવી શકયા નહિ. તમે રાત્રે દારૂ ઢીંચીને આવતા. તમારો ધંધો મુંબઈની એક ગુપ્ત ગલીમાં જુગારખાનું ચલાવવાનો હતો. જુગારખાનાના માલિક તરીકે તમારે ઘણી આવક હતી, પણ તે સાથે જુગારખાનાને સંબંધ ધરાવતી બદીઓ પણ તમારામાં પ્રવેશી હતી.

પાંચેક મહિનામાં તો તમારો સીનો બદલાઈ ગયો. તમારા જુગારખાના પર ધાડ પડી ને તમારો ધંધો ખોરવાઈ ગયો. પોલીસમાંથી તો તમે ખર્ચ કરીને બચ્યા પણ તમારી સાહેબી ઊડી ગઈ. પછી તો રોજ રાત્રે તમો ઘરની ઘરવખરી ગુમાવવા લાગ્યા. કોઈ જુગારી અડ્ડામાં જઈને નવો જુગાર ખેલવા લાગ્યા ને તમે અમારી અસીલણનાં ઘરેણાં પહેલવહેલાં ઝૂંટવ્યાં તે વખતના દ્રશ્યને સંભારીને તે આજે મુસકેમુસકે રડે છે. પણ તમો નિર્દય હતા ને અમારી અસીલણને સારી પેઠે માર મારીને તેનાં ઘરેણાં તમો ઉડાવતા ગયા ને ગુમાવતા ગયા. તમે વધુ ને વધુ દારૂ પી તોફાન કરતા ગયા ને દરરોજ અમારી અસીલણનાં હાડકાં-પાંસળાં સરખાં કરતા ગયા.

તમારી આ સ્થિતિની વાત સાંભળી અસીલણના પિતા મુંબઈ આવ્યા. ગામડાના એ ખાનદાન વણિકે જ્યારે અહીંની સ્થિતિ જોઈ, ત્યારે તે ચોધાર આંસુએ રડ્યા. તેમણે જ્યારે તમને સમજાવવા પ્રયત્ન કર્યો, ત્યારે તમે તેમને ધક્કો મારી તમારા ઘર બહાર કાઢ્યા. પેઢાનપેઢીથી જેમણે કદી એનો ખ્યાલ કર્યો ન હતો તેવા એ વણિકે પોતાની કન્યાને બચાવવા માટે જ આપઘાત કરવાનું માંડી વાળ્યું.

એક દિવસ તમે તમારા એક મિત્રને ઘરમાં લઈ

રાખી. બેત્રણ ઓરડાઓ હતા, ભપકાબંધ ફર્નિચર હતું, સરસ ફોટાઓ હતા ને રેશમી ગાલીચા હતા. ઘરકામ માટે ઘાટી હતા ને અમારી અસીલણને આ જોઈ ને ખૂબ સંતોષ થયો.

પહેલે દિવસે અમારી અસીલણે તમારે માટે ૧૧ વાગે રસોઈ તૈયાર કરી. તમારે સમયસર નોકરી કે પેઢી પર જવું હોય તે માટે પણ તમો બાર વાગે જમવા આવ્યા. ને તમારે રીતસરનો ઑફિસ ટાઈમ નથી, એમ જણાવી તમે હરહમેશ ૧૧ વાગે રસોઈ કરવાની જરૂર નથી એમ જણાવ્યું.

થોડા દિવસ વીત્યા પછી અમારી અસીલણને પોતે કોઈ વિચિત્ર વાતાવરણમાં રહેતી હોય તેવું લાગ્યું. તમો સવારે નવદસ વાગે ઊઠતા. ચા–બીડી પી બહાર જતા. બારેક વાગે આવતા. જમીને સૂઈ જતા. સાંજે પાંચછ વાગે બહાર જતા તે રાત્રે અગિયાર, બાર કે બે વાગે આવતા. સાંજના તો કોઈ વખત જ ઘેર જમતા. તમારો ધંધો શો હતો તે બાબતની અમારી અસીલણને સમજ પડી નહિ, તમે કમાતા શી રીતે તે પણ સમજાયુ નહિ; પરંતુ તમારી રાતીચોળ આંખો, ખંજર જેવાં લુચ્ચાં, નઠોર ચહેરો ને તોછડી રીતભાતે અમારી અસીલણના દિલમાં ધ્રાસકો પાડ્યો. કાઠિયાવાડ તથા મુંબઈના તમારા વર્તનમાં આસમાન–જમીન જેટલો તફાવત લાગ્યો.

તમો રાત્રે આવતા ત્યારે તમારા મુખમાંથી કોઈક તીવ્ર વાસ આવતી. અમારી અસીલણ તમને મોડા આવવાનું કારણ પૂછતી તો 'ધંધાને અંગે,' એટલો ટૂંકો જવાબ આપતા, પણ એ તમારો ધંધો કેવો હશે તેની તો તેને પહેલાં સમજ પડી નહિ.

પરંતુ ત્રણચાર મહિનામાં અમારી અસીલણનું સ્વર્ગ

ઊડી ગયું. તમે જે પહેલાં તેનાથી છુપાવતા તે તમો છુપાવી શકયા નહિ. તમે રાત્રે દારૂ ઢીંચીને આવતા. તમારો ધંધો મુંબઈની એક ગુપ્ત ગલીમાં જુગારખાનું ચલાવવાનો હતો. જુગારખાનાના માલિક તરીકે તમારે ઘણી આવક હતી, પણ તે સાથે જુગારખાનાને સંબંધ ધરાવતી બદીઓ પણ તમારામાં પ્રવેશી હતી.

પાંચેક મહિનામાં તો તમારો સીનો બદલાઈ ગયો. તમારા જુગારખાના પર ધાડ પડી ને તમારો ધંધો ખોરવાઈ ગયો. પોલીસમાંથી તો તમે ખર્ચ કરીને બચ્યા પણ તમારી સાહેબી ઊડી ગઈ. પછી તો રોજ રાત્રે તમો ઘરની ઘરવખરી ગુમાવવા લાગ્યા. કોઈ જુગારી અડ્ડામાં જઈને નવો જુગાર ખેલવા લાગ્યા ને તમે અમારી અસીલણનાં ઘરેણાં પહેલવહેલાં ઝૂંટવ્યાં તે વખતના દ્રશ્યને સંભારીને તે આજે ધ્રસકેધ્રુસકે રડે છે. પણ તમો નિર્દય હતા ને અમારી અસીલણને સારી પેઠે માર મારીને તેનાં ઘરેણાં તમો ઉઠાવતા ગયા ને ગુમાવતા ગયા. તમે વધુ ને વધુ દારૂ પી તોફાન કરતા ગયા ને દરરોજ અમારી અસીલણનાં હાડકાં–પાંસળાં સરખાં કરતા ગયા.

તમારી આ સ્થિતિની વાત સાંભળી અસીલણના પિતા મુંબઈ આવ્યા. આમડાના એ ખાનદાન વણિકે જ્યારે અહીંની સ્થિતિ જોઈ, ત્યારે તે ચોધાર આંસુએ રડ્યા. તેમણે જ્યારે તમને સમજાવવા પ્રયત્ન કર્યો, ત્યારે તમે તેમને ધક્કો મારી તમારા ઘર બહાર કાઢ્યા. પેઢાનપેઢીથી જેમણે કદી એનો ખ્યાલ કર્યો ન હતો તેવા એ વણિકે પોતાની કન્યાને બચાવવા માટે જ આપઘાત કરવાનું માંડી વાળ્યું.

એક દિવસ તમે તમારા એક મિત્રને ઘરમાં લઈ

આવ્યા. તે મિત્રે દારૂ ટીંચ્યો ને તમે અમારી અસીલણને બોલાવી. તે પછીની તમારી નિર્લજ્જ વાતનો ઉલ્લેખ કરવા માગતો નથી, પણ ખૂબ માર ખાઈને પણ અમારી અસીલણે પોતાની કુળ-પ્રતિષ્ઠા જાળવી રાખી, પણ તેના પરિણામે અડધી રાત્રે તમોએ તેને મુંબઈના અઘોર રસ્તા પર ભટકતી મૂકી ને તમારાં દ્વાર તેને માટે બંધ કર્યાં. એક સંબંધીની મદદથી અમારી અસીલણ પોતાના પિતાને ત્યાં પહોંચી.

આજે ચાર વર્ષથી તે પિતાને ત્યાં અશ્રુ વહાવતી જીવન વ્યતીત કરે છે. પિતાથી નભાવાય ત્યાંસુધી નભાવી. ગામડાનો એનો પિતા આજે નથી. તેની વિધવા માને બટકું રોટલો પણ મુશ્કેલ છે. તમો તમારી કાયદેસરની ધણિયાણીને ભરણપોષણ આપવા બંધાયેલા છો, છતાં ચાર વર્ષોથી કાંઈ આપ્યું નથી, તેને કદી બોલાવી નથી કે તેની સંભાળ લીધી નથી. એ રીતે તમો કાયદેસરની તમારી ફરજ ચૂકયા છો, પણ હવે અમારી અસીલણે ખોટી શરમનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે, ને જો આ નોટિસમાં જણાવ્યા પ્રમાણે વર્તવામાં તમો નિષ્ફળ જશો તો કાયદાની અદાલતમાં તમને ખડા કરીને તમારી સામે કામ ચલાવવા તે તૈયાર બની છે.

આથી તમને જણાવવાનું, કે આ નોટિસ મળ્યાથી ચાર દિવસની અંદર અમારી અસીલણને ચાર વર્ષના ભરણ-પોષણના દર મહિને રૂા. ૨૦) પ્રમાણે રૂા. ૯૬૦) મોકલી આપશો તથા હવે પછી દર મહિને રૂા. ૨૦) આપવાની લેખિત બાંહેધરી આપશો. ઉપર પ્રમાણે વર્તવામાં કસૂર કરશો તો અમારી અસીલણને કાયદેસર પગલાં લેવાં પડશે, તેના તમામ ખર્ચ માટે જવાબદાર તમે થશો તેની તમે નોંધ લેશો.'

# ૨ : ચાર કિસ્સાઓ

તે દિવસે મારે કાંઈ ખાસ કામ ન હતું, ને હું સહેજ કુતૂહલથી એક અદાલતના ખંડમાં જઈ ચડ્યો. અદાલત ચિકાર ભરાઈ હતી. અગિયાર વાગ્યાનો સમય હતો. ના. ન્યાયમૂર્તિ પધાર્યા ને એક પછી એક કેસો પુકારાતા ગયા. કોઈને તારીખ જોઈતી હતી, કોઈને સમાધાન કરવું હતું, કોઈને ન્યાયમૂર્તિનું માર્ગદર્શન ખપતું હતું. એમ એક અગર બીજા બહાને કેસો નીકળવા માંડ્યા ને થોડી ચર્ચા પછી તેની તારીખો પડવા માંડી. એ ચર્ચા દરમ્યાન જે અજબ કિસ્સા જાણવામાં આવ્યા તેની નોંધ અહીં રજૂ કરું છું. માત્ર બે કલાકના ગાળામાં જ જે કરુણ કથનીઓ સાંભળવા મળી તેનો વિચાર કરતાં એમ લાગે છે, કે ચોવીસે કલાક ને બાર માસ અદાલતોમાં સમાજના કેવા ગંધાતા વ્રણો ખુલ્લા થતા હશે તેની કલ્પના કરવી પણ અશક્ય છે. સમાજના સડેલા દેહનું સાચું દર્શન તો અહીં જ મળે છે.

(૧) એ એક પારસી હતો. તેણે પ્રૌઢ વય વિતાવી હતી. તેની ફરિયાદ હતી, કે તેને તેની પત્નીએ મારીને કાઢી મૂક્યો હતો. તેની પત્ની તથા તે એક સગાને ત્યાં વર્ષોથી રહેતાં હતાં. તે સગો અને તેની પત્ની મળી ગયાં હતાં ને તેને બંને જણાએ મારીને કાઢી મૂક્યો હતો. તેની દાદ હતી, કે તેની પત્ની તેને પાછી મળે. તે ઇચ્છતો હતો કે તેનો સામાન ને મિલકત તેને સુપ્રત થાય.

સામા પક્ષની રાવ હતી, કે ફરિયાદી એક હોણુકમાઉ માણસ છે. તેને તથા તેના કુટુંબને તેનો સગો હાથુ

પૂરતો હતો. હીણકમાઉ છતાં તેની પત્નીને ત્રાસ હતો. તેને માર પડતો હતો. તેની માલમિલકત કાંઈ નથી. તે પોતાની મેળે ચાલ્યો ગયો હતો.

(૨) એ એક આયા હતી. તેની ફરિયાદ હતી, કે આરોપીએ તેની એક સોનાની ચેન પચાવી પાડી હતી. એણે એની જે કથની કહી તે અજબ હતી.

તે પરિણીત સ્ત્રી હતી, પણ પતિએ તેને કાઢી મૂકી હતી. તેણે આરોપીની સાથે દોસ્તી બાંધી હતી. આરોપીની રસોયણ તરીકે રહી હતી. આરોપી બેકાર હતો ને તે નોકરી કરી તેનું ભરણપોષણ કરતી હતી. આઠઆઠ વર્ષ સુધી તેમની આ મૈત્રી અખંડ રહી હતી. આઠ વર્ષ સુધી લોહીનું પાણી કરી તેણે આરોપીને નિભાવ્યો હતો, માત્ર તેના તરફની મહોબતને લીધે. એની એ વફાદારી એથી યે આગળ વધી હતી. પોતે પરિણીત હતી. પોતે હવે ક્ષીણકાય ને વૃદ્ધ જેવી બની હતી. આરોપીને સંતાન ન હતું. તેણે આરોપીને લગ્ન કરવા ફરજ પાડી. પોતાને હાથે ને પોતાની જવાબદારીએ તેણે પોતાના એ પ્રિયતમનાં લગ્ન એક નવોઢા સાથે કરાવ્યાં ને એ લગ્ન થયાં કે આરોપી નૂતન પ્રેમમાં લીન બની બેદરકાર બન્યો. નૂતન નારી તેના પ્રત્યે ઝેરથી જોવા લાગી ને તેને કાઢી મૂકવામાં આવી. એની વફાદારીના આ દ્રોહ સામે કાળો કકળાટ કરતી એ પીંજરામાં ઊભી હતી ત્યારે કારુણ્યમૂર્તિ જેવી લાગતી હતી.

(૩) ધ્રૂજતી ને કંપતી એક નવોઢા પીંજરામાં આવી ત્યારે જણાયું, કે આ કોઈ ખાનદાન કુટુંબની પુત્રવધૂ છે. તેની કથની દિલદ્રાવક હતી. લગ્ન થયાં ને સાસુ–નણંદનો અસહ્ય ત્રાસ પડવા લાગ્યો. જાતજાતની હેરાનગતીઓ ને જુલમ

વરસવા લાગ્યાં. એને સંતાન થયું. તે સંતાન માંદું પડયું. સંતાનની સારવારમાં એક વખત સાસુની કોઈ આજ્ઞા ન પળાઈ. બસ એટલે તેને ઘરમાંથી કાઢી મૂકવામાં આવી. તેનું માંદું સંતાન મૂકીને તેને પિયર જવું પડયું. ત્યાંથી પાછી ફરી પણ તેને પ્રવેશવા ન દીધી. તેના સંતાનને લઈને કોઈ માણસ બહાર ઊભો હતો. સંતાનને વહાલ કરવા બોલાવ્યું. આ અપરાધ ગણાયો ને તેને માર પડ્યો; માર માટે આ ફરિયાદ હતી.

તેનું કહેવું હતું, કે પતિ તો સજ્જન છે, પણ માતા સામે તેનાથી શબ્દનો ઉચ્ચાર થઈ શકતો નથી. પત્ની પ્રત્યે પ્રેમ છે. ગુપ્ત રીતે મળે છે, પણ તે શબ્દ ઉચ્ચારી શકતો નથી તે એક કરુણા છે. એની માગણી હતી, કે એનો પતિ એને પાછો મળે. એના કુટુંબથી જુદો થઈને પોતાની સાથે અલગ રહે ને તેનાં સંતાનો જેનાથી તેને વિખૂટી પાડવામાં આવી છે તે તેને પાછાં સોંપાય.

(૪) એ એક શ્રીમંત માનવીનો છોકરો હતો. કુમળો સત્તર વર્ષનો એ બાળક દેખાવે સંસ્કારી ને સમજુ લાગતો હતો. કોઈ એકાદ કોલેજમાં તે અભ્યાસ કરતો હતો. ઉચ્ચ કુટુંબનો તે નબીરો દેખાતો હતો. તેના મોટર ડ્રાઈવર સામે કેસ હતો, સાવ ગંદો ને દેખાવે અણગમો ઉપજાવે તેવા તે મોટરડ્રાઈવર સાથે તેને દોસ્તી જામી હતી. એ સાથે ફરતા ને સાથે સિનેમા જોતા ને સાથે અનેક સહેલ-ગાહ કરતા. વળી તેમણે સાથે ફોટો પણ પડાવ્યો હતો. કેવો લાગતો હતો તે ફોટો?

વિગતો ગંદી હતી, પણ તે સામાજિક કલંકની સાક્ષી હતી. બહારથી ઊજળા, સંસ્કારી ને સારા દેખાતા કોઈ

ચહેરાઓની પાછળ કેવી બદબો રહેલી છે કે હશે તેનો ખ્યાલ આપણને એવા ચહેરા સામે મળે છે ત્યારે કદી આવે છે?

માત્ર બે જ કલાક ને બે જ કલાકમાં સમાજની કેવી શ્યામલ ભાત જોવા મળી?

## ૩ : પેટની પીડા કોણ જાણે?

મારા બે દાદરા ચડીને જ્યારે તે મારા ખંડમાં આવ્યો, ત્યારે તેનો શ્વાસ માતો ન હતો. ઉંમર તો ૩૫–૪૦ વર્ષની હશે. શરીરનો બાંધો સારો ને ઊંચો હતો. મુખ સહેજ ભરાવદાર લાગતું, પણ જરા ઝીણી નજરે જોતાં આખા મુખ ઉપર સફેદી તરી આવતી હતી. લોહીનો અભાવ એના ફિક્કા ચહેરાનું કારણ હતું.

એકાદ બેંકનો એ કલાર્ક હતો, પણ આર્થિક અથડામણે તેને ગભરાવી મૂક્યો હતો. તેના પર તેના લેણદારની એક નોટિસ હતી. તે ગમે તેમ કરીને લેણદાર સાથે પતાવવા તૈયાર હતો.

પાંચ મિનિટ પૂરી થયા પછી તે પ્રથમ શબ્દ બોલી શક્યો. તેણે કહ્યું, કે 'મને માફ કરજો હું નિર્બળ બની ગયો છું, વ્યાધિઓ છે, આર્થિક ભીડ છે.'

એની વાણીમાં આર્જવતા હતી, કાકલૂદી હતી, જુવાનીનો અધિકારી હતો, છતાં તેના પર વૃદ્ધત્વની ઘેરી છાયા પથરાઈ ગઈ હતી.

ને તેણે કહ્યું: 'સાહેબ મારી દશાની વાત વધુ કરતો જ નથી. મારા શરીરમાં નબળાઈ છે,' ફિક્કાશ છે, તેનું કારણ જાણો છો? એક મહિનાથી હું માત્ર ભાત અને કઢી ઉપર ગુજારો કરું છું. એક મહિનામાં મારી શક્તિ હણાઈ ગઈ છે.'

'કામ કરવું અશક્ય બને તેમ લાગે છે, ત્યારે પંદર દિવસ સંપૂર્ણ પોષક ખોરાક લઉં છું; તેથી થોડી શક્તિ ને સ્ફૂર્તિ ભરાય છે ને વળી એકાદ મહિનો માત્ર ભાત અને કઢી પર પેટ ભરું છું. હરહંમેશ પોષક ખોરાક ખાઈ શકવાની મારી આર્થિક સ્થિતિ નથી. મારી આ નિખાલસતા જોઈને આપ નવાઈ પામશો, પણ લાચાર છું, શું કરું?'

તે વખતે તેણે પોતાનું મુખ ફેરવી લીધું–ભીનાં નયનો છુપાવવા. શુદ્ધ ને ધોયેલાં અંગ્રેજી અક્કડ વસ્ત્રોથી સજ્જ થઈને રસ્તે રુઆબભેર જતા એ ઍંક કલાર્કને કોઈ જુએ તો તેની આ કરુણ સ્થિતિનો ખ્યાલ પણ ન આવે, પણ દુનિયાને આવાં છૂપાં આંસુઓની ક્યાં પડી છે?

## ૪ : પૂર્વજન્મનાં પાપ

'સાહેબ! આ તો દિલની વાત છે. બીજા કોઈને કહેવાય નહિ, પણ હવે આપને કહ્યા વિના છૂટકો નથી. વાત એમ છે, કે એકનો એક દીકરો છે. મારી પાસે પાંચ-પચાસની મૂડી છે, પણ કમભાગ્યે દીકરાને સોબત ખોટી છે. નાની પરણેતર છે, પણ તેને બોલાવતો નથી. વહુ બિચારી આંસુ પાડી બેસી રહે છે.

કહેતાં શરમ આવે છે, પણ દીકરો લખણમાં પૂરો છે. જુગાર, વેશ્યાગમન ને બીજાં ઘણાં અપલખણો–મારા પૂર્વજન્મનાં પાપ જાગ્યાં છે, પણ શું કરું? પૈસાના ખર્ચનો હિસાબ નથી. આજ સુધી તો બન્યા તેટલા આપ્યા, પણ તેની ભૂખ ભાંગતી નથી. હવે નથી આપતો તો રોજ કંકાસ કરે છે. ગળચી દાબી પ્રાણ લેવાની વાત કરે છે. વહુનાં

ઘરેણાં તો મારીકૂટીને લઈ ગયો ને હવે મારી થાપણ ઉડાવી દેવી છે. દીકરો મારો છે, મારા પછી મિલકતનો ધણી તે છે. પણ મને ખાતરી છે કે એક વરસ પણ આ મિલકત તેના હાથમાં રહેવાની નથી. પૈસો છે, છતાં ઊલટું આમ થયું છે એટલાં પુણ્ય કાચાં હશે, પણ હવે તો ત્રાસ્યો છું. આ દીકરો સુધરે કેમ? આ મિલકત બચે કેમ? એ રસ્તો બતાવો.'

તે વૃદ્ધને શી સલાહ આપી તે અહીં જણાવવું અસ્થાને છે.

## ૫ : મૃગજળ

એક સાંજે તે જ્યારે મારી પાસે આવ્યો ને બેઠો ત્યારે લાગ્યું કે તે કાંઈક કહેવા માગતો હતો, પણ કહી શકતો ન હતો. આમ તો હું તેને ઘણા વખતથી પિછાનતો હતો, પણ તેના જીવન વિષે ઝાઝી માહિતી ન હતી. મને લાગ્યું, કે તેને કાંઈક કહેવું છે, પણ હવે મારે જ તેને બોલાવવો પડશે એટલે ધીમેધીમે કુનેહથી મેં તેની પાસેથી વાત કઢાવી.

તે એક મધ્યમ વર્ગનો જુવાન હતો. પત્ની હતી. પાંચેક વર્ષનું પરણેતર હતું, પણ તે નિર્ધન હતો. પત્ની શોખીન હતી. ખર્ચાળ હતી. અનેકવિધ વિલાસો તેને જોઈતા હતા.

તેને એક મિત્ર હતો. ધંધાનો તે ભાગીદાર હતો. તે નાણાંવાળો હતો અને નાણાંભૂખ્યાને નાણાંવાળાનો મેળાપ થઈ ગયો.

અસંતોષ હતો, અસુખ હતું, નાણાંના અભાવના કારણે કંકાસ પણ હતો, પણ હવે તે કંકાસે ઉગ્ર સ્વરૂપ ધર્યું ને દિવસેદિવસે વાત બગડી.

બન્ને દોસ્ત બન્યા. તેને ખર્ચવા જોઈએ તેટલાં નાણાં

મળવા માંડ્યાં. પત્નીએ શહેરના એક લત્તામાં પોતાની જુદી ખોલી લીધી. જગતને કહ્યું, કે 'મારા ધણીનો ત્રાસ બહુ છે હું તેની સાથે રહી શકું તેમ નથી.'

અંદરની વાત માત્ર તે જાણે છે, પણ તે સ્ત્રીને તે અંતરથી ચાહે છે. ને પછી એણે કહ્યું, 'તેનું અત્યારનું વર્તન સ્નેહના અભાવના કારણે નથી, પણ વિલાસી જીવનના મોહને કારણે છે; તે તેની મૂર્ખાઈ છે, પણ મૃગજળ પાછળ તે દોડે છે. મારી પાસે એટલા પૈસા હોય–થાય–તો એ સ્ત્રી પાછી મારી જ થઈને રહે તેમ છે.'

## ૬ : 'દંભી, તર્કટી, જુઠ્ઠી!'

શ્રીમાન....વકીલ સાહેબ,
બાઈ....ના ધારાશાસ્ત્રી મુંબઈ,

સાહેબ :

તમારી અસીલણ વતી તમોએ તા....ની અમારા અસીલને આપેલી નોટિસ અમારા અસીલે અમને નીચે મુજબ જવાબ લખવાની સૂચના આપી સુપ્રત કરી છે અને તેથી અમો તમારી નોટિસનો નીચે મુજબ જવાબ પાઠવીએ છીએ :

તમારી અસીલણે તમોને જે સૂચનાઓ આપી છે તે કલ્પિત, સત્યથી વેગળી અને ઊંધે રસ્તે દોરવનાર છે, એટલું જ નહિ પણ મજકુર પત્રમાં તમારી અસીલણે સદંતર જૂઠાણાં ચલાવીને અમારા અસીલની ભયંકર અને ન માફ થઈ શકે તેવી બદનક્ષી કરી છે ને તે માટે તમારી અસીલણ કાયદાની રીતે સંપૂર્ણ જવાબદાર છે.

તમારી અસીલણે તેની તથા અમારા અસીલની વચ્ચેના

સંબંધની જે વાતો તમારી પાસે લખાવી છે તે દંભી, તર્કટી અને પોતાનાં પાપ છુપાવવા માટે ઊભી કરેલી છે અને તેથી આ બાબતમાં ખરી હકીકત શું છે તે જણાવવાની મને સૂચના થઈ છે.

વાત એમ છે, કે આજથી દશ વર્ષ પહેલાં તમારી અસીલણ સાથે મારા અસીલનાં કાયદેસર લગ્ન થયાં હતાં. તમારી અસીલણ મારા અસીલની ત્રીજી પત્ની હતી ને તેથી સ્વાભાવિક રીતે ઉંમરમાં બંને વચ્ચે ઘણો ફરક હતો; પરંતુ મારા અસીલ મૂળથી જ ગર્ભશ્રીમંત છે અને તેથી તમારી અસીલણ અમારા અસીલને ત્યાં આવી ત્યારથી જ ખૂબ જ વૈભવ ને સુખમાં રહેવા લાગી.

પૈસાટકાની તેને કમીના ન હતી. કપડાંલત્તાં તથા ઘરેણાંગાંઠાં તેને જોઈએ તેટલાં મળતાં હતાં. નોકર, ચાકર અને રસોઇયાનો તોટો ન હતો. તમારી અસીલણ વિધવા માતાની છોકરી છે ને તેની માતા એકલી હતી, તેથી તમારી અસીલણની ઇચ્છા પ્રમાણે તેની મા પણ મારા અસીલને ત્યાં આવીને રહેવા લાગી.

ત્રણેક વર્ષ તો બરોબર ઘરવ્યવહાર ચાલ્યો, પણ ત્યારપછી તમારી અસીલણ મુંબઈના અનેક પ્રકારના મોજ-શોખમાં પડી ગઈ.

મારા અસીલને પાછળથી ખબર પડી તેમ તમને જાણીને આશ્ચર્ય થશે કે તમારી અસીલણ ગુપ્ત રીતે આંક-ફરકનો ધંધો કરવા લાગી. ટેલિફોન તો હતો અને મુંબઈની કેટલીયે બીજી શ્રીમંત લલનાઓની માફક તમારી અસીલણ આંકફરક અને બીજા જુગારના ધંધે ચડી ગઈ. રોજ

તે સેંકડોની હારજીત કરવા લાગી. પરિણામ એ આવ્યું, કે તેણે ખૂબ પૈસા ગુમાવ્યા ને તેની નુકસાની ભરવા પોતાનાં ઘરેણાંગાંઠાં મારા અસીલથી છાની રીતે મારવાડીને ત્યાં ગીરો મૂક્યાં.

એક વખત એક લગ્નમાં જવા માટે એક કિંમતી હાર પહેરવાની મારા અસીલે સૂચના આપી ને અચાનક તે જ વખતે તે તમારી અસીલણની તિજોરી પાસે જઈ પહોંચ્યા, ત્યારે ખબર પડી કે લગભગ ૪૦ હજારના દાગીના તો મારવાડીને ત્યાં મુકાઈ ગયા હતા. આ ભયંકર બનાવની જાણ થવા છતાં તમારી અસીલણ 'લાજવાને બદલે ગાજવા' માંડી ને મારા અસીલ તથા તમારી અસીલણ વચ્ચે વિખવાદનાં મૂળ મંડાયાં. તમારી અસીલણને જે ચસકો લાગ્યો હતો તે છૂટ્યો નહિ ને પછી તે વધુ પૈસા ખોવા લાગી. કેટલાક ન ઇચ્છવાજોગ માણસો સાથે તે કામ પાડવા લાગી એમ પણ જણાયું.

દરમ્યાન એવું બન્યું, કે મારા અસીલનાં બે-ત્રણ પાર્ટીઓને ત્યાં નાણાં હતાં તે પાર્ટીઓ કાચી પડી ને મારો અસીલ પણ નિર્ધન બન્યો ને સામાન્ય સ્થિતિમાં તેને રહેવાનો વખત આવ્યો.

તમારી અસીલણને આ નિર્ધનતા અકારી લાગી ને તેણે મારા અસીલને અનેક રીતે પજવવા માંડ્યો ને તમારી અસીલણની નિર્લજ્જતા તો જુઓ! પોતાના દોષને ઢાંકવા તે પોતાની મા સામે પણ આક્ષેપ કરતાં અચકાઈ નથી. તમારી અસીલણની મા અને મારા અસીલ વચ્ચે સંબંધ છે ને તેથી તેમણે બન્નેએ તમારી અસીલણને માર મારી કાઢી મૂકી છે એવો નીચ ને હલકો આક્ષેપ કરતાં જે સ્ત્રી

શરમાતી નથી તેને માટે વધુ લખવું તે શાહીનો નિરર્થક વ્યય કરવા બરોબર છે.

તમારી અસીલણને મારા અસીલે કાઢી મૂકી છે ને તેથી ભૂખે મરવા કરતાં જાતમહેનતથી કમાઈ પેટ ભરવા માટે તે એક મદ્રાસી બેંકરને ત્યાં રસોઈ કરવાની નોકરી કરે છે તેવી વાત વાંચીને અમારા અસીલને હસવું આવે છે. ગુજરાતી સ્ત્રી મદ્રાસીને ત્યાં રસોઈ કરે ! આ બાબતમાં જે ન લખીએ તે ઓછું છે ને તેમાં જ તમારી અસીલણની આબરૂની સલામતી છે; એટલે આ નોટિસથી તમને જણાવવાનું, કે તમારી અસીલણની માગણીઓને ધુતકારવામાં આવે છે, ને તમારી અસીલણ જાતે બદચાલની હોઈને અમારા અસીલની તેના તરફની કોઈ જાતની કાયદેસરની જવાબદારી રહેતી નથી.

તમને જણાવવાનું કે તમારી અસીલણે ખોટાં, બદનક્ષીભર્યા, નીચ અને હલકટ આક્ષેપો કર્યા છે તે આક્ષેપ આ પત્ર મળ્યાથી ૨૪ કલાકની અંદર પાછાં ખેંચી લઈને અમારા અસીલની લેખિત માફી માગવી, નહિ તો તમારી અસીલણ સામે કાયદેસર કામ ચલાવવામાં આવશે.

છેવટે એ લખવું શોચનીય છે, કે જ્યાંસુધી અમારા અસીલ પાસે પૈસા હતા ત્યાંસુધી તમારી અસીલણને તેની સામે કોઈ ફરિયાદ ન હતી, પણ પૈસા જતાં અમારા અસીલ ક્રૂર, અનાચારી ને ઘાતકી થઈ ગયા !

પણ ખાતરી રાખજો, કે તમારી અસીલણની આવી તરકીબો ચાલશે નહિ ને કાયદાની અદાલતમાં જ્યારે બધા ભેદો ફૂટી જશે, ત્યારે તમારી અસીલણને પોતાનાં કાર્યો માટે પસ્તાવું પડશે !

## ૭ : 'હજુ જમવા બોલાવે છે'

મારા પડોશી ધારાશાસ્ત્રીનો તે અસીલ હતો. તેના પર કોઈ કેસને અંગે તે વારંવાર તેની પાસે આવતો. તે ન હોય તો બહાર બેસતો. શાંત, હસમુખો, ભલોભોળો એ મારા પડોશી ધારાશાસ્ત્રીના કારકુન સાથે અનેક વાતો કરતો. કદીક મારી સાથે પણ વાત કરતો. સામાન્ય લાગતા આ માણસના જીવનમાં ન કલ્પી શકાય તેવી અસામાન્ય ઘટના હશે એવી કલ્પના પણ આવી શકે તેમ ન હતું.

'...દાસ! પછી તમારી બૈરી તમને કદી બોલાવે છે કે નહિ?' મારા કાન ચમકયા. પેલા કારકુને એક દિવસે તેને આમ સ્વાભાવિક જિજ્ઞાસુવૃત્તિથી પૂછાય તેમ પ્રશ્ન પૂછયો, પણ તેની આંખો તો ઝીણી બની ચમકી રહી હતી. અદાલતી ક્ષેત્રના લાંબા અનુભવે મને શીખવી દીધું હતું, કે આમાં કાંઈક ભેદ છે.

'હા. કોઈક વખત છોકરી ખાવા માટે બોલાવા આવે છે,' પેલાએ જરા સ્વાભાવિકતાથી ઠંડે કલેજે જવાબ આપ્યો. 'પણ હું જતો નથી.'

'કેમ નથી જતા?'

'હવે આપણને કેમ જવું ગમે?' તેણે કહ્યું.

વાત પૂરી થઈ. મારી જિજ્ઞાસાવૃત્તિ સતેજ બની. શું હશે? મને થયું કે 'હવે કયારે આ માનવીઓ હઠી જાય ને હું પેલા કારકુનને આ રહસ્યમય વાર્તાલાપનો ભેદ પૂછું.'

પણ મારા માટે તેથી વધુ આશ્ચર્ય તૈયાર હતું. હું પેલા કારકુન તરફ પ્રશ્નોત્તરી નજરે જોઈ રહ્યો. મારા કપાળની કરચલીઓએ પ્રશ્ન પૂછી લીધો. ને પેલા માણસની

હાજરીમાં જ તેણે વાત શરૂ કરી.

'શેઠ!' તેણે મને ઉદ્દેશી કહ્યું: 'આ દાસની વાત સાંભળવા જેવી છે. તેમની બૈરી છે રૂપરૂપનો અવતાર, પણ હવે તેમને ગાંઠતી નથી. એક છોકરી છે, લગ્ન થયે દશ-બાર વર્ષ થયાં. થોડા વખત પહેલાં એક માણસને તેમણે વેપારમાં ભાગીદાર બનાવ્યો. તે પણ ઘેર આવતો-જતો થયો, બસ પછી વાત વણસી. આજે તે બૈરી તે જ માળામાં બીજી ઓરડીમાં રહે છે. પેલો માણસ ઉપરને માળે રહે છે. આ.... દાસ પણ ત્યાં જ રહે છે એ આખો માળો જાણે છે. આ બિચારાને આજે લોજવીશીમાં જમવું પડે છે?'

મેં પૂછ્યું: 'પણ, તેમ થવાનું કારણ?'

'કારણ શું, ભલમનસાઈ ને પૈસો.' પેલા માણસે જ પોતાની વાતમાં રસ લઈને કહેવા માંડયું. 'ભલાઈ કરીને વાત બગાડી. વળી તેને પૈસા ખૂબ જોઈએ. પેલો આપે છે; એટલે વાત આ સ્થિતિએ પહોંચી.'

'પણ હા, તેને મારા તરફ લાગણી તો છે. છોકરી ઘણી વખત આવે છે તે કહે છે ચાલો! મારી બા જમવા બોલાવે છે, પણ હવે હું નથી જતો.' તેણે કહ્યું.

આ માણસમાં ખુન્નસ ન હતું, રોષ ન હતો. કોઈ ત્રીજા માણસની વાત હોય તેટલા રસથી નિર્લેપભાવે પોતાની શરમની વાત કરી રહ્યો હતો. તેને મન એ વાત સદી ગઈ હતી. તેને હજુ ય સંતોષ હતો, કે 'છોકરી કોઈ વખત જમવા બોલાવવા આવે છે.'

જગત ખરેખર કેવી વિચિત્રતાઓથી ભરેલું છે!

# ત્રીજો પરિચય

# ૧ : ગુનાના ત્રણ તબક્કા

દરેક ગુનાના ત્રણ તબક્કા હોય છે. તૈયારી, પ્રયત્ન અને ગુનાહિત કાર્ય.

કોઈ માણસનું ખૂન કરવું હોય તો સૌથી પહેલાં ખૂન કરવા ઇચ્છનાર માણસ ઝેર, છૂરી કે બંદૂક લાવી રાખે છે. તે પછી તે માણસ પર તેનો પ્રયોગ કરે છે ને તે પ્રયોગ સફળ બને ત્યારે ગુનો સંપૂર્ણ બને છે. ચોરી કરવા ઇચ્છનાર પ્રથમ જે સ્થાનમાં ચોરી કરવાની હોય છે તે સ્થાનની માહિતી મેળવે છે, પછી મકાનમાં પ્રવેશવા માટે તથા તાળાં–તિજોરી તોડવા માટેનાં ઓજારો એકઠાં કરે છે અને પછી મકાનમાં પ્રવેશવા પ્રયત્ન કરે છે. પ્રવેશ્યા પછી તિજોરી વગેરે તોડવા પ્રયત્ન કરે છે તોડ્યા પછી ચોરી કરે છે.

હિંદુસ્તાનનાં ફોજદારી કાયદામાં 'તૈયારી' ને કદી ગુનો ગણવામાં આવતો નથી. 'બ' ને ઝેર આપીને મારી નાખવાનો 'અ' વિચાર કરે છે. તે જ હેતુ માટે તે બજારમાંથી ઝેર ખરીદે છે ને ઘરે લાવે છે; પણ તેથી તે કાંઈ ગુનો કરતો નથી. તેથી આગળ વધીને તે માણસ ઝેરની તે પડીકી 'બ' ના રસોડામાં લઈ જાય છે; ત્યાંસુધી પણ કાંઈ ગુનો થતો નથી; પરંતુ જ્યારે તે પડીકી 'બ' ના ભોજનમાં ભેળવાય છે, ત્યારે ગુનો બને છે, પણ શેનો ? હવે જો તે ભોજન 'બ' ખાય ને તે મૃત્યુ પામે તો 'અ' ખૂન માટે જવાબદાર છે, પણ કોઈ અકસ્માત બને અને ઝેર ભેળવેલું ભોજન 'બ' ન જમે તો 'અ' ખૂનનો પ્રયત્ન કરવા માટે જવાબદાર છે. હવે એવું બને કે

'બ' તે ભોજન ખાય: તેને ઝેર ચઢે, પણ તે અવસાન ન પામે, તોપણ 'અ' ખૂન કરવાના પ્રયત્ન માટે જવાબદાર છે. આવા પ્રસંગે એક બીજો પણ બનાવ બને તે સંભવિત છે, 'અ' 'બ' ને મારવાના ઇરાદાથી ઝેર ભેળવે છે તે ભોજન 'ક' ખાઈ જાય ને મૃત્યુ પામે તો 'અ' ની જવાબદારી ખૂનની રહે છે.

તેનું કારણ એ છે, કે કાયદાએ એક સિદ્ધાંત સ્વીકાર્યો છે કે દરેક માણસ તેના દરેક કાર્યનાં સ્વાભાવિક ને કુદરતી પરિણામો સમજતો હોવો જોઈએ. દાખલા તરીકે તમો કાલબાદેવી પર વસતા હો. ત્રીજા માળની તમારી ખોલીમાંથી તમે એકાદ વસ્તુ ફેંકો. હવે ઘણી વખત એમ જ બનતું હોય કે આ વસ્તુ કોઈના ઉપર ન પડતી હોય, પણ એક દિવસ પડી ને કોઈ ને ઈજા થઈ તો તે માટે તમારી કાયદેસરની જવાબદારી છે; કારણકે જે રસ્તા પર તમે વસ્તુ ફેંકો છો તે રસ્તા પર રોજબરોજનો માણસોનો હલનચલનનો વહેવાર છે તે તમે જાણો છો, એટલે આવી વસ્તુ ફેંકતાં કોઈને લાગી પણ જાય એવી સંભવિતતાનો ખ્યાલ તમને હોવો જ જોઈએ ને તેથી તમારી જવાબદારી રહે છે. હવે ધારો કે તે જ ચીજ તમે પછવાડે ગટરમાં ફેંકી. ગટરમાં તે વખતે કોઈ ભિખારી કે ચોર હોય ને તેને વાગી જાય તો તમે જવાબદાર નથી; કારણકે ગટરમાં સામાન્ય રીતે કોઈ હોય એમ મનાતું નથી.

બીજો એક દાખલો લઈએ. રસ્તા પર એક ઘોડાગાડી ઊભી છે. તેના ઘોડાને તમે ચમકાવીને દોડાવો, તો તેથી ઈજા કે નુકસાન કોઈને થાય તો તેની જવાબદારી પણ તમારી રહે; કારણકે ભરરસ્તે ઘોડાગાડી અનિયંત્રિત દોડે

તેનાં શાં પરિણામ આવે તે તમો જાણતા હોવા જોઈએ.

'આમ બનશે' એવી મને ખબર ન હતી એવો બચાવ કાયદાની અદાલતમાં ચાલતો નથી; કારણકે દરેક માણસે પોતાના દરેક પગલાના સ્વાભાવિક પરિણામનો વિચાર કરીને જ તે પગલું ભરવું જોઈએ એવો સિદ્ધાંત–ને વાજબી સિદ્ધાંત–કાયદાએ સ્વીકાર્યો છે.

'તૈયારી' અને 'પ્રયત્ન' એ બે વચ્ચે કેટલીક વખત એવો સૂક્ષ્મ ભેદ હોય છે કે તે બંને વચ્ચે ભિન્નતા પારખવી મુશ્કેલ બને છે.

આપઘાત કરવાનો પ્રયત્ન કરવો તે ગુનો છે. તમે ઝેર મેળવીને પ્યાલો ટેબલ પર મૂકો ત્યાંસુધી તે માત્ર તૈયારીજ કહેવાય, પણ પીવા માંડો એટલે પ્રયત્ન થાય.

એક સ્ત્રી ઘરેથી રિસાઈને કૂવે પડવા જવાનું કહી કૂવા તરફ જાય, પણ તેથી તેણે આપઘાતનો પ્રયત્ન કર્યો એમ ન કહેવાય. કૂવા તરફ દોડે ત્યાંસુધી પણ ન કહેવાય; કારણકે કોઈ પણ ઘડીએ તે પોતાનું મન ફેરવી નાખે.

એટલે ગુનાના પ્રયત્નની વ્યાખ્યા એવી કરવામાં આવી છે કે જે કાર્ય કોઈ પણ અણધારેલાં અને કાર્યના કર્તાનાં કાબૂ અને કલ્પના બહારનાં વિઘ્નને કારણે સંપૂર્ણ ગુનો બનતાં અટકી પડે તો તે કાર્ય ગુનાનો પ્રયત્ન ગણાય, નહિ તો માત્ર તૈયારી.

ફોજદારી કાયદામાં તૈયારી અને પ્રયત્ન વચ્ચેના ભેદ ખૂબ જ મહત્ત્વના છે. એક અપવાદ છે ને તે એ કે સરકાર સામે સશસ્ત્ર વિરોધ કરવાની 'તૈયારી' પણ ગુનો ગણાય છે. તે સિવાય બીજી કોઈ તૈયારી ગુનો ગણાતી નથી.

## ૨ : એ બચાવ ચાલતો નથી

'મને આવા કાયદાની ખબર ન હતી' એવો બચાવ કેટલીક વખત કેટલાક માણસો અદાલતમાં કરે છે; પરંતુ કાયદાનું અજ્ઞાન એ બચાવ નથી એમ અહીંની અને લગભગ દરેક દેશની અદાલતોએ સ્વીકાર્યું છે.

સાંજે ચાર વાગે મુંબઈમાં કર્ફ્યુ બહાર પડે છે ને રાતે સાડાસાતે તેનો અમલ થાય છે. તેની હજારો લોકોને ખબર હોતી નથી; પણ તેવો બચાવ ચાલતો નથી. કોમી હુલ્લડો વખતે હથિયારબંધી ફરમાવવામાં આવે છે. તેવે વખતે કલકત્તા કે મદ્રાસથી આવતા ઉતારુઓ પાસેથી લાકડી, છરી કે ચપ્પુ નીકળી આવે છે ને તેમને અદાલતમાં ખડા કરવામાં આવે છે

ઇંગ્લેંડ, ફ્રાંસ, યુરોપ આવા દેશોમાં કેટલાક એવા કાયદા છે, કે જેવા કાયદા આપણે ત્યાં નથી ને તેથી આપણે ત્યાં એવું કોઈ કૃત્ય કરનાર આદમીને સજા થતી નથી, પણ જો તે યુરોપમાં જાય તો તેને સજા થાય છે. તેવી જ રીતે યુરોપમાં કેટલાંક કૃત્યો ગુનો ગણાતાં નથી; પરંતુ તેવાં જ કૃત્યોને આપણા દેશમાં ગુનો ગણવામાં આવે છે.

પોતાના દેશમાં જે કૃત્યને કદી ગુનો ગણવામાં ન આવતું હોય તેવું કૃત્ય માણસ બીજા દેશમાં કરી બેસે છે તેવે વખતે 'મારા દેશમાં આ ગુનો ગણાતો નથી' એવો બચાવ ચાલતો નથી; કારણકે કાયદાનો એક બીજો સિદ્ધાંત એ છે, કે 'માણસ જે દેશમાં હોય, તે દેશના કાયદાને

તેણે માન આપવું જ રહ્યું.' આ ધોરણે જે પ્રદેશમાં તમે વિહાર કરતા હો તે દેશના કાયદા-કાનૂન તમારે જાણવા ને પાળવા જોઈએ. તેનું અસલ કારણ એ છે, કે દરેક દેશના કાયદા સિદ્ધાંતમાં તો તે દેશની પ્રજાએ માનવીના વર્તન માટે નક્કી કરેલા નિયમો જ છે, ને તેથી વિવેક ખાતર પણ એ નિયમોનો ભંગ ન કરવો જોઈએ.

કાયદાનો એક બીજો સિદ્ધાંત એ છે, કે 'જ્યાંસુધી ગુનો પુરવાર ન થાય ત્યાંસુધી માણસ નિર્દોષ છે એમ માનવું.'

કાયદાના આ સિદ્ધાંતને ન્યાયશાસનની કલગી સમાન ગણવામાં આવે છે અને ન્યાય વહીવટના એક ઉત્તમ અંગ તરીકે તેને લેખવામાં આવે છે.

આ ધોરણે 'ફરિયાદી' અને 'આરોપી' બન્ને કોર્ટની નજરે સરખાં છે અને જ્યાંસુધી ગુનો પુરવાર ન થાય ત્યાંસુધી આરોપી સંપૂર્ણ નિર્દોષ છે એમ માનીને કોર્ટે વર્તવાનું હોય છે.

ત્રીજો એક સિદ્ધાંત એવો છે, કે જે માણસ અદાલતમાં ન્યાય માગવા આવે તેણે અકલંકિત હૃદયે અદાલતમાં આવવું જોઈએ. તેના હાથ કે દિલ લોહી કે છળથી ખરડાયલા ન હોવા જોઈએ. તે પોતે પવિત્ર ને શુદ્ધ હોય તો જ તેને અદાલત પાસે ન્યાય માગવાનો હક્ક છે. આ સિદ્ધાંતના ભેદ અને પેટાભેદ અનેક છે.

## ૩: ભાગીદારની જવાબદારી

'આ નોટિસથી સર્વે લાગતાવળગતાને જણાવવામાં આવે છે, કે અમારા અસીલો મિ. અ., મિ. બ., મિ. ક., અને મિ. ડ. મુબઈમાં નાગદેવી સ્ટ્રીટમાં અ. બ. ક. એન્ડ કું. નાં નામ અને રીતથી હાર્ડ-વેરનો ધંધો કરતા હતા. તે ભાગીદારી તા.........ના રોજથી છૂટી કરવામાં આવી છે ને તેમાંથી બ. ક. તથા ડ. છૂટા થયા છે ને અ. એકલા માલિક તરીકે ચાલુ રહે છે. મજકૂર નામથી મજકૂર ધંધો મિ. અ. પોતે એકલા ચલાવે છે, ને તે પેઢીનું લેણું તે વસૂલ કરશે ને દેણું તેઓ ભરશે. હવે બ. ક. તથા ડ. ને તે સાથે કોઈ સંબંધ નથી.'' એ જ, લિ.

મુંબઈ તા......... બ. ક. ડ. ના વકીલો

ઉપર મુજબની નોટિસો અખબારોમાં વારંવાર છપાય છે. ભાગીદારી છૂટી થાય ત્યારે આ પ્રકારની નોટિસ સરકારી ગેઝેટ તથા એક સ્થાનિક ભાષાના વર્તમાનપત્રમાં આપવી જોઈએ, તેમ ભાગીદારીના કાયદામાં ઠરાવ્યુ છે.

પણ ઉપર મુજબ નોટિસ આપી ભાગીદારીની પેઢી-માંથી બ. ક. ડ. છૂટા થયા તો તેઓ પેઢીના દેણા માટે જવાબદાર છે ? સામાન્ય રીતે લોકોની એવી માન્યતા છે, કે તેઓ નથી. ને જે ભાગીદાર બાકી રહે તે એકલો જ જવા-બદાર છે. આ ભૂલભરેલી માન્યતા છે. ગમે તેવું લખાણ કર્યું હોય તે છતાં દરેક ભાગીદાર જે તારીખ સુધી તે ભાગીદાર હતો તે તારીખ સુધીના પેઢીના દેવા માટે લેણદારને જવાબદાર છે.

ધારો કે ઉપલી પેઢીને ૫૦,૦૦૦નું દેવું હોય તો

માગનાર લેણદારો તે ૫૦,૦૦૦ રૂપિયા અ. બ. ક. ડ. એ ચારે અગર ચારેમાંથી ગમે તે એક ભાગીદાર પાસેથી પૂરા વસૂલ કરી શકે છે. ધારો કે એક ભાગીદારનો ભાગ બેઆની હોય, તોપણ તે એમ ન કહી શકે કે હું તો બેઆની દેણું આપવા જવાબદાર છું; તેમ જ ઉપરોક્ત ભાગીદારો બ. ક. ડ. એમ પણ ન કહી શકે કે અમે તો સોલિસિટર રૂબરૂ લખાણ કરી છૂટા પડ્યા છીએ, તે લખાણ મુજબ દેણું ભરવાની જવાબદારી 'અ' ની છે; માટે લેણદારોએ 'અ.' પાસેથી વસૂલ કરવા. ભાગીદારો વચ્ચેના અંદરોઅંદરના કોઈ પણ કરાર લેણદારને બંધનકારક નથી; સિવાય કે લેણદારે પોતે તે કબૂલ કર્યો હોય. દાખલા તરીકે ઉપરના કિસ્સામાં કોઈ લેણદારે ભાગીદારો વચ્ચેની ઉપરની ગોઠવણ કબૂલ રાખી હોય કે માત્ર 'અ' જ જવાબદાર છે તો પછી તે લેણદાર માત્ર 'અ' પાસેથી જ વસૂલ કરી શકે. લેણદારો આ વાત જાણતા હોય ને તેઓ બોલે નહિ કે વાંધો ન લે તોપણ તેમાં તેમને બંધન નથી. અલબત્ત આ કરાર ભાગીદારો વચ્ચે બંધનકારક છે જ; એટલે કે કોઈ લેણદાર પોતાના લેણાની રકમ 'બ' પાસેથી વસૂલ કરે તો ઉપરના કરાર પ્રમાણે 'બ' તે 'અ' પાસેથી વસૂલ કરી શકે.

આવી જ સ્થિતિ સંયુક્ત કુટુંબ માટે છે. ધારો કે સંયુક્ત કુટુંબમાં ત્રણ કે ચાર ભાઈઓ છે. કુટુંબ ઉપર મોટું દેવું થઈ ગયું ને સંયુક્ત કુટુંબ જુદું પડ્યું. તેનું લખાણ થયું ને લખાણમાં એમ ઠરાવ્યું, કે કુટુંબનું બધું દેવું મોટાભાઈ ભરે. તો લેણદારોને તે બંધનકારક છે? બીલકુલ નહિ. લેણદારો ત્રણ કે ચાર ગમે તે ભાઈ પાસે પૈસા દેખે તેની પાસેથી

વસૂલ કરે, કરવા હકદાર છે, તે ભાઈ ઉપરના કરાર પ્રમાણે પોતાને આપવી પડેલી રકમ મોટાભાઈ પાસેથી વસૂલ કરી શકે.

કાયદો તો ઉપર કહ્યો તેમ છે ને તેમ હોવો જોઈએ. તેનાં સંગીન કારણો છે. જો તેમ ન હોય તો પાંચ ભાગીદારોમાંથી ચાર સદ્ધર ભાગીદારો કે ચાર ભાઈઓમાંથી ત્રણ સદ્ધર ભાઈઓ ઉપર મુજબના કરાર એક નબળા સાથે કરીને દેવામાંથી છટકી જઈ શકે ને લેણદારોને રોવડાવી શકે; કારણકે નબળા પાસે કાંઈ વસૂલ કરવાનુ હોય નહિ ને કદાચ બહુ દબાણ થાય તો તે નાદારી લે એટલે જે ગોઠવણ કે કરાર લેણદારોને મંજૂર ન હોય તેવા ભાગીદારો ને ભાઈઓ વચ્ચેના અંદરઅંદરના કોઈ પણ કરાર કે ગોઠવણ તેમને તેમની જવાબદારીમાંથી મુક્ત કરતા નથી.

## ૪ : વૉરંટ વિના પકડી શકાય

'તમારી ધરપકડ કરવામાં આવે છે!'

'મારી ધરપકડ કરવાનો તમારો શો અધિકાર છે?'

'હુ પોલીસ અમલદાર છું ને છેતરપીડીના આરોપસર તમને પકડવા આવ્યો છુ.'

'મને પકડવા આવ્યા હો તો મારા નામનુ વૉરંટ બતાવો!'

'વૉરંટ નથી!'

'તો વૉરંટ બતાવ્યા વિના તમે પકડી કેમ શકો? સહીસિક્કાવાળું મારા નામનું વૉરંટ ન હોય તો પકડવાનો તમને હક્ક નથી.'

'વૉરંટ વિના પકડવાનો મને અધિકાર છે. હવે તમે આવો છો કે મારો પોલીસ તમારું કાંઈ પકડે?'

આવા બનાવો ઘણી વખત બને છે. સામાન્ય રીતે માણસનો એવો ખ્યાલ છે, કે કોઈ પણ માણસની ધરપકડ કરતાં પહેલાં તેને તેના નામનું વૉરંટ બતાવવું જોઈએ ને તો જ પકડી શકાય; આ ખ્યાલ ભૂલભરેલો છે. અનેક ગુનાઓમાં પોલીસ અમલદાર વગર વૉરંટે પકડી શકે છે.

પોલીસની આ સત્તાને ચોક્કસ કરવા માટે બધા જ ગુનાઓને બે વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. એક વિભાગને 'કૉગ્નીઝેબલ' ગુના કહે છે. બીજા વિભાગને 'નોન કૉગ્નીઝેબલ' ગુના કહે છે. જે ગુનો કરનારને પોલીસ વગર વૉરંટે પકડી શકે તે ગુના 'કૉગ્નીઝેબલ,' જેમાં વૉરંટ વિના ન પકડી શકાય તે 'નોન કૉગ્નીઝેબલ' ક્રીમિનલ પ્રોસીજર કોડમાં (ફોજદારી કાયદાની કામ ચલાવવાની પદ્ધતિ) દરેક ગુનાસામે તે કૉગ્નીઝેબલ છે કે નોન-કૉગ્નીઝેબલ છે તેમ લખવામાં આવ્યુ છે, પણ આ તો માત્ર પીનલ કોડ પૂરતું. જ્યારે બીજા કાયદાઓમાં તે તે કાયદાના ગુનાઓ કૉગ્નીઝેબલ છે કે નહિ તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે.

પોલીસ વગર વૉરંટે કોને કોને પકડી શકે તે જોઈએ:

(૧) કૉગ્નીઝેબલ ગુનામાં સંડોવાયેલા અગર જેની સામે કૉગ્નીઝેબલ ગુનામાં સંડોવાયો છે તેવી સંગીન ફરિયાદ કે વિશ્વસનીય ખબર કે વાજબી શંકા હોય તેને.

(૨) જેની પાસે ઘર ફાડવાનાં હથિયારો મળી આવે ને જે તેનો ખુલાસો ન આપી શકે તેને.

(૩) જેને કોઈ કૉર્ટ કે સરકારે 'ગુનેગાર' જાહેર કર્યો હોય તેને.

(૪) જેની પાસે ચોરાયેલી મનાતી હોય એવી મતા મળી આવે કે લઈ જતો માલૂમ પડે અથવા જે તેને અંગેના ગુનામાં સંડોવાયો હશે તેવી વાજબી શંકા હોય તેને.

(૫) પોલીસ અમલદારની ફરજમાં વિઘ્ન કરનાર કે કાયદેસરનાં બંધનમાંથી નાસી જનારને.

(૬) લશ્કર કે નૌકાદળમાંથી નાસી જનારને.

(૭) હિંદની ભૂમિ બહાર માણસે જે કોઈ ગુનો કર્યો હોય કે જે ગુનો હિંદમાં કર્યો હોય તો તેને પકડી શકાય ને એક્સ્ટ્રાડીશનના કાયદા નીચે જેને પકડી શકાય તેને.

(૮) શરતી મુક્તિ પામેલ કેદી શરતનો ભંગ કરે ત્યારે.

(૯) મુંબઈના પોલીસ કાયદાની ૧૧૧ એ ૧૧૨, ૧૧૫, ૧૧૮, ૧૧૯, ૧૨૧, ૧૨૨, ૧૨૩, ૧૨૪, ૧૨૬, ૧૨૭ વગેરે કલમો નીચે પોલીસ અમલદારની નજર સામે ગુનો કરનારને.

(૧૦) પોલીસ અમલદારની નજર સમક્ષ જો કોઈ માણસ ' નોન કોગ્નીઝેબલ ' ગુનો કરે ને પોલીસ અમલદારને તેનું નામ–સરનામું આપે નહિ કે આપેલું ખરું લાગે નહિ કે પોલીસ સ્ટેશને આવવાની ના પાડે તેને.

(૧૧) જાહેરમા બીભત્સ શારીરિક પ્રદર્શન કરે તેને.

(૧૨) કોઈપણ ઘર કે સ્થળમાં ઘર–પ્રવેશનો ગુનો કરનારને.

(૧૩) જે કોઈ માણસ કોગ્નીઝેબલ ગુનો કરવાના હેતુથી પોતાની હાજરી છુપાવવા પ્રયત્ન કરે તેને.

(૧૪) જે કોઈ માણસને પોતાના ભરણપોષણનાં સાધનો ન હોય ને જે પોતાના વિષે કોઈ સંતોષકારક કે વાજબી ખુલાસાઓ ન આપી શકે તેને.

(૧૫) જે માણસ ધંધાદારી ધરફાડુ, ધંધાદારી લૂંટારો કે ચોર કે ચોરીનો માલ રાખવાનો ધંધો કરતો હોય કે જે ધાકધમકીથી–દમદાટીથી પૈસા કઢાવતો હોય કે પૈસા કઢાવવા માટે માણસોને ઈજા પહોંચાડવાની ધમકી આપતો હોય તેને.

પરંતુ વૉરંટ વિના ધરપકડ કરવાની સત્તા પોલીસ ઓફિસરને જ હોય છે, પણ જો તે પોતાની નીચેના માણસને ધરપકડ કરવા મોકલે તો તેને તે મુજબ લેખિત હુકમ આપવો જોઈએ.

પરંતુ વૉરંટ વિના કે વૉરંટ સાથે જે કોઈની ધરપકડ કરવામાં આવી હોય તે માણસને ૨૪ કલાકમાં નજીકમાં નજીકના ન્યાયાધીશ સમક્ષ ખડો કરવો જોઈએ. ને તે માણસને કયા ગુના માટે પકડ્યો છે તે જણાવી તેને પોતાના તાબામાં રાખવાનો હુકમ મેળવવો જોઈએ. જો ૨૪ કલાકમાં રજા આવતી હોય તો રજા પછી જે દિવસે અદાલત ખૂલે ત્યારે તેને તરત રજૂ કરવો જોઈએ.

આવી રીતે કોર્ટમાં રજૂ કરવામાં આવેલ ગુનેગારને જામીન ઉપર છોડવાનો કે પોલીસના કબજામાં રાખવાનો સંયોગો પ્રમાણે હુકમ કરવામાં આવે છે.

## ૫ : જામીન ક્યારે મળે ?

પકડાયેલા માણસને જામીન ઉપર છૂટવાનો હક્ક છે કે ?

ફોજદારી કાયદામાં બધા ગુનાઓને બે વર્ગમાં વહેંચી નાખવામાં આવ્યા છેઃ એક વર્ગ જામીન-લાયક અને બીજો વર્ગ જામીન ન આપી શકાય તેવો.

પહેલા વર્ગનો ગુનો કરનારને જામીન ઉપર છોડવો તે પોલીસ તથા કોર્ટની ફરજ છે.

જે ગુનાઓ માટે જામીન ન આપી શકાય તે બીજા વર્ગમાં મૂકયા છે. તેમાં પણ એવું ઠરાવવામાં આવ્યું છે, કે આવા ગુનાઓ કરનારને પણ જામીન ઉપર છોડવો. પરંતુ દેહાંત-દંડ કે દેશનિકાલની સજા થઈ શકે તેમ હોય તેવો આરોપ જેના ઉપર હોય અને જો તે સ્ત્રી યા તો ૧૬ વર્ષની નીચેનો બાળક ના હોય તો તેને કદી જામીન ઉપર છોડી શકાય નહિ. તે સિવાય બીજા બધા ગુનેગારોને જામીન મળે છે.

દાખલા તરીકે ખૂન માટે મોતની સજા છે. એટલે ખૂનનો આરોપ જેના પર હોય તેને કદી જામીન પર છોડવામાં આવતો નથી. આ બાબતમાં એક એવી જોગવાઈ છે, કે જો ખૂનના આરોપસર માત્ર શંકા ઉપરથી જ માણસને પકડવામાં આવ્યો હોય તો તેને જામીન ઉપર છોડી શકાય. આ અપવાદનો લાભ લઈને આવા ગુનેગારોને જામીન ઉપર છોડાવવા પ્રયત્ન થાય છે; પરંતુ તેમાં ભાગ્યે જ સફળતા મળે છે.

કાયદો આ પ્રમાણે છે, છતાં વ્યવહારમાં ઘણી વખત ગુનેગારોને જામીન ઉપર છોડવામાં આવતા નથી. ચોરી કે મિલકત ઉચાપત કરવા જેવા ગુનાઓમાં જો ચોરાયેલી મત્તા હાથ ન આવી હોય તો પકડાયેલા માણસને તાત્કાલિક જામીન ઉપર છોડતા નથી; અથવા જ્યાં આરોપીને છૂટો રાખવો ભયજનક લાગતું હોય કે જો આરોપી છૂટો હોય તો પોલીસના સાક્ષીઓને ફોડી નાખે તેમ હોય કે પુરાવો અદૃશ્ય કરે તેમ હોય તોપણ તેને જામીન ઉપર છોડવામાં

આવતો નથી.

કેટલાક હળવા ગુનાઓમાં પોલીસ પણ જામીન ઉપર છોડી શકે છે, ને તેને બીજે દિવસે કોર્ટમાં હાજર થવાનું કહે છે. કોર્ટ પછી તેને તેજ જામીન ઉપર ચાલુ રાખે છે. સામાન્ય રીતે પોલીસ દર ચૌદ દિવસે આરોપીને કોર્ટ સમક્ષ રજૂ કરે છે ને વધુ મુદત માગે છે. એમ ચાર–પાંચ વખત કોર્ટ સમક્ષ રજૂ કર્યા પછી પોલીસે કાં તો તેની સામે તહોમતનામું રજૂ કરવું જોઈએ અગર તો આરોપીને છોડી મૂકવો જોઈએ. આ રીતે મુદત માંગવાની પોલીસની અરજી સામે આરોપી વાંધો લઈ શકે છે ને તે વખતે છેલ્લા ચૌદ દિવસમાં પોલીસે કેસની તપાસ માટે શું શું કર્યું તેની માહિતી આપવી પડે છે. જો કોર્ટને લાગે કે પોલીસ વિના કારણ વિલંબ કરે છે તો કોર્ટ આરોપીને છોડી દઈ શકે છે. કેટલીક વખત પોલીસ આરોપીને છોડી દેવાની અરજી કરે છે, ત્યારે કોર્ટ તે નામંજૂર પણ કરે છે ને આરોપી સામે કેસ રજૂ કરવાનું ફરમાન પોલીસને કરે છે. એ રીતે પોલીસ ઉપર કોર્ટનો અધિકાર અને જાપતો રહે છે.

જામીન ઉપર છૂટ્યા પછી કે જામીન ઉપર ન છૂટ્યા હોય તોપણ બંધનમાં રહેલા આરોપીને દર ચૌદ દિવસે કોર્ટમાં રજૂ કરવો જોઈએ એવો કાયદો છે; એથી ઓછા દિવસની મુદત માગી શકે ને આપી શકે પણ કેદમાં હોય તો વધુ દિવસ માગી શકાય નહીં. આ ચૌદ દિવસનું બંધન કોર્ટમાં તહોમતનામું રજૂ કર્યા પછી રહેતું નથી ને તે પછી કોર્ટના બીજા કેસોની માફક તેની મુદત પડે છે.

જામીન ઉપર છૂટવાની રીત ત્રણ પ્રકારની હોય છે. એક તો માણસની પોતાની બાંહેધરી કોર્ટે ઠરાવ્યા હોય

તેટલા રૂપિયા પૂરતી, માણસ આપે છે. આવું બહુ જ ઓછા કિસ્સામાં બને છે. બીજું કોર્ટ ઠરાવે તેટલા રૂપિયાનું કોઈ જામીન થાય. કોઈ જામીન ન મળે તો જ કોર્ટ રોકડા રૂપિયાનો હુકમ કરે છે.

જામીન થનાર માણસે કેસની મુદતે કોર્ટમાં હાજર થવાની જરૂર હોતી નથી, પણ જો આરોપી હાજર ન થાય કે નાસી છૂટે ને જામીન તેને હાજર ન કરી શકે તો જામીનની જેટલી રકમ હોય તેટલી અગર કોર્ટ ઠરાવે તેટલી રકમ તેણે કોર્ટમાં ભરવી પડે છે.

જામીન થનાર માણસ કોઈ પણ વખતે કોર્ટમાં જઈને પોતે હવે જામીન રહેવા નથી માગતો તેમ કહી શકે છે ને તો આરોપીની ધરપકડ કરી ફરી તેને નવા જામીન ઉપર છોડવામાં આવે છે.

જામીન ઉપર છૂટેલા માણસે બહારગામ જવું હોય ને વચમાં મુદત હોય તો કોર્ટની રજા વિના બહાર જવું નહિ, તેને પોલીસ સ્ટેશને બોલાવે ત્યારે તેણે ત્યાં જવું જોઈએ ને જામીન આપતી વખતે કોઈ શરત મૂકી હોય તો તે પાળવી જોઈએ.

## ૬ : 'હેબિયસ કૉર્પસ'

ગેરકાયદેસર રીતે અટકાયતમાં ગખવામાં આવેલા માણસને મુક્ત કરવા માટે હાઈકોર્ટમાં જે અરજી કરવામાં આવે છે તેને કાયદાની પરિભાષામાં 'હેબિયસ કૉર્પસ'ની અરજી કહે છે.

આ અરજી કરવાના પ્રજાજનના અધિકારનો ઇતિહાસ

લાંબો ને રોમાંચક છે. ભારતના કોઈ પણ કાયદાની વાત કરતી વખતે એક હકીકત હમેશાં ધ્યાનમાં રાખવાની છે ને તે એ કે આપણો દરેક કાયદો મૂળ બ્રિટનના કાયદાને આધારે રચાયેલો છે, એટલું જ નહિ, પણ ઘણા કાયદાની ઘણીખરી કલમો શબ્દશઃ બ્રિટિશ કાયદાઓમાંથી ઉપાડી લીધેલી હોય છે ને તેથી તેની પ્રણાલિકાઓ, અર્થો ને વિધાનો બ્રિટિશ અદાલતોના ચુકાદાઓ તથા મંતવ્યોને અનુસરે છે.

'હેબિયસ કૉર્પસ' અરજી એ પણ બ્રિટિશ કાયદાનું એક પ્રશંસનીય અનુકરણ છે.

ઈ. સ. ૧૨૧૪-૧૫માં બ્રિટિશ પ્રજાએ તેના આપખુદ રાજા જોહન સામે બળવો કર્યો. તે બળવાને પરિણામે રાજા જોહને બ્રિટિશ પ્રજાને એક હક્કનામું બક્ષિસ કર્યું. તેનું નામ 'મેગ્નાકાર્ટા'. એ એક મહાન અને વિશ્વવિખ્યાત દસ્તાવેજ છે કે જેના પાયા પર બ્રિટિશ પ્રજાના સ્વરાજની રચના થઈ છે.

એ હક્કનામાની એક કલમ એમ હતી, કે બ્રિટનના કોઈ પણ પ્રજાજનની સ્વતંત્રતા કાયદાથી પર થઈને છીનવી શકાશે નહિ; એટલે કે કોઈ પણ માણસને કાયદા અનુસાર જ અટકમાં રાખી શકાશે.

'મેગ્નાકાર્ટા' માં હક્કનામું આપવામાં આવ્યું છતાં રાજાઓની આપખુદી કે સત્તાવાળાઓની જોહુકમીના બનાવો બનતા બંધ થયા નહિ ને પ્રજાજનોને ગોંધી રાખવાના બનાવો બનવા લાગ્યા.

આ આપખુદી અટકાવવા માટે હક્કનામાના આધાર પર બ્રિટનની હાઈકોર્ટમાં અરજી રજૂ કરી ગેરકાયદે ગોંધા-

ચેલાઓને મુક્ત કરવાનો માર્ગ શોધી કાઢવામાં આવ્યો. બ્રિટનની પ્રજાના અબાધિત અધિકારોને રક્ષવામાં ત્યાંની, ન્યાયકોર્ટોએ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જે બાબતોમાં કાયદો ન હોય ત્યાં પણ પ્રજાના નૈસર્ગિક અધિકારો તથા ન્યાયપુરઃસરના હક્કોને સ્થાપિત કરવામાં તેણે મદદ કરી છે.

એટલે જ્યારે કોઈ પણ સત્તાધીશ કે ખુદ રાજા કોઈ પણ માણસને ગેરકાયદેસર ગોંધી રાખે, ત્યારે જે અધિકારીના કબજામાં તે હોય તેના પર હાઈકોર્ટ હુકમ મોકલતી કે તેના 'શરીરને હાજર કરો.' ને તેને હાજર કરતાં તેને શા માટે પૂરી રાખવામાં આવ્યો છે તેનાં કારણો જણાવો. એને બંધનમાં રાખવા કાયદાનો કોઈ આધાર ન હોય તો તેને મુક્ત કરવામાં આવતો.

ત્યાંની હાઈકોર્ટે પ્રજાના વ્યક્તિસ્વાતંત્ર્યને રક્ષવા પાડેલી એ પ્રથા પછી કાયદાના સ્વરૂપમાં એ કાયમ કરવામાં આવી.

હિંદુસ્તાનમાં 'ફોજદારી કામ ચલાવવાની રીત'ના કાયદામાં ૪૯૧મી કલમમાં પ્રજાને આ હક્ક બક્ષવામાં આવ્યો છે. આ કલમ મુજબ જ્યારે કોઈ પણ માણસને કોઈ પણ સત્તાધીશ કે કોઈ પણ ખાનગી વ્યક્તિએ અટકમાં રાખ્યો હોય ત્યારે હાઈકોર્ટને અરજી કરવામાં આવે અને અરજીમાં લખેલી હકીકતો પ્રથમ દર્શને સત્ય જણાતાં અટકાયત ગેરકાયદેસર છે એમ હાઈકોર્ટને લાગે તો અટકાયતમાં રાખનાર માણસ પર હાઈકોર્ટ નોટિસ કાઢે અને એ માણસને કયાં કારણોસર અટકમાં રાખવામાં આવ્યો છે તે જણાવવાનો હુકમ કરે. હાઈકોર્ટ આ માણસની અટકાયત અંગે

અને પક્ષને સાંભળીને તે માણસના હિતમાં હોય તેવો કોઈ પણ ન્યાયી હુકમ ફરમાવી શકે.

જેને અટકમાં રાખવામાં આવ્યો છે તે કાયદેસર છે તેવું બતાવવાની ફરજ તેને અટકમાં રાખનારની છે, ને તે કોર્ટને સંતોષકારક ન લાગે તો તેને છોડવાનો હુકમ કરી શકે છે.

પ્રજાજનોના વ્યક્તિસ્વાતંત્ર્યને રક્ષનારો આ એક અમૂલો હક્ક છે. આપખુદી કે જોહુકમી સામે તે એક ઉત્તમ ઢાલ છે અને કોઈ પણ તંત્રમાં તે એક જરૂરી અધિકાર છે.'

## ૭: 'તમને હુકમ છે કે...'

તમે તમારી હોટેલ રાત્રે મોડે સુધી ખુલ્લી રાખવા માટે પોલીસ કમિશ્નરને અરજી કરો ને તમને ના પાડવામાં આવી; કોઈ લાઈસેન્સ માટે મુંબઈના કલેકટરને અરજી કરી ને તેણે ઇન્કાર કર્યો. મ્યુનિસિપલ કમિશ્નર પાસે તમે તમારા ઘરનો પ્લાન મંજૂરી કરવા મોકલ્યો ને તેણે નામંજૂર કર્યો, વિદ્યાપીઠના રજિસ્ટ્રારે તમને પરીક્ષામાં બેસવા માટે નાલાયક ઠરાવ્યા, વાહનવ્યવહાર ખાતાએ તમારી મોટર સર્વિસનું લાઈસન્સ ફરી ચાલુ ન કર્યું, ઇન્કમટેક્સ કમિશ્નરે તમારી પર ખોટી આકારણી કરીને હાઈકોર્ટમાં તમારો કેસ રજૂ કરવા ના પાડી, કોઈ અર્ધ સરકારી સંસ્થાએ કે કોઈ અદાલતે તમારા કોઈ વાજબી ને કાયદેસરના હક્કનો ઇન્કાર કર્યો. આ અને આવા કિસ્સામાં શું તમો હાથ જોડી બેસી રહેશો? ના. કાયદો તમારી મદદે આવે છે. જેવી રીતે ગેરકાયદેસર રીતે અટકમાં રાખવામાં આવેલા માણસને હાઈકોર્ટ 'હેબિ-

યસ' નીચે છૂટો કરવાનો હુકમ કરી શકે છે તેવી રીતે જ કોઈ પણ સરકારી ખાતાનો વડો જોહુકમીથી, પક્ષપાતથી કે દાદાગીરીથી તમારા પ્રત્યેની તેની કાયદેસરની જે ફરજ છે તે ન બજાવે અગર તો ખોટી રીતે બજાવે તો તેને તેની ફરજ બજાવવા અગર તો ખોટી રીતે વર્તન કરતો હોય તેવું વર્તન કરતો અટકાવવા હાઈકોર્ટને સત્તા છે.

આ સત્તા પણ પેલી 'હેબિયસ કૉર્પસ'ની માફક ઈંગ્લેંડની અદાલતોએ અમલદારી જોહુકમી ને આપખુદીને તોડવા માટે પ્રાપ્ત કરીને ખીલવી છે. એનું નામ 'રીટ ઑફ મેન્ડેમસ.' 'મેન્ડેમસ' એટલે 'અમે તમને હુકમ કરીએ છીએ કે:'

'સ્પેસીફીક રીલીફ એક્ટ'ની ૪૫મી કલમ મુજબ આ પગલાં લઈ શકાય છે.

તમારા કોઈ હક્ક, અધિકાર કે મિલકતને કોઈ સરકારી અમલદાર નુકસાન કરતો હોય, કે તમારા એ અધિકારનો ઈન્કાર કરતો હોય તો તમે તે માટે હાઈકોર્ટ સમક્ષ જઈ શકો છો. આ પ્રમાણે જતાં પહેલાં એ કલમમાં લખાયેલી મર્યાદાઓનું પાલન થવું જોઈએ; એટલે કે તમે ન્યાયની માગણી કરી હોય ને તેનો ઇન્કાર કરવામાં આવ્યો હોવો જોઈએ. બીજા કોઈ કાયદા નીચે તમને ન્યાય મળવાનો માર્ગ ખુલ્લો ન હોવો જોઈએ. ધારો કે મ્યુનિસિપલ કાયદા નીચે મ્યુનિસિપલ કમિશ્નરના હુકમ ઉપર અપીલ કરવાની જોગવાઈ હોય તો આ કલમનો આશ્રય ન લઈ શકાય; એટલે કે બીજા કોઈ કાયદા નીચે તમને ન્યાય મળે તેવો માર્ગ ખુલ્લો ન હોય ને તમે જે માગણી કરો છો તે હાઈકોર્ટને વાજબી ને ન્યાયી લાગવી જોઈએ, તો હાઈકોર્ટ તે અમલદાર

કે સંસ્થા ઉપર નોટિસ કાઢીને તેને સાંભળીને યોગ્ય ન્યાય આપી શકે છે.

હાઈકોર્ટની આ સત્તા માત્ર પ્રાંતના ગવર્નર ઉપર ચાલતી નથી. ગવર્નર તેમાં અપવાદ છે. બાકી બીજા બધા મુખ્ય અમલદારો પર આવો હુકમ કરવાની તેની સત્તા છે.

## ૮ : મનાઈ હુકમ ને રીસિવર

કાયદામાં ' મનાઈ હુકમ ' તથા રીસિવર માટે કરવામાં આવેલી જોગવાઈ બહુ મહત્ત્વની છે. બે ભાગીદારો ઝઘડતા હોય ને વહીવટ સરખો ન ચાલતો હોય, એક ભાગીદાર કોર્ટે ચડે ને કોર્ટને ખાતરી કરાવે, કે દુકાનનો વહીવટ બીજા ભાગીદારના હાથમાં સલામત નથી કે મિલકત વેડફાઈ જવાનો સંભવ છે કે ગંભીર ગેરવ્યવસ્થા ચાલે છે તો કોર્ટ વહીવટ કરવા રીસિવર નીમે છે. સંયુક્ત કુટુંબ હોય, ભાઈભાઈ વચ્ચે ઝઘડો હોય ને વહેંચણીનો દાવો કરવામાં આવ્યો હોય ત્યારે મિલકતની દેખરેખ તથા સંભાળ રાખવા રીસિવર નીમવામાં આવે છે. તેવી જ રીતે કોઈ સંસ્થાઓના સભ્યો વચ્ચે ઘર્ષણ ઊભું થાય ને સંસ્થાની મિલકત વેડફાઈ જવાનો સંભવ હોય તો રીસિવર નીમવામાં આવે છે. રીસિવર માટેની મુખ્ય કસોટી જે મિલકત અંગે કોર્ટમાં ઝઘડો ચાલતો હોય તે મિલકતની સાચવણી છે. જો રીસિવર વિના કોઈ પક્ષના હાથમાં તે મિલકત રહે તો સચવાશે નહિ તેમ લાગે તો રીસિવર નીમવામાં આવે છે. કેટલીક વખત એક પક્ષના કબજામાં મિલકત રહેવા દઈને તેનો હિસાબ રાખવાની તથા મિલકત સાચવી રાખવાની તેની પાસેથી બાંહેધરી માગવામાં

આવે છે. સામાન્ય રીતે એવી માન્યતા છે, કે રીસિવરના હાથમાં મિલકત કે ધંધો જાય પછી તેની અસલ સ્થિતિ રહેતી નથી. રીસિવરનું ખર્ચ ઘણું આવે છે; વળી રીસિવર તરીકેની ફરજો રીસિવર ઑફિસના માણસો બજાવે છે. તેમને ધંધા વગેરેની માહિતી ન હોવાનો સંભવ છે. રીસિવર નીમવાથી રિસીવર ન નીમવા કરતાં વધારે નુકસાન જાય તેવો સંભવ હોય તો રીસિવર નીમવામાં આવતો નથી. રીસિવર લેણું વસૂલ કરે છે, દેણું ભરવા જવાબદાર રહે છે. કોઈનું એ પક્ષ સામે લેણું હોય તો તેની મિલકત માટે રીસિવર સામે દાવો કરવો પડે છે; પરંતુ તેમ કરતાં પહેલાં જે કોર્ટે રીસિવરની નિમણૂંક કરી હોય તેની મંજૂરી લેવી પડે છે. એક વખત રીસિવર નિમાયા પછી પક્ષકારોની એ મિલકત ઉપરની બધી સત્તા ચાલી જાય છે ને કેસનો જે નિર્ણય આવે તે મુજબ રીસિવર મિલકતનો નિકાલ કરે છે. કેટલીક વખત રીસિવરનો કબજો વર્ષો સુધી ચાલે છે ને પરિણામે મૂળ મિલકત નામશેષ બની જાય છે. રીસિવર એ એક જરૂરી અનિષ્ટ છે એમ માનવામાં આવે છે.

'મનાઈ હુકમ' એ કાયદાનું એક ઉપયોગી હથિયાર છે. તમારી જમીન પર કોઈ મકાન ચણતું હોય, તમારા સામે કોઈ બદનક્ષીભર્યો લખાણો લખતું હોય, કોઈ સંસ્થાએ કરેલો કોઈ ઠરાવ કોઈ સભ્યને ગેરકાયદેસર લાગ્યો હોય ને તે ઠરાવનો અમલ ન થવા દેવો હોય, મકાન પાડી નાખવા માટે તમને મ્યુનિસિપાલિટીએ નોટિસ આપી હોય, કોઈ સગીર ઉંમરની બાળાને કોઈ વૃદ્ધ સાથે પરણાવવામાં આવતી હોય, આ અને આવા અનેક કિસ્સાઓમાં મનાઈ હુકમની માગણી કરવામાં આવે છે અને સામા પક્ષને તે

કાર્ય કરતું અટકાવવા કાયમી મનાઈ હુકમ માટે કોર્ટને વિનંતિ કરવામાં આવે છે.

પરંતુ કાયમી મનાઈ હુકમ તો બન્ને પક્ષની જુબાની લીધા પછી, દલીલો સાંભળ્યા પછી આપી શકાય, તેમાં ઘણો લાંબો સમય નીકળી જાય, તો વચગાળાના સમયનું શું? ધારો કે એક સગીર બાળાને એક વૃદ્ધ સાથે પરણાવવામાં આવે છે. તે માટે કોર્ટમાં કેસ કરી કાયમી મનાઈ હુકમ માગવામાં આવે છે; પરંતુ કેસ ચાલે ને ચુકાદો આવે ત્યાં-સુધીમાં તો લગ્ન પતી જાય, તો કેસનો હેતુ જ માર્યો જાય. આવા કિસ્સામાં 'વચગાળાનો મનાઈ હુકમ' આપવામાં આવે છે.

'વચગાળાનો મનાઈ હુકમ' આપવા પાછળ ખાસ કારણો હોવાં જોઈએ. મુખ્ય કારણ એ હોય છે, કે જો વચગાળાનો મનાઈ હુકમ ન આપવામાં આવે તો જે કાર્ય અટકાવવા માટે દાવો કરવામાં આવ્યો છે તે કાર્ય બને તો દાવાનો હેતુ નિષ્ફળ જાય. દાવો સફળ થાય તોપણ જે હેતુ માટે તે કરવામાં એ આવ્યો હોય તે નિરર્થક નીવડે. જેમ કે ઉપરનાં કિસ્સામાં બાળાનાં લગ્ન થઈ જાય. એટલે આવા કિસ્સાઓમાં એક વચગાળાનો મનાઈ હુકમ દાવો દાખલ કરતી વખતે એક પક્ષને સાંભળીને આપવામાં આવે છે. આ મનાઈ હુકમ અયોગ્ય છે ને કાઢી નાખવો જોઈએ તેવી દલીલ સામો પક્ષ તે પછી હાજર થઈને કરી શકે છે ને કોર્ટ કેટલીક વખત કામચલાઉ મનાઈ હુકમ રદ પણ કરે છે.

## ૯ : છૂટાછેડા કેમ મળે ?

હિંદુ સમાજમાં છૂટાછેડા આજ સુધી માન્ય ન હતા. હિંદુ કાયદા પ્રમાણે લગ્ન એ કરાર નથી, પણ એક પવિત્ર ક્રિયા છે. કરારનો વિચ્છેદ થઈ શકે. પવિત્ર બંધન કેવી રીતે તૂટી શકે ?

હિંદુ કાયદામાં છૂટાછેડાની છૂટ નથી. પરંતુ આજના એક બાજુ રૂઢ અને બીજી બાજુ કૃત્રિમ જીવનમાં સામાજિક સંમતુલા જળવાઈ નથી, ને સંસારજીવન કટુ ને અસહ્ય બન્યાં છે. તેવે વખતે બહુ દુઃખી જીવનને મુક્તિ મળે તે હેતુથી મુંબઈની ધારાસભાએ અમુક સંયોગોમાં છૂટાછેડા મળી શકે તેવો કાયદો ૧૯૪૬માં પસાર કર્યો છે.

આ કાયદો હિંદુ, જૈન, શીખો, બુદ્ધધર્મીઓ, બહાઈઓ, તેમ જ આર્યસમાજના અનુયાયીઓ કે પરધર્મમાંથી હિંદુધર્મમાં વટલેલાને લાગુ પડે છે.

આ કાયદા નીચે પતિ અગર પત્ની એકબીજા સામે છૂટાછેડા મેળવવા માટે નીચેનાં કારણોસર દાવો માંડી શકે છે:

(૧) પતિ અગર પત્ની લગ્ન સમયે જ પુરુષત્વ કે સ્ત્રીત્વમાં ન હોય ને દાવો કરતાં સુધી તે સ્થિતિ ચાલુ હોય.

(૨) પતિ અગર પત્ની સાત વર્ષથી કોઢથી પીડાતાં હોય. સિવાય કે આ રોગ એકબીજાએ એકબીજાને આપ્યો હોય.

(૩) પતિ અગર પત્ની સાત વર્ષથી ગુમ થયાં હોય ને જે લોકોને સામાન્ય રીતે તેમની ભાળ હોવી જોઈએ તેઓએ સાત વર્ષ સુધી તેમનાં વિષે કશું સાંભળ્યુ ન હોય.

(૪) પતિ અગર પત્ની ચાર વર્ષથી એકબીજાને ત્યજી ગયાં હોય. ત્યજી જવાનો અર્થ એમ નક્કી કરવામાં આવ્યો

છે, કે અન્યની સંમતિ વિના અને તેની મરજી વિરુદ્ધ જુદાં રહેતાં હોય.

(૫) બીજીવારના લગ્નનો પ્રતિબંધ કરનાર કાયદો અમલમાં આવ્યા પહેલાં પતિએ બીજાં લગ્ન કર્યાં હોય કે રખાત રાખી હોય, અગર પત્ની બીજાની રખાત તરીકે રહેતી હોય.

(૬) પતિ અગર પત્ની દાવો કરવાની તારીખ પહેલાંથી સાત વર્ષ સુધી ગાંડપણ કે ચિતભ્રમનો ભોગ બન્યાં હોય.

છૂટાછેડા ન માગવા હોય તો પત્ની અગર પતિથી કાયદેસર રીતે જુદા રહેવાનો હક્ક માગી શકે છે; એટલે કે લગ્ન કાયમ રહે છે ને તે છતાં બંને કાયદેસર રીતે જુદાં રહી શકે. આ માટેનાં કારણો નીચે પ્રમાણે હોવાં જોઈએઃ

(૧) પત્ની અગર પતિ કોઢથી પીડાતાં હોય. (૨) પતિ દ્વિતીય લગ્નપ્રતિબંધક કાયદા પહેલાં બીજી પત્ની પરણ્યો હોય કે રખાત રાખતો હોય. (૩) પતિ પત્ની તરફ ક્રૂરતા દાખવતો હોય.

છૂટાછેડા કે કાયદેસર રીતે જુદા રહેવાનો દાવો ચાલતો હોય તે દરમ્યાન અને તે પછી પણ કોર્ટ પત્નીને ભરણ-પોષણ માટે પતિની આવક તથા કુટુંબનો સામાજિક દરજ્જો જોઈને યોગ્ય રકમ આપવાનો હુકમ કરી શકે છે. આ રકમ પતિની આવકના પાંચમા ભાગથી વિશેષ ન હોવી જોઈએ. આ હુકમ પતિને તો જ બંધનકારક ગણાય, જો પત્ની પવિત્ર અને અપરિણીત રહી હોય. સંતાનોના કબજા તથા સાચવણી અંગે પણ સંયોગો પ્રમાણે કોર્ટ હુકમ કરી શકે છે.

આ કાયદા નીચે છૂટાછેડાનો દાવો મુંબઈમાં હાઈ-

કોર્ટમાં તથા જિલ્લામાં ડીસ્ટ્રીકટ કોર્ટમાં થઈ શકે છે. આ દાવો ગમે ત્યાં લગ્ન થયાં હોય તોપણ પ્રતિવાદી જે કોર્ટની હકૂમતમાં રહેતો હોય તે કોર્ટમાં થઈ શકે છે ને જો બંને પક્ષો ન રહેતા હોય તોપણ જ્યાં બંને જણાં છેલ્લી વખત પતિ–પત્ની તરીકે રહ્યાં હોય ત્યાં થઈ શકે છે. પતિ કે પત્ની પ્રાંત બહાર ચાલ્યાં ગયાં હોય અગર ક્યાં છે તે ખબર ન હોય તો જ્યાં વાદી રહે ત્યાં અગર તો જ્યાં બંને છેલ્લાં પતિ–પત્ની તરીકે રહ્યાં હોય ત્યાં થઈ શકે છે, પણ તે માટે કોર્ટની મંજૂરી લેવી જોઈએ.

છૂટાછેડાનો દાવો ૨૦ વર્ષના લગ્નજીવન પછી થઈ શકતો નથી. પરંતુ તેમાં બે અપવાદ છે: એક તો જો પતિ કે પત્ની એકબીજાને ત્યજી ગયાં હોય કે પતિ રખાત રાખતો હોય કે પત્ની કોઈની રખાત હોય તો ૨૦ વર્ષના લગ્નજીવન પછી પણ દાવો થઈ શકે છે.

આ કાયદા નીચે કરેલા દાવામાં જે ચુકાદો આવ્યો હોય તેની સામે ત્રણ મહિનામાં અપીલ થઈ શકે છે.

આ કાયદા નીચે છૂટાછેડા મેળવેલાં પતિ–પત્ની ચુકાદા પછી અગર અપીલ થઈ હોય તો અપીલમાં ચુકાદા પછી છ મહિના વીત્યા બાદ ફરીથી લગ્ન કરી શકે છે.

આ કાયદા નીચેનો કેસ બંનેમાંથી એક પક્ષ કહે તો બંધબારણે ચલાવવો જોઈએ. કોર્ટ પોતાની મેળે પણ તેને બંધબારણે ચલાવવાનું ઠરાવી શકે છે.

આ કાયદો સ્પેશિયલ મેરેજ એક્ટ નીચે જેણે લગ્ન કર્યાં હોય તેને લાગુ પડતો નથી. એ કાયદો જેને સામાન્ય રીતે રજિસ્ટરથી લગ્ન કર્યાં તેમ કહે છે તે છે. તેની નીચે છૂટાછેડાની જુદી જોગવાઈ છે.

આ કાયદો બંધારણ વિરુદ્ધ છે એવા ચુકાદા એકબે નીચલી કોર્ટોએ આપ્યા છે, પરંતુ હાઈકોર્ટનો ચુકાદો આવ્યો નથી.

## ૧૦ : રત્નભર્યો ચરુ મળે તો ?

ઘણી વખત આવો વિચાર તમને આવતો હશે. રસ્તે જતાં હીરાની વીંટી મળી જાય, કોઈ જગ્યાએથી સેંકડોની નોટોનું બંડલ જડે. મુસાફરીમાં ટ્રેનમાંથી કોઈની કિંમતી વસ્તુ મળે તો તેની માલિકી કોની ?

કાયદો એમ કહે છે, કે આવી કોઈ પણ વસ્તુ માટે માણસને પહેલો વિચાર એ આવવો જોઈએ કે આવી કિંમતી વસ્તુનો માલિક આ જગતમાં ક્યાંક તો હોવો જોઈએ; એટલે આવી વસ્તુ જેને જડી હોય તેવા માણસની પ્રથમ ફરજ વસ્તુના માલિકની ખોજ કરવાની છે. સાચા દિલની તપાસ કરવા છતાં જો તેનો માલિક ન મળે તો પછી તે માણસ તે ચીજ પોતાની હોય તે રીતે વાપરી શકે છે. આવી ચીજ પોલીસને હવાલે કરવી તેવી તેની ફરજ નથી; પરંતુ જો તે માણસ તે ચીજના માલિકની વાજબી તપાસ ન કરે ને તે ચીજનો ઉપયોગ કરે તો તે વસ્તુને ઉચાપત કરવાનો ગુનો કરે છે.

પણ ધારો કે તમારી જમીન ખોદતાં સોનાનો ચરુ મળ્યો; જમીન તમારી પોતાની છે ને તેના લેખમાં લખ્યું છે કે 'આ જમીનનો પાતાળથી તે આસમાન સુધી ઉપભોગ કરવા તમો મુખત્યાર છો.' તો તેમાંથી મળેલી કિંમતી વસ્તુ તમારી ગણાય ? આ બાબતમાં એક ખાસ કાયદો છે. તે

કાયદાનું નામ છે Treasure Trove Act.

આ કાયદામાં એમ ઠરાવવામાં આવ્યું છે, કે કો
પણ માણસને જમીનમાં દાટેલી ૧૦ રૂપિયાની ઉપરનં
કિંમતની કોઈ વસ્તુ મળે તો તેણે તેની જાહેરાત તુરત ક
કલેકટરને કરવી. કલેકટરને કાં તો તે વસ્તુ કબજે સોંપવ
અગર કલેકટર માગે ત્યારે હાજર કરવાના જામીન આપવા

કલેકટર તે પછી એક જાહેરાત બહાર પાડશે ને અ
મિલકત પર કોઈનો હક્ક-દાવો છે કે નહિ, એ જણાવવા
કહેશે. એ જાહેરનામાની મુદત સુધીમાં જો કોઈ માણસ હાજર
થઈને કહેશે કે મજકૂર મિલકત છેલ્લાં ૧૦૦ વર્ષની અંદર
તેણે દાટી હતી ને તે તેનો માલિક છે, તો કલેકટર મજકૂર
મિલકતનો કબજો લઈને પેલા દાવાદારને કોર્ટમાં જઈને
પોતાનો હક્ક સાબિત કરવા કહેશે, જો દાવાદાર હક્ક સાબિત
કરે તો મિલકત તેને મળશે. જો તેનો હક્ક સાબિત ન થાય,
અગર મિલકત ૧૦૦ વર્ષ પહેલાં દટાયેલી હોય અગર કોઈ
દાવાદાર હાજર ન થાય તો કલેકટર તે મિલકતને બિન
માલિકીની જાહેર કરશે.

હવે એવું બને કે જે જમીનમાંથી મિલકત જડી હોય
તે જમીનનો માલિક બીજો માણસ હોય, જ્યારે જેને જડી
હોય તે બીજો હોય. તે બંને એ મિલકતની માગણી કરે
તો કલેકટર પહેલાં તેમને પૂછશે કે મિલકતની વહેંચણી
કેવી રીતે કરવી તે બાબતમાં બંને સંમત છો? તેઓ હા
કહે તો તેમની સંમતિ પ્રમાણે મિલકત વહેંચી આપશે.
જો ના પાડે તો મિલકતનો ૭૫ ટકા જેને મિલકત મળી
હોય તેને તથા ૨૫ ટકા જમીનના માલિકને આપશે.
જો જમીનના માલિકને જ તે જડી હોય તો બધી મિલકત

તેને આપશે.

છતાં કલેક્ટરને હક્ક છે, કે જડેલી આખી મિલકત કે તેમાંનો કોઈ પણ ભાગ સરકાર માટે તે રાખી શકે ને જો સરકાર માટે રાખવાનું નક્કી કરે તો તેનો યોગ્ય બદલો મિલકત જેને જડી હોય તેને તથા જમીનના માલિકને આપવો જોઈએ.

## ૧૧ : રાજા અને એલચી

કોર્ટની હકૂમત કેટલી ? તેના પર કોઈ મર્યાદા ખરી કે નહિ ? ગમે તે માણસ સામે તે કામ ચલાવી શકે ? ગમે તેને પકડી શકે ?

ફોજદારી કાયદામાં તો એમ લખ્યું છે, કે જે માણસ કાયદામાં લખેલા ગુનાઓ કરશે તેને સજા થશે. તે છતાં વ્યવહારમાં તથા રાજકીય કારણોસર આ બાબતમાં કેટલાક અપવાદો રાખવામાં આવ્યા છે.

રાજા હમેશાં કાયદાથી પર મનાયો છે. ભારતમાં ભારતનો કોઈ એક રાજા નથી, પણ હોય તો તેની સામે કોઈ પણ ગુના માટે કામ ચાલી શકે નહિ, તેજ મુજબ હિંદુસ્તાનના દેશી રાજાઓ કે જેમની સાથે બ્રિટનને કોલ-કરારો હતા, તેઓની સામે કોર્ટનો હુકમ બજાવી શકાય નહિ. કોઈ કોર્ટ તેમને પકડીને સજા કરી શકે નહિ. ભારતના દેશી રાજાઓ હકીકતમાં તો બ્રિટનના તાબેદાર તથા ખંડિયાઓ હતા તે છતાં તેમનો અમુક રીતનો માન-મરતબો જાળવવો તે બ્રિટનના હિતની વસ્તુ હતી એટલે આ બાબતમાં બ્રિટને તેમને એક સાર્વભૌમ રાજાનું સ્થાન

આપ્યું હતું.

બીજા દેશના રાજકર્તાઓ આ ભૂમિ પર આવે ને કોઈ ગુનો કરે તો તેમની સામે કોઈ કોર્ટમાં પગલાં લઈ શકાતાં નથી; કારણકે 'સાર્વભૌમ રાજા' એ અદાલત અને કાયદાથી પર છે. 'રાજા કદી કોઈ ખોટું કામ કરતો નથી;' એવા સિદ્ધાંતને અનુસરીને પણ રાજાઓને અદાલતની હકૂમતમાંથી મુક્તિ મળે છે. આ સ્થાન અને માન પરસ્પર છે એટલે બીજા દેશોમાં પણ ભારતના રાજા કે પ્રમુખને એ જ રીતે અદાલતની હકૂમતમાંથી મુક્તિ મળે છે.

પરદેશના એલચીઓને પણ એ જ રીતે અદાલતની હકૂમતમાંથી મુક્તિ મળે છે. એક દેશનો અહીં આવેલો એલચી તે દેશના રાજનો પ્રતિનિધિ ગણાય છે. એ રાજા કે રાજ્યકર્તાનો દરજ્જો તેને મળે છે, એટલે તે પણ અદાલતની હકૂમતથી પર છે. એલચીને દરેક ગુનામાંથી મુક્તિ મળે છે કે અમુક ગંભીર ગુના જેવા કે રાજદ્રોહ માટે તેને પકડી શકાય છે તે બાબતમાં આંતરરાષ્ટ્રીય કાયદા-વિશારદો વચ્ચે મતભેદ પ્રવર્તે છે; પરંતુ સામાન્ય અદાલતો તેની પર કામ ચલાવી શકતી નથી તે સર્વસ્વીકૃત હકીકત છે.

પરદેશી લશ્કર જો આ દેશમાં આ દેશની સંમતિથી આવે કે પસાર થાય તો તે લશ્કરના માણસો પર અદાલતની હકૂમત ચાલતી નથી.

તેજ રીતે પરદેશની યુદ્ધનૌકાને પણ કાયદાના અમલમાંથી મુક્તિ મળે છે. યુદ્ધનૌકા જે દેશની હોય તે દેશના સાર્વભૌમત્વનું પ્રતીક મનાય છે. તેનો તે તરતો કિલ્લો છે ને તે યુદ્ધનૌકા અંદરમાં હોય તોપણ તેના પર કોર્ટની હકૂમત ચાલતી નથી.

યુદ્ધ દરમ્યાન પરદેશી દુશ્મન જો કોઈ ગુનો કરે તો તેના પર પણ સામાન્ય દીવાની-ફોજદારી કોર્ટની હકૂમત ચાલતી નથી. તેને તો યુદ્ધના કાયદા-કાનૂન મુજબ જ સજા થઈ શકે છે.

તે ઉપરાંત ગવર્નર, હાઈકોર્ટના ન્યાયમૂર્તિઓ વિષે પણ અદાલતનો હુકમ લાગુ પડતો નથી. અદાલત તેમની સામે કોઈ પણ જાતનો સમન્સ કે વૉરંટ કાઢી શકતી નથી. સાધારણ રીતે એમ માનવામાં આવે છે, કે આ એક એવા દરજ્જાના માનવીઓ છે કે જેઓ ભાગ્યે જ કોઈ ગુનો કરે, તેઓ ન જ કરે એવી ચોકસાઈપૂર્વક ગણતરી રાખી શકાય છે; પરંતુ તેમ છતાં કદાચ તેઓ કરે તો તેમની સામે ખાસ કમિશન નીમીને કામ ચાલી શકે, પણ ચાલુ અદાલતને તેમની સામે કામ ચલાવવાનો અધિકાર નથી.

એ રીતે કાયદાએ એક બાજુ જ્યારે દરેક માણસ સજાને પાત્ર છે એમ કહ્યું છે, ત્યારે બીજી બાજુ અમુક અપવાદ રાખ્યો છે ને કોઈ પણ રાજતંત્રમા તે જરૂરી છે.

## ૧૨ : અપહરણનો કાયદો

કાયદામાં અપહરણની વ્યાખ્યા જુદીજુદી રીતે આપવામાં આવી છે. અંગ્રેજી ભાષામા આ અંગે બે શબ્દો જુદાજુદા અર્થમાં વપરાય છે : એક છેકિડનેપ-'Kidnap' અને બીજો છે એબ્ડકટ-'Abduct' એક શબ્દનો અર્થ બે રીતે થાય છે. એક તો સામાન્ય ચાલુ અર્થ કે જે શબ્દકોષમાં આપેલો હોય છે તે ને બીજો કાયદાના પુસ્તકમાં નક્કી કરેલો. કેટલાક કિસ્સા એવા પણ હોય છે, કે જેમાં એક જ શબ્દની

બે જુદાજુદા કાયદામાં અપાયેલી વ્યાખ્યાઓમાં ફેર હોય છે. કાયદામાં વ્યાખ્યા જરૂરી હોય છે. એ મુજબ ઉપરના બંને શબ્દનો લોકઅર્થ એક જ જાતનો લાગતો હોવા છતાં હિંદી ફોજદારી કાયદામાં તેની જુદીજુદી વ્યાખ્યાઓ આપવામાં આવી છે.

હિંદી ફોજદારી ધારામાં Kidnap અપહરણના ગુનાની બે પ્રકારની વ્યાખ્યા આપવામાં આવી છે: એક તો હિંદની બહાર મરજી વિરુદ્ધ ઉપાડી જવું. આ કાયદો ઘડાયો ત્યારે બ્રિટિશ હિંદમાંથી દેશી રાજ્યમાં કોઈને ઉપાડી જવું તે ગુનો ગણાતો. આજે ભારત બહાર ઉપાડી જવું તે ગુનો ગણાય. આમાં જેને ઉપાડી જવામાં આવેલ હોય તે સ્ત્રી હોય, કે પુરુષ તેની ગમે તે ઉંમર હોય, તોપણ આ ગુનો બને છે.

Kidnapની બીજી વ્યાખ્યા એવી છે કે જો કોઈ પણ માણસ ૧૪ વર્ષની નીચેની ઉંમરના છોકરાને તેના કાયદેસરના વાલીના કબજામાંથી વાલીની સંમતિ વિના ઉપાડી જાય તો તે અપહરણનો ગુનો કરે છે. તેવી જ રીતે ૧૬ વર્ષની નીચેની ઉંમરની છોકરીને તેના વાલીના કબજામાંથી વાલીની સંમતિ વિના ઉપાડી જાય, તોપણ આ ગુનો બને છે. આમાં જેને ઉપાડી જવામાં આવે તેની સંમતિ હોય તોપણ તે નિરુપયોગી છે; કારણકે સંમતિ તો માત્ર વાલીની હોવી જોઈએ. બાળક કે બાલિકા વાલીની સંમતિથી કોઈ બીજાને ત્યાં થોડો વખત રહેતી હોય, તોપણ તે તેના વાલીના કબજામાં જ ગણાય. આ કલમ સગીર ઉંમરનાં બાળક–બાલિકાઓનાં રક્ષણ માટે છે; એટલે તેનો અર્થ તથા અમલ બહુ કડક રીતે થાય છે.

હિંદુ કાયદા મુજબ એક સગીરનો કાયદેસરનો વાલી

તેનો પિતા ગણાય છે; એટલે માતા પણ જો તેના સગીર પુત્ર કે પુત્રીને પિતાની રજા વિના લઈ જાય તો તે ગુનેગાર ગણાય છે. મુસ્લિમ કાયદામાં માતાને કાયદેસરની વાલી ગણવામાં આવેલ છે એટલે પિતા સગીર પુત્ર-પુત્રીને ઉપાડી જાય તો ગુનેગાર બને છે. હિંદુ કાયદા પ્રમાણે પતિ એ પત્નીનો કાયદેસર વાલી ગણાય છે; એટલે ૧૬ વર્ષની નીચે તથા ૧૪ વરસની ઉપરની ઉંમરની પત્નીને તેના પતિના કબજામાંથી પિતા તેની સંમતિ વિના લઈ જાય તો તે આ ગુના માટે ગુનેગાર બને છે. આ Kidnap ની વ્યાખ્યા મુજબનો ગુનો કરનારનો હેતુ ગમે તે હોય, તોપણ તે લક્ષ્યમાં લેવામાં આવતો નથી. એક માણસને મરજી વિરુદ્ધ ઉપાડી જવામાં આવે કે સગીરને વાલીની સંમતિ વિના ઉપાડી જવામાં આવે તો ગુનો થઈ ચૂકયો. યોગ્ય કે અયોગ્ય હેતુ માટે ઉપાડી જવામાં આવેલ હોય તેને ગુના સાથે સંબંધ નથી.

પરંતુ Abduct શબ્દની વ્યાખ્યામાં હેતુ મુખ્ય વસ્તુ છે. કોઈ પણ એક માણસ બીજા માણસને બળજબરીથી અગર છેતરપિંડીથી એક જગ્યાથી બીજી જગ્યાએ લઈ જાય તો તેથી અપહરણ કર્યું કહેવાય; પરંતુ તે કરવાનો હેતુ શું છે તે મુખ્ય વસ્તુ છે ને હેતુ મુજબ ગુનાની સજા વત્તીઓછી છે. બળજબરીથી અગર છેતરપિંડીથી લઈ જવામાં તે માણસનું ખૂન કરવાનો અગર ખૂન થાય તેવા સંજોગોમાં મૂકવાનો હેતુ હોય તો કાળાપાણીની સજા થાય, કોઈ તેને ગુપ્તપણે સંતાડી કે પૂરી રાખવાના ઈરાદાથી ઉપાડી જાય તો સાત વર્ષની સજા થાય છે.

જો કોઈ એક સ્ત્રીને તેને તેની મરજી વિરુદ્ધ પરણાવવાના હેતુથી કે તેની સાથે અનીતિમય સંબંધ બાંધવાના

હેતુથી કે અનીતિમય સંબંધ બંધાય કે બંધાશે એવો સંભવ હોય તેમ જાણીને ઉપાડી જાય તો ૧૦ વર્ષની સજા થશે. કોઈ ધાકધમકીથી કે પોતાની પાસે રહેલી કોઈ સત્તાના જોરે સ્ત્રીને ઉપરના હેતુસર ઉપાડી જાય તો ઉપરનો ગુનો બને છે. આવો ગુનો જો સગીર ઉંમરની બાળા અંગે કરવામાં આવે તો દસ વર્ષની સજા થાય છે. તે જ મુજબ ઈજા કરવાના હેતુથી કે બિનકુદરતી હવસખોરી માટે કોઈને ઉપાડી જવામાં આવે તો દસ વર્ષની સજા થાય છે.

આવી રીતે ઉપાડી જવામાં આવેલ ઇસમને તેનું અપહરણ કરવામાં આવ્યું છે તે જાણવા છતાં તેને આશ્રય આપે કે છુપાવે, તોપણ ઉપર મુજબ ગુનો બને છે.

આ ગુનાની તપાસ માત્ર સેશન્સ કોર્ટમાં જ થાય છે; કારણકે કાયદાએ આ ગુનાને ગંભીર લેખ્યો છે.

## ૧૩ : પ્રાઇસલિસ્ટ

બહારગામનો વેપારી મુંબઈ, અમદાવાદ, દિલ્હી જેવા મોટા શહેરના વેપારીને પત્ર લખે ને તે અમુકઅમુક ચીજોના ભાવ શું છે તે પુછાવે છે. વેપારી ભાવ મોકલે છે. બહારગામનો વેપારી તે ભાવે ઑર્ડર મોકલે છે. એ ઑર્ડર સ્વીકારવા મુંબઈનો વેપારી બંધાયેલો છે?

ઘણા વેપારીઓ પ્રાઇસલિસ્ટ છપાવે છે ને તે ગામેગામ મોકલે છે. એ પ્રાઇસલિસ્ટના ભાવ વાંચીને બહારગામનો વેપારી પોતાનો ઑર્ડર મોકલે છે. વેપારી પ્રાઇસલિસ્ટના ભાવે માલ આપવા બંધાયેલો છે?

આ પ્રશ્નનો જવાબ કરાર જેવો થયો ગણાય તેના

ઉપર રહે છે. કરારના કાયદા મુજબ તેનો નિર્ણય થાય છે. કરારનો કાયદો કહે છે, કે એક માણસ એક દરખાસ્ત મૂકે ને બીજો તેનો સ્વીકાર કરે એટલે તે બંને વચ્ચે કરાર થયો ગણાય. પણ જ્યાંસુધી દરખાસ્ત ન હોય ત્યાંસુધી તેનો સ્વીકાર થઈ શકે નહિ; એટલે મૂળ પ્રશ્ન એ છે, કે જ્યારે ભાવ મોકલે છે ત્યારે તે દરખાસ્ત કરે છે? જો તે દરખાસ્ત કરે છે તેમ ગણાય તો બહારગામનો વેપારી તે સ્વીકારે એટલે તે બંધનકર્તા ગણાય, ને તે ભાવે માલ મોકલવો જોઈએ; પરંતુ જો તે દરખાસ્ત ન હોય તો માત્ર ભાવો મોકલવાનો અર્થ એટલો જ કે સામો પક્ષ દરખાસ્ત કરે એવું તે આમંત્રણ આપે છે. તે દરખાસ્ત વેપારીએ સ્વીકારવી કે નહિ તે તેની મરજીની વાત છે.

હવે એક વેપારી સામાન્ય રીતે પ્રાઇસલિસ્ટ ટપાલમાં બધાને મોકલે છે. કોઈ મંગાવે કે ન મંગાવે તોપણ મોકલે છે. તે મોકલવાનો અર્થ એ થાય છે, કે આ ભાવે અમારે ત્યાં માલ મળી શકે છે. તમારે કયો માલ કેટલો જોઈએ છે તેની દરખાસ્ત મોકલો. બહારગામના વેપારીનો ઑર્ડર તે દરખાસ્ત ગણાય. પ્રાઇસલિસ્ટ મોકલનાર વેપારી તે સ્વીકારવા બંધાયો નથી, પણ કોઈ વેપારી ભાવ પુછાવે કે અમુક ચીજ તમે શા ભાવે આપશો? તે તેના જવાબમાં લખે કે આ ભાવે આપીશું તો તે મુજબ આપવા બંધાયેલો છે; કારણકે તેમાં આપનારે દરખાસ્ત મૂકી ગણાય. વળતો ઑર્ડર પણ અમુક મુદતમાં જ મળવો જોઈએ, ગમે તેટલા વખત પછી ઑર્ડર આવે તો ચાલે નહિ.

કેટલાક પ્રાઇસલિસ્ટમાં જેને Firm offer કહે છે

તે આપેલી હોય છે; એટલે કે આ ભાવે અમે માલ આપવા તૈયાર છીએ તો તમે તુરત જ ઑર્ડર મોકલો. આ રીતે મોકલેલા ભાવ બંધનકર્તા છે ને તેનો વળતો ઑર્ડર આવે તો તે સ્વીકારવો જોઈએ. અલબત્ત, તેમાં મુદતનો સવાલ મુખ્ય છે. ભાવ મળ્યા પછી ઑર્ડર તુરત જ મોકલવો જોઈએ. કેટલાકો છાપેલા ભાવ નીચે એમ નોંધ કરે છે, કે 'વગર નોટિસે આ ભાવમાં ફેરફાર થઈ શકશે.' જો તેવી નોંધ હોય તો પછી તે ભાવે માલ આપવા વેપારી બંધાયો નથી.

પરંતુ જ્યારે વાંધો પડે કે જે ભાવ લખ્યા તે ભાવે વેપારી માલ આપવા બંધાયો છે કે નહિ ત્યારે મુદ્દો એટલો જ નક્કી કરવાનો રહે છે કે કોણે દરખાસ્ત મોકલી? એક માણસ એક દરખાસ્ત મૂકે તો બીજો માણસ તે સ્વીકારવા બંધાયેલો નથી, પણ એક વખત દરખાસ્ત સ્વીકારાઈ એટલે એ બીજાને બાંધી લે છે.

## ૧૪: દાવો ક્યાં થઈ શકે?

ધારો કે તમે મદ્રાસમાં રહેતા હો કે વેપાર કરતા હો ત્યાં એક વેપારી સાથે તમારે કંઈ લેણદેણ થઈ. તે પછી તમો મુંબઈ રહેવા આવ્યા તો તે લેણદેણ અંગેનો દાવો તમે મુંબઈમાં કરી શકો?

ધારો કે બે મિત્રો પેરિસ, લંડન કે ન્યુયૉર્કમાં ભેગા થયા ને તેમને પૈસા અંગે લેણદેણ થઈ તે પછી બન્ને મિત્રો હિંદમાં આવીને મુંબઈ, અમદાવાદ કે દિલ્હીમાં રહેવા લાગ્યા કે કોઈ જુદાજુદા ગામે રહેવા લાગ્યા. ધારો કે

બે વેપારીઓ મોમ્બાસા કે રંગુનમાં વસે છે, તેમની વચ્ચે લેણદેણ થઈ, પછી તેઓ હિંદમાં આવ્યા ને એક કાનપુર રહેવા લાગ્યો ને બીજો જયપુર રહેવા ગયો, તો તેનો દાવો ક્યાં થઈ શકે ? અગર તો એક વેપારી મોમ્બાસા રહ્યો ને બીજો ભારતમાં આવી ગયો તો તેનો દાવો ક્યાં ચાલી શકે ?

જો લેણદેણ મદ્રાસમાં થઈ હોય ને બન્ને પક્ષકારો મુંબઈમાં રહેવા આવ્યા હોય તો દાવો મુંબઈમાં ચાલી શકે. લંડન, પેરિસ કે ન્યુયોર્કમાં બે મિત્રો વચ્ચે લેણદેણ થઈ હોય ને બન્ને મિત્રો મુંબઈ, અમદાવાદ કે દિલ્હી રહેવા આવ્યા હોય તો તેઓ બન્ને જ્યાં રહેતા હોય ત્યાં દાવો ચાલી શકે. તે મુજબ જ રંગુન કે મોમ્બાસામાં લેણ-દેણ થઈ હોય ને એક માણસ કાનપુર ને બીજો જયપુર રહેવા લાગ્યો તો જ્યાં દેણદાર રહેતો હોય ત્યાં દાવો થઈ શકે, પણ એક વેપારી મોમ્બાસા રહ્યો ને બીજો ભારત આવ્યો તો દેણદાર જ્યાં રહેતો હોય ત્યાં દાવો થઈ શકે. ધારો કે તમે મુંબઈ રહો છો તો સૌરાષ્ટ્રમાં તમારા સામે દાવો થઈ શકે કે નહિ ? જો સૌરાષ્ટ્રના તમારા ગામમાં તમારું કાયમનું રહેણાકનું ઘર હોય તો ત્યાં દાવો થઈ શકે, પછી લેણદેણ ભલે મુંબઈમાં થઈ હોય.

ક્યાં ક્યાં દાવો થઈ શકે તે માટે કાયદામાં અમુક સિદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા છે. આ સિદ્ધાંતો રહેઠાણ અને દાવાનું કારણ ક્યાં ઉત્પન્ન થયું તેના ઉપર રચાયેલા છે. દાવાનું કારણ એટલે કે જે બાબતનો દાવો કરવાનો હોય તે બાબતનો વ્યવહાર. પૈસાની લેણદેણ થઈ હોય તો ક્યાં લેણદેણ થઈ, માલની લે-વેચ થઈ હોય તો માલ ક્યાં વેચાયો, તેના પૈસા ક્યાં ભરવાના હતા, નોકરી કે બીજા

કરાર હોય તો નોકરી ક્યાં કરવામાં આવી હતી વગેરે.

આમાં સૌથી પ્રથમ મહત્ત્વનો સિદ્ધાંત રહેઠાણનો છે. એક માણસનું જ્યાં કાયમી રહેઠાણ હોય ત્યાં તેની સામે દાવો થઈ શકે છે, પછી ભલે દાવા અંગેનો વહેવાર દુનિયાના કોઈ પણ ભાગમાં થયો હોય. રહેઠાણનો અર્થ માણસ જ્યાં કાયમી રહેતો હોય અગર જ્યાં તે સામાન્ય રીતે ટાણા પ્રસંગે આવતો હોય, કે જ્યાં તેનો કાયમી વસવાનો ઇરાદો હોય એવો થાય છે. મુંબઈના લાખો લોકોનાં મકાન દેશમાં હોય છે. આ લોકો દેશમાં વર્ષે-બે વર્ષે જાય છે ત્યાંસુધી તે મકાનો બંધ રહે છે. તે છતાં તેમનો કાયમી વસવાટ મુંબઈ અને દેશમાં બને ઠેકાણે ગણાય છે.

તે જ મુજબ માણસ જ્યાં ધંધો કરતો હોય ત્યાં દાવો થઈ શકે છે. દાખલા તરીકે એક માણસ સુરત કે નાસિક રહેતો હોય ને મુંબઈમાં ધંધો કરતો હોય તો તેની સામે મુંબઈમાં પણ દાવો થઈ શકે છે. આ વેપાર એ જાતે ન કરતો હોય, જાતે સુરતમાં રહેતો હોય ને મુંબઈમાં નોકર મારફત ધંધો ચલાવતો હોય, તોપણ તે મુંબઈમાં ધંધો કરે છે એમ ગણાય ને તેના પર દાવો મુંબઈમાં ચાલી શકે.

તે જ રીતે માણસ વલસાડ કે પૂના રહેતો હોય, પણ મુંબઈમાં જાતે નોકરી કરતો હોય, તોપણ તેની સામે મુંબઈમાં દાવો ચાલી શકે.

જો એક માણસ એક સ્થળે રહેતો હોય, બીજે સ્થળે ધંધો કરતો હોય ને ત્રીજે સ્થળે નોકરી કરતો હોય તો તે ત્રણે સ્થળે તેની સામે દાવો થઈ શકે છે, પછી ભલે દાવાવાળો વહેવાર ગમે તે સ્થળે થયો હોય.

તે જ મુજબ માણસ ગમે ત્યાં રહેતો હોય, ગમે ત્યાં ધંધો કે નોકરી કરતો હોય, તોપણ જે સ્થળે દાવાવાળો વ્યવહાર થયો હોય ત્યાં પણ દાવો થઈ શકે છે.

મુંબઈ, અમદાવાદ, કલકત્તા, મદ્રાસ વગેરે ગામોના વેપારીઓ બહારગામના વેપારીઓને માલ વેચે છે; પરંતુ માલ વેચવા તથા માલના પૈસા ભરવાનું સ્થળ મુંબઈમાં હોય તો મુંબઈમાં બહારગામના વેપારીઓ સામે થઈ શકે છે. મુંબઈમાં પ્રતિવાદી ન રહેતો હોય, પણ દાવાનું કારણ મુંબઈમાં ઊભું થયું હોય તો કોર્ટની રજા લઈને તે દાવો થઈ શકે છે. સામાન્ય રીતે કોર્ટ આવી રજા આપે છે.

કરારની બાબતમાં પણ એવું છે કે (૧) જ્યાં કરાર થયો હોય, (૨) જ્યાં કરારનો અમલ કરવાનો હોય, (૩) કરાર અંગેના પૈસા જ્યાં ભરવાના હોય તે ત્રણમાંથી ગમે તે જગ્યાએ દાવો થઈ શકે છે. દાખલા તરીકે એક માણસ સાથે નોકરીનો કરાર મુંબઈમાં થયો હોય ને નોકરી નાગપુર કરવાની હોય તો મુંબઈ કે નાગપુર બંનેમાંથી કોઈ પણ જગ્યાએ દાવો થઈ શકે છે.

પ્રોમિસરી નોટો અંગે એક મહત્ત્વનો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે. આ નોટોમાં લખ્યું હોય છે કે 'આ પૈસા તમે જ્યાં માગો ત્યાં ને જ્યારે માગો ત્યારે આપવાના છે.'

'જ્યાં માગે ત્યાં'નો અર્થ એમ કરવામાં આવે છે કે લેણદાર દેણદારને નોટિસ મોકલે કે અમુક ગામે આ પૈસા ભરી જવા, તો દેણદાર તે ગામે પૈસા ભરવા બંધાયેલો છે, ને ન ભરે તો તે ગામે લેણદાર દાવો કરી શકે છે. દાખલા તરીકે એક પ્રોમિસરી નોટ વડોદરામાં રહેનારા માણસે અમ-

રહેના માણસને લખી આપી ને તેમાં લખ્યુ કે આ પૈસા જ્યાં માગો ત્યાં આપવા છે ને જો સુરતવાળો માણસ નોટિસ આપીને કહે કે આ પૈસા મને નંદરબાર પહોંચાડી દેશો ને તે ન પહોંચાડે તો લેણદાર નંદરબારમાં દાવો કરી શકે છે. આ માટે જે ગામમાં દાવો કરવો હોય તે ગામમાં પૈસા ભરી જવા એવી માગણી લેણદારે કરવી જોઈએ, ન કરી હોય તો ત્યાં દાવો ચાલી શકે નહિ.

ઉપરના સિદ્ધાંતોમા એક અપવાદ છે તે સ્થાવર મિલકત માટેનો. સ્થાવર મિલકત પરના હક્ક-અધિકાર અંગેનો દાવો જ્યાં સ્થાવર મિલકત આવી હોય ત્યાં જ થઈ શકે. દાખલા તરીકે રાજકોટમાં આવેલી સ્થાવર મિલકત અંગે ઝઘડો હોય ને તેના બંને પક્ષકારો મુંબઈમાં રહેતા હોય, તોપણ તેનો કેસ મુંબઈમાં ચાલી શકે નહિ, પણ તે રાજકોટમાં જ કરવો જોઈએ, તેવી જ રીતે કોઈ એનર અંગે ઝઘડો હોય તો જે કોર્ટની હકૂમતમાં એનર આવેલું હોય ત્યાં જ તેને અંગે દાવો થઈ શકે.

તે જ રીતે સંયુક્ત કુટુંબની મિલકતની વહેંચણીનો દાવો હોય તો જ્યાં મિલકત હોય ત્યાં દાવો થઈ શકે છે આડતિયા ઉપર દાવો કરવાનો હોય તો જ્યા આડતિયો રહેતો હોય ત્યાં દાવો થઈ શકે છે.

એક પેઢીની મુખ્ય કચેરી એક ગામે હોય ને તેની શાખાઓ જુદેજુદે ગામે હોય તો એ જે ગામે તેની શાખાઓ હોય ત્યાં દાવા થઈ શકે છે. લિમિટેડ કંપની સામે દાવો કરવો હોય તો તેની રજિસ્ટર્ડ કચેરી જ્યાં હોય ત્યાં દાવો થઈ શકે છે, પછી દાવાવાળો વહેવાર ભલે ત્યાં થયો હોય રેલવે સામે જ્યાં માલ ચડ્યો હોય ને જ્યાં માલ ઊતરવાનો

હોય તે બંનેમાંથી ગમે તે એક સ્થળે કેસ થઈ શકે છે.

ઉપર જણાવ્યું તેમ મુંબઈનો વેપારી બહારગામના વેપારી ઉપર દાવો કરી શકે છે, તે જ રીતે બહારગામનો વેપારી તેના પોતાના ગામે મુંબઈના વેપારી પર કેસ કરી શકે છે, પણ જો મુંબઈના વેપારી સાથેના કરારમાં કલમ હોય કે મુંબઈની હકૂમતને આધીન (Subject to Bombay Jurisdiction) તો બહારગામનો વેપારી પોતાને ત્યાં દાવો કરી શકતો નથી, પણ તેણે મુંબઈમાં જ દાવો કરવો જોઈએ.

નિર્વાસિતો માટે સરકારે કાયદો કરી ઠરાવ્યું છે, કે બંને નિર્વાસિત પક્ષકારો જયાં રહેતા હોય ત્યાં તેમની પાકિસ્તાનની લેણદેણનો દાવો થઈ શકે.

## ૧૫ : શેઠ અને નોકર

શેઠ અને નોકર! મકાનમાલિક અને ભાડૂત! જમીનદાર અને ગણોતિયો! કારખાનાદાર અને મજદૂર! શોષક અને શોષિત! જયાં જુઓ ત્યાં સર્વત્ર આવાં દ્વંદ્વો રચાઈ ગયાં છે. આ દ્વંદ્વો એકબીજાનાં વિરોધી મનાય છે. બંનેનાં હિતો અસંગત દેખાતાં હોઈ તેમની વચ્ચે અથડામણ ચાલે છે. જગત આજે એ રીતે બંને દ્વંદ્વોમાં વહેંચાઈ ગયું છે. તેનાં કારણો છે, તેનો ઇતિહાસ છે, તેના ઉપાયો છે.

શેઠ અને નોકર એ બંને વચ્ચેનાં હિતોની મર્યાદા પણ કાયદાએ સ્વીકારી છે. એક વખત એવો હતો, કે શેઠ ને વાણોતર એકબીજાનાં કુટુંબીજન તરીકે રહેતાં. એકબીજાનાં સુખે સુખી ને દુઃખે દુઃખી રહેતાં. વાણોતર કે મુનીમનાં ટાણાં-અવસરો-શેઠ ઉકેલતા. કોઈ કાયદા, કોઈ હક્કો, કોઈ

અથડામણનો સવાલ ન હતો. પણ પરિસ્થિતિ પલટાઈ ગઈ છે. નાના સ્વરૂપમાં વ્યક્તિવ્યક્તિ વચ્ચેની અથડામણથી, માંડી અણુબૉંબની મહાભયાનક અને વિનાશક અથડામણને આરે જગત પહોંચી ગયું છે. તેમ છતાં જગત પોતાને સંસ્કારી કહેવડાવે છે ને પ્રાચીન તેમ જ મધ્યયુગને જંગલી કહેવડાવે છે. શેઠ અને નોકરનો સંબંધોનું નિયમન કરતો એક ધારો જે 'ગુમાસ્તા ધારો' કહેવાય છે તે અસ્તિત્વમાં આવ્યો છે. આ ધારો ક્રિકેટના પેલા એલ. બી. ડબલ્યુ.ના નિયમના ઉત્પાદનની યાદ આપે છે. ખેલાડીએ બૅટથી દડો અટકાવવાને બદલે પગથી અટકાવ્યો તેથી તે એલ. બી. ડબલ્યુ.નો કાયદો થયો. તેવી જ રીતે આધુનિક યુગમાં લક્ષ્મી-લાલસામાં શેઠિયાઓ નોકરના હક્કનો ભંગ કરતા ગયા તેમ તેમ એકએક અંગે એકએક હુકમની જરૂરિયાત ઊભી થઈ.

પણ શેઠ અને નોકરના સંબંધોનું સામાન્ય નિયમન જેને આપણે કરારનો કાયદો કહીએ છીએ તે મુજબ થાય છે. કરારનો કાયદો એવો છે, કે બે સ્વતંત્ર પૂરી સમજણ-વાળા માણસો પોતાની સ્વેચ્છાથી ગમે તે પ્રકારનો કરાર કરી શકે છે ને તે બંનેને બંધનકર્તા છે. આવો કરાર જો કાયદાથી પ્રતિબાધિત વસ્તુ કરવા અંગે હોય કે અનીતિ-મય હેતુ માટે હોય કે જાહેર નીતિ કે હિતથી વિરુદ્ધ હોય તો બંધનકર્તા નથી.

એવી રીતે નોકરીએ રહેવા ઇચ્છનાર નોકર અને નોકરી રાખવા ઇચ્છનાર શેઠ એકબીજા વચ્ચે નોકરી અંગે ગમે તે કરાર કરી શકે છે. શું કામ કરવું, કેટલું કરવું, ક્યારે કરવું ને તેને માટે શું પગાર આપવો, બોનસ આપવું કે નહિ તે બધી બાબતો તેઓ સ્વેચ્છાએ જ નક્કી

કરે છે. કોઈ માસિક પગાર નક્કી કરે છે, કોઈ વાર્ષિક પગાર નક્કી કરે છે, કોઈ પગાર ઉપરાંત ખાવાપીવાનું, કપડાંલત્તાં આપે છે ને કોઈ અમુક વર્ષની બંધણીનો કરાર કરે છે.

જ્યાં એક બે કે પાંચ વર્ષની બાંધી મુદતની નોકરી નથી હોતી ત્યાં નોકરને એક મહિનાની નોટિસ આપીને છૂટો કરી શકાય છે. આ નોટિસ મહિનાની કોઈ પણ તારીખે આપી શકાય છે. કેટલાકનું એમ માનવું છે, કે મહિનાની નોટિસ પહેલી તારીખથી જ આપવી જોઈએ, આ ભૂલ છે. મહિનાની નોટિસ ગમે તે તારીખથી પછીના મહિનાની તે તારીખે પૂરી થાય તે રીતે આપી શકાય છે, પણ આ બાબતમાં એક મહત્વનો મુદ્દો ધ્યાનમાં રાખવાનો છે. ધારો કે કોઈ નોકરને મહિનાની અધવચ્ચે એટલે કે ૧૫ કે ૨૨ તારીખે શેઠ વગર નોટિસે રજા આપે તો તે નોકરને એ આખા મહિનાનો પગાર ઉપરાંત નોટિસનો એક મહિનાનો પગાર આપવા તે બંધાયેલ છે.

સામાન્ય રીતે નોકરને જે કામ માટે શેઠે રોક્યો હોય તે જ કામ તેની પાસેથી લઈ શકાય છે. બીજું કામ કરવા નોકર બંધાયેલ નથી, જો કે વ્યવહારમાં આ બનતું નથી.

કામચલાઉ અગર પ્રોબેશન પર કોઈ નોકરને રાખ્યો હોય તો તેને છૂટો કરવા નોટિસ આપવાની જરૂર નથી. નોકરને જે કામ માટે રાખ્યો હોય તે કામ માટે તે તદ્દન બિનઆવડતવાળો માલૂમ પડે કે તે કામ બગાડે તો તેને વગર નોટિસે છૂટો કરી શકાય. નોકર જો વારંવાર વગર રજાએ ગેરહાજર રહે, ચેતવણી આપ્યા છતાં વારંવાર મોડો આવે, તેના કામમાં ચોરી કરે, શેઠની આજ્ઞાઓનું

ઉલ્લંઘન કરે, અપ્રામાણિક બને કે શેઠના હિત વિરુદ્ધ કામ કરે તો તેને વગર નોટિસે રજા આપી શકાય.

વગર નોટિસે રજા મળે તો એક મહિનાનો પગાર તથા જો મફત ખાવાપીવાનું મળતું હોય તો તેના એક મહિનાના પૈસા નોકર માગી શકે. બંધણી હોય તો જેટલા મહિના બાકી હોય તેટલા મહિનાનો પગાર તે માગી શકે, પણ જો નોકરને તુરત કે થોડા દિવસ પછી બીજી નોકરી તેટલા અગર તેથી વધુ પગારે મળી જાય તો તેને નુકસાની-ના પૈસા મળી શકે નહિ ને માત્ર જેટલા દિવસ બેકાર રહ્યો અગર નવી નોકરીમાં જેટલો પગાર ઓછો મળ્યો તેટલી નુક-સાની મળે. તે ઉપરાંત છૂટા કરવામાં આવેલા નોકરે નવી નોકરી મેળવવા તજવીજ કરવી જોઈએ. તે આળસુ બનીને બેસી રહે ને નોકરી માટે તેણે કોઈ પ્રયત્ન નથી કર્યો એમ તે કહે તો તેને નુકસાની મળે નહિ.

સામાન્ય રીતે એવું બને છે કે શેઠ કહે કે મેં નોકરને રજા નથી આપી, પણ નોકર પોતે હાજર થયો નથી. જ્યારે નોકર કહે છે, કે શેઠે તેને રજા આપી છે. આ મોઢાની વાત હોય છે ને તેથી અદાલતમાં પુરવાર કરવાની મુશ્કેલી પડે છે. વગર નોટિસે જે નોકરને રજા મળી હોય તેણે તુરત જ શેઠને નોટિસ મોકલવી જોઈએ ને તેમાં જણાવવું જોઈએ કે પોતે હજુ પણ નોકરી કરવા તૈયાર છે. શેઠે રજા આપી છે કે નહિ કે નોકર પોતે ચાલ્યો ગયો તે બાબતની કસોટી ઉપરની દરખાસ્તથી થાય છે. શેઠ એમ કહેતા હોય કે નોકર પોતાની મેળે ચાલ્યો ગયો છે તો નોકર કહે છે, તે વાત ખોટી છે. 'હું હજી નોકરી કરવા તૈયાર છું.' જો શેઠ

ન રાખે તો સમજવું કે તેણે રજા આપી છે. ને શેઠ ફરી રાખવા હા પાડે પણ નોકર ન જાય તો સમજવું કે નોકર પોતાની મેળે ચાલ્યો ગયો છે.

વગર નોટિસે રજા આપવાનો શેઠની સામે દાવો હોય તો શેઠે તે વાજબી ઠેરવવો જોઈએ કે તે વગર નોટિસે રજા આપવા હકદાર હતો.

એક મહિનાની નોટિસનો સિદ્ધાંત સામાન્ય નોકરને લાગુ પડે છે, પણ ઘણા મોટા ને જવાબદાર હોદ્દા માટે વધુ સમયની નોટિસની જરૂર ગણાય છે. દાખલા તરીકે અખબારના તંત્રીને ત્રણથી છ મહિનાની નોટિસ આપવી જોઈએ એમ સ્થાપિત થયુ છે.

## ૧૬ : કરારભંગના કિસ્સામાં

કોઈની પાસેથી માલ ખરીદો ને તે માલની ડીલીવરી ન આપે તો ? આ વસ્તુનો નિર્ણય માલ ખરીદવાના કરાર ઉપર આધાર રાખે છે. આ કરારમાં માલની કિંમત, જાત, પ્રમાણ બધું નક્કી થયેલું હોય છે. તે સાથે તે માલનાં નાણાં કેમ ચૂકવવાં તે પણ નક્કી થયુ હોય છે. માલની ડીલીવરી કેમ તથા ક્યારે આપવી તે પણ નક્કી થયું હોય છે. જો કાંઈ નક્કી ન હોય તો બજારધારા મુજબ પૈસાની લેતી–દેતી ને માલની ડીલીવરી આપવામાં આવે છે. જુદાજુદા બજારો-માં જુદાજુદા ધારા હોય છે ને જ્યાં કોઈ ધારો ન હોય ત્યાં સોદાના પ્રકાર ઉપર આધાર હોય છે. એવા માલનું વેચાણ કરવામાં આવ્યું હોય કે જે માલ બહારગામથી આવવાનો હોય ને ખરીદ કરનાર સાથે તેમ સમજણ થઈ

હોય કે બહારગામથી આવે ત્યારે આપવાનો છે, તો તે માલ આવે પછી જ ડીલીવરી માગી શકાય. કોઈ માલ કારખાનામાં તૈયાર થઈ રહ્યો હોય ને સ્ટીમરમાં ઊતરવાનો હોય તો તે મુજબ ડીલીવરી મળે.

જ્યાં રોકડા પૈસા સામે ડીલીવરી આપવાની હોય ત્યાં પૈસા લઈને માણસ જાય ને ડીલીવરી માગે ને ન આપે તો વેચનારે કરારનો ભંગ કર્યો ગણાય. આ બહુ અગત્યની વસ્તુ છે. પૈસા લઈને ન ગયા હો ને ડીલીવરી માગો ને સામો પક્ષ ના પાડે તો કરારભંગ માટે તે જવાબદાર નથી, પણ પૈસા લઈને જાવ ને ન આપે તો જવાબદાર છે. કેટલાક લોકો ચેક લઈને જાય છે, પણ ચેક એ રોકડ નાણું નથી ને ચેક લેવા કોઈ બંધાયેલું નથી.

જો રોકડા પૈસા સામે ડીલીવરી ન આપવાની હોય તો સામાન્ય રીતે ડીલીવરી જ્યારે આપવાની સમજણ હોય ત્યારે આપવી જોઈએ. તે માટે પૈસા મંગાય નહિ ને ન આપે તો સામો પક્ષ નુકસાની માટે જવાબદાર છે.

કેટલીક વખત બંને પક્ષકારો ડીલીવરી લેવાની મુદતમાં પરસ્પર સંમતિથી વધારો કરે છે. પણ વાંધો પડે ત્યારે આવો વધારો કરવામાં આવ્યો હતો તેમ સ્પષ્ટપણે પૂરવાર થવું જોઈએ.

માલ વેચનાર તથા લેનાર બંને પક્ષ પોતાનો કરાર પાળવા માટે તૈયાર હોવા જોઈએ.

તે જ મુજબ જો માલ લેનાર ધણી માલ ન લે તો વેચનાર તેને નુકસાની માટે જવાબદાર ગણી શકે છે. માલ લેવા તૈયાર હોય પણ પૈસા આપવા તૈયાર ન હોય તો તે પણ કરારનો ભંગ ગણાય છે ને તેથી માલ વેચનાર તેને

કરારના ભંગ માટે જવાબદાર ગણી શકે છે. માલ વેચનાર ધણી માલ લેનારને હિસાબે ને જોખમે માલ વેચી શકે છે ને તેમાં જે નુકસાની જાય તે તેની પાસેથી વસૂલ કરી શકે છે.

નુકસાનીનો સામાન્ય સિદ્ધાંત એ છે કે જે દિવસે માલ વેચનારે ડીલીવરી આપવાની હોય તે દિવસે ડીલીવરી ન આપે તો વેચાણનો ભાવ તથા તે દિવસના બજારભાવ વચ્ચેનો તફાવત તેને મળે. તે જ મુજબ ખરીદનાર ખરીદ ન કરે, તોપણ વેચાણભાવ તથા બજારભાવ વચ્ચેનો તફાવત મળે અગર તો ખરીદનારને હિસાબે તથા જોખમે વેચાણ કર્યું હોય તો વેચાણમાંથી જે પૈસા ઊપજે તે જમે આપતાં જે બાકી રહે તે વસૂલ કરી શકે.

કેટલાક એવું માને છે કે તમે અમુક માણસ સાથે અમુક ચીજ અમુક ભાવે ખરીદવાનો સોદો કર્યો. પછી તમે તે જ ચીજ બીજાને અમુક ભાવે વેચવાનો સોદો કર્યો. જો ડીલીવરી ન આપે તો તેને જે નફો રહે તેટલી નુકસાની તે માગી શકે; પણ આ ભૂલભરેલી માન્યતા છે. વેચનારને તમે બીજા સાથે સોદો કર્યો હોય તે સાથે સંબંધ નથી. સિવાય કે તે વાત વેચનાર જાણતો હોય ને તેને તમે જણાવ્યું હોય કે તમે બીજાને વેચવાનો સોદો કર્યો છે તે માટે જ ખરીદી કરવાના છો.

પણ ધારો કે કોઈ ચીજ એવી હોય કે જેની બજાર તે જગ્યાએ ન હોય તો બજારભાવ કેમ નક્કી થઈ શકે? તેને માટે એમ નક્કી થયું છે, કે જો તે ચીજનું બજાર ત્યાં ન હોય તો નજીકમાં નજીક જે બજાર હોય ત્યાંથી તે ચીજ ત્યાં લાવતાં જે ખર્ચ ચડે તે ચડાવીને તેનો બજારભાવ નક્કી કરવો.

હવે વેચનાર માણસ તમને ઓછી ડીલીવરી આપે તો કાં તો તે તમે રાખીને તેના પૈસા આપો અગર તેનો સ્વીકાર કરવાની ના પાડીને તેને કરારભંગ માટે જવાબદાર ગણી શકો. વધુ મોકલે તો તે વધારો તમે ઇન્કારી શકો.

સેમ્પલ પ્રમાણે વેચાણ થયું હોય તેના બે ભાગ હોય છેઃ એક તો નામથી વેચાણ થયું હોય. દાખલા તરીકે 'બર્માટિક', 'ભરૂચનું રૂ', 'વલસાડની કેરી' અગર તો ખરેખર નમૂનો બતાવીને તમને વેચાણ કર્યું હોય. હવે જ્યાં વર્ણન પ્રમાણે વેચાણ કર્યું હોય ત્યાં માલ મુખ્યત્વે વર્ણનને મળતો આવવો જોઈએ. તેમાં પછી થોડું હલકું-ભારે હોય તો ચાલે, પણ તે બર્માટિક જ, કે ભરૂચનું રૂ કે વલસાડની કેરી જ હોવી જોઈએ. જ્યાં તમને નમૂનો બતાવ્યો હોય ત્યાં નમૂના પ્રમાણે જ વસ્તુ આપવી જોઈએ. તે ન આપે તો તમો તે લેવાનો ઇન્કાર કરીને કરારભંગ માટે નુકસાનીનો દાવો કરી શકો છો.

જે માલની ડીલીવરી આવી હોય ને જેનો સ્વીકાર તમે કરારભંગ ગણીને ન કર્યો હોય તે માલ તમારે ત્યાં વેચનારને હિસાબે ને જોખમે પડ્યો રહે છે. તે માલ તમારે ત્યાં પડયો રહ્યો હોય તો તેને રાખવાનું ભાડું તમે માગી શકો છો; પણ તે માટે તમારે જુદો દાવો કરવો જોઈએ. પણ વેચનાર ધણી માલ લેવા આવે તો તમે તે માલ અટકાવી શકો નહિ. અટકાવો તો તમે જવાબદાર રહો છો.

ભારતમાં એક કરારનો કાયદો છે ને એક માલ-વેચાણનો કાયદો છે. માલવેચાણના કાયદામાં જે ન હોય તે કરારના કાયદામાંથી મળી રહે છે અને બંને કાયદા સંયુક્ત રીતે આ બાબતમાં લાગુ પડે છે.

# ૧૭ : વાયદાના સોદા ને જુગાર

જુગાર, સટ્ટો, આંકફરક, રેસ અને વાયદાનો વેપાર; આ બધા વિષે જાતજાતનાં મંતવ્યો પ્રવર્તે છે. કેટલાકમાં સદંતર જુગારનું તત્ત્વ છે, કેટલાકમાં થોડું છે. એક વસ્તુ જુગાર છે કે વાજબી ધોરણસરનો ધંધો છે, તે નક્કી કરવાનું અનેક તત્ત્વો ઉપર અવલંબે છે.

જુગારનો સામાન્ય અર્થ, કે જે કાયદાએ પણ સ્વીકાર્યો છે તે એ છે, કે એક માણસ બીજા માણસ પાસેથી અમુક બનાવ બને કે અમુક પરિસ્થિતિ ઊભી થાય ત્યારે પૈસા મેળવે. પાનામાં અમુક પાનું આવે તેના પર હારજીત થાય; આંકફરકમાં અમુક આંક આવે તેના પર હારજીત થાય; એટલે કે એક એવો બનાવ બને કે જે બનાવ ઉપર બંને પક્ષમાંથી કોઈનો કાબૂ ન હોય ને બનાવ બને કે ન બને તેના ઉપર પૈસાની આપ-લે થાય, જેને માત્ર તકદીર કે તુક્કો કહી શકાય ને જે તકદીરને તુક્કા ઉપર પૈસા કમાવા કે ખોવા તેને જુગાર કહે છે.

જુગારને પ્રતિબંધિત કરનારા કાયદા બ્રિટિશ સરકારે કર્યા. એક તો ફોજદારી કાયદામાં કલમ રાખીને જેને લોટરી કહે છે તે ગેરકાયદેસર ઠરાવી. માત્ર ચિઠ્ઠી ખેંચવાથી જેનું નામ નીકળે તેને ઇનામ મળે તે પણ જુગારનું એક સ્વરૂપ જ છે. આવી રીતે અમુક નંબર લાગે એટલે ઇનામ મળે તે પણ ગેરકાયદેસર છે.

પરંતુ પાનાનો જુગાર અને આંકફરક જેમ વધતાં ગયાં તેમ તેને માટે ખાસ કાયદાની જરૂર પડી. આ કાયદો તે 'જુગાર-પ્રતિબંધક ધારો.' તેની નીચે આંકફરક, પાનાંની

છે. કેટલીક વખત એવી પણ વિચિત્રતા હોય છે કે એક જ કલમના બે જુદીજુદી હાઈકોર્ટોએ જુદાજુદા અર્થ કર્યા હોય છે. વળી ત્રીજી હાઈકોર્ટે કોઈ ત્રીજો જ અર્થ કર્યો હોય છે એટલે તે તે પ્રાંતોમાં તે તે હાઈકોર્ટના ચુકાદા અનુસાર ન્યાય ચુકવાય છે ને સવાલ એ થાય કે ન્યાય ક્યાં મળે છે!

હાઈકોર્ટનો ચુકાદો સરકારને અયોગ્ય લાગે તો અથવા તે ચુકાદો અસાધારણ પરિસ્થિતિ ઊભી કરે તો ધારાસભા કાયદો કરીને કાયદાનો અર્થ ફેરવી શકે છે ને તે રીતે હાઈકોર્ટનો ચુકાદો નકામો નીવડે છે.

હવે એક રસિક અને મહત્ત્વનો સવાલ એ છે કે એક હાઈકોર્ટના ન્યાયાધીશોએ એક કેસનો વિચાર કરી એક ચુકાદો આપ્યો. બે વર્ષ પછી તે જ હાઈકોર્ટના બીજા ન્યાયાધીશો પાસે તેવો સવાલ ઊભો થયો તો પછી તેઓ પહેલાના ચુકાદાને અનુસરવા બંધાયેલા છે કે તેમનો મત જુદો હોય તો પહેલાંનો ચુકાદો ફેરવી શકે છે?

આ બાબતમાં પણ ઉપર નિર્દેશ કરેલા સિદ્ધાંતને અનુસરવામાં આવે છે, કે કાયદાનો અર્થ સ્થિર હોવો જોઈએ. ને ખાસ કરીને મિલકત, લગ્ન, વારસાહક્ક અંગેના ચુકાદા લાંબો સમય સુધી ફેરવવા ન જોઈએ એવી પ્રણાલિકાને અનુસરવામાં આવે છે. તે છતાં સમયની આગેકૂચને કોઈ પણ અવગણી શકતું નથી. યુગપ્રવાહનાં વહેણો સાથે કોર્ટોને પણ બદલાવું પડે છે. એટલે જો કોર્ટનો ચુકાદો સમયનાં વહેણ સાથે તથા બદલાયેલા સંજોગો સાથે સુસંગત ન હોય તો હાઈકોર્ટ આગળના ન્યાયાધીશોના ચુકાદાને ફેરવી શકે છે.

કોર્ટ એ રીતે કાયદા વિષેની સંદિગ્ધતા દૂર કરે છે તથા કાયદાને ચાલુ યુગના પ્રવાહ સાથે લાવી શકે છે.

## • ૧૯ : સાક્ષીની સંખ્યા

એક કેસ-પુરવાર કરવા માટે કેટલા સાક્ષીની જરૂર પડે છે ? એક કેસ કરવામાં આવે છે ત્યારે સામાન્ય રીતે - પક્ષકાર પોતાના વકીલને કહે છે : 'સાહેબ, આપણા તો ચાર સાક્ષી છે પછી શું વાંધો છે ?' કોઈ વળી કહે છે, કે 'દશબાર સાક્ષી છે !' વળી કોઈ ગભરાઈને પૂછે છે, કે ' સાહેબ, સાક્ષી એકે નથી તો શું કરીશું ?'

કોઈ પણ કેસ પુરવાર કરવા માટે અમુક સાક્ષીઓ જોઈએ એવો કોઈ નિયમ કાયદામાં નક્કી કરવામાં આવ્યો નથી. 'કેસ પુરવાર' કરવાનો અર્થ માત્ર સાક્ષીઓથી જ પુરવાર કરવું તેવો થતો નથી. એક પણ સાક્ષી વિના કેસ પુરવાર થઈ શકે છે.

આ બાબતમાં દીવાની તથા ફોજદારી કેસોમાં જુદી-જુદી પ્રણાલિકાઓ પ્રવર્તે છે.

ફોજદારી કેસોમાં ફરિયાદીને જ બધું પુરવાર કરવાનું હોય છે. આરોપીની જુબાની લઈ શકાતી નથી; એટલે પુરાવાની જરૂરિયાત ત્યાં સબળ ને વિશેષ હોય છે. દીવાની કેસોમાં પ્રતિવાદીની જુબાની લઈ શકાય છે. વળી સામાન્ય રીતે દીવાની કેસોમાં બન્ને પક્ષે પત્રવ્યવહાર, લખાણ તથા દસ્તાવેજી પુરાવાઓ પણ હોય છે ને તેથી મૌખિક રીતે જે જુબાની અપાય તેને લેખિત પુરાવાનો ટેકો મળે છે.

સાક્ષીની બાબતમાં અદાલતે એવો નિયમ સ્વીકાર્યો છે, કે સાક્ષીની સંખ્યા નહિ પણ સાક્ષીની પ્રામાણિકતા તથા વિશ્વસનીયતા વધુ ઉપયોગી છે એક કેસમાં પાંચ કે દશ સાક્ષીઓ જુબાની આપે પણ આ સાક્ષીઓ કાં તો

રમત ને એવાં બીજાં જુગારનાં સાધનો દ્વારા હારજીત થતી હોય તે બધાં ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યાં છે.

વાયદાનો વેપાર એ જુગાર છે કે નહિ અને તેનો કાયદામાં પ્રતિબંધ છે કે નહિ? વાયદાના વેપારનું મૂળ તત્ત્વ સમજવા જેવું છે. એક માણસ પાસે આજે અમુક માલ સિલકમાં છે અગર તો અમુક સમય પછી તે માલ તેની પાસે આવવાનો છે. તે માલનો આજે જે ભાવ છે તે ભાવ તેને લાગે છે કે ભવિષ્યમાં ઘટી જશે, એટલે આજના ભાવનો લાભ લેવાનો તે વિચાર કરે છે ને આજના ભાવે સોદા કરે છે કે માલ જ્યારે આવે ત્યારે આપવો. પછી માલ આવે ત્યારે ભાવ ઊતરી ગયો હોય કે વધ્યો હોય તે છતાં જે ભાવે સોદો થયો હોય તે ભાવે જ તેઓએ માલ લેવો–દેવો પડે.

બીજો કિસ્સો લઈએ. એક માણસને અમુક માલની ત્રણ મહિના પછી જરૂર પડે તેમ છે. તેને લાગે છે કે આજે જે ભાવ છે તે કરતાં ત્રણ મહિના પછી વધુ ભાવ હશે; માટે આજે જ સોદો કરી લેવો કે તેના ભાવ વધે તો વાંધો નહિ. ત્રણ મહિના પછી ગમે તે ભાવ હોય તે છતાં જે ભાવે સોદો થયો તે ભાવે જ માલનું વેચાણ થાય છે.

એ મુજબ વાયદાના સોદા એ ભાવી વધઘટની ગણતરી ઉપર માલના ઉત્પાદન કે સંઘરનાર તથા માલના વાપરનાર વચ્ચેના લે–વેચના સોદા છે. તે વેપારી સોદા છે; એટલું જ નહિ પણ અર્થશાસ્ત્રમાં વાયદાના સોદાને ભાવોની સમતુલા તથા સ્થિરતા જાળવવા માટે ઉપયોગી જણાવ્યો છે.

આવા સોદા ગેરકાયદે ક્યારે બને છે? અહીં ગેર-

કાયદે શબ્દ બે અર્થમાં વપરાયો છે : આપણે ઘણી બાબતમાં 'ગેરકાયદેસર' શબ્દ વાપરીએ છીએ; પરંતુ તેનો અર્થ એક જ હોતો નથી. એક ગેરકાયદેસર સોદા એવા હોય છે કે જે જુગાર ગણાય. તેમાં જુગાર–પ્રતિબંધક ધારા નીચે સજા થાય. બીજા ગેરકાયદેસર સોદાનો અર્થ એ હોય છે કે એ સોદા નીચે જે પૈસા લેણા નીકળે તે પૈસા કોર્ટમાં દાવો કરી વસૂલ કરી શકાય નહિ. 'ગેરકાયદેસર' ખરા પણ તે માટે કોઈને પકડીને સજા કરી શકાય નહિ.

વાયદાના સોદા એ કરાર છે ને તેને કરારનો કાયદો લાગુ પડે છે. આ કાયદામાં એમ ઠરાવ્યું છે કે જે સોદા માત્ર શરત કે હોડ જેવા હોય તે સોદાનો અમલ કરાવી શકાશે નહિ. તેને અંગેની લેણદેણ કાયદેસર ગણાશે નહિ. અંગ્રેજીમાં તેને Wagering Contracts કહે છે. આ કલમ વિષે ખૂબ જ ચર્ચા થઈ છે ને કાયદાના અનેક મુદ્દાઓ ઘડાયા છે. વાયદાના સોદાએ સાચા વેપારની મર્યાદા ક્યારે ઓળંગી ગણાય ? આ બાબતમાં બધી કોર્ટોમાં એમ સ્થાપિત થયું છે કે જો વાયદાના સોદામાં બંને પક્ષનો ઇરાદો સોદો કરતી વખતે જ માલની ડીલીવરી લેવા–દેવાનો હોય નહિ ને કોઈ પણ સંયોગોમાં માલની ડીલીવરી લેવાદેવાની હતી નહિ તેમ કરાર હોય તો જ તે ગેરકાયદે ગણાય. વાયદાનો વેપાર કરતી ઘણી સંસ્થાઓમાં માલની ડીલીવરી આપવાનો નિયમ હોય ને જ્યાં માલની ડીલીવરી લેવાતી–દેવાતી હોય ત્યાં આ નિયમ સામાન્ય રીતે લાગુ પડતો નથી.

પરંતુ વાયદાનો સોદો માત્ર સટ્ટાનું સ્વરૂપ ધારણ કરે ત્યારે તેનો વિચાર કરવાનો રહે છે. રૂની એક ગાંસડી ખરીદવાની જેની તાકાત ન હોય તે માણસ રોજ ૫૦૦–૧૦૦૦

ગાંસડી લે–વેચ કરે. એક ડિફર્ડ શેરના પૈસા ન હોય ને પચીસ ડીફર્ડની લે–વેચ કરે, એથી યે આગળ જઈને કહીએ કે શિવરાજપુર એ માણસ છે, ગામ છે, નદી છે કે પર્વત છે એમ પણ ન જાણતો હોય તે માણસ શિવરાજપુરના હજારો શેરની લે–વેચ કરે તો તેમાં વાયદાના સોદાનું મૂળ તત્ત્વ સચવાતું નથી પણ એ એક સટ્ટો બને છે. જેમ સ્વતંત્રતા સારી છે પણ સ્વચ્છંદતા સારી નથી તેમ વાયદો સારો છે, પણ સટ્ટાખોરી સારી નથી.

તેજીમંદી આજે ગેરકાયદેસર છે, પણ પહેલાંની અદાલતોના નિર્ણયોમાં તેજી–મંદીના સોદાને વાયદાના સોદા જેટલું મહત્ત્વ અપાતું ને તેમાં પણ ડીલીવરી આપવા–લેવાનો ઇરાદો છે કે નહિ તે જ મૂળ તત્ત્વ જોવાતું.

## ૧૮ : હાઈકોર્ટના ચુકાદા

એક હાઈકોર્ટનો ચુકાદો આવે છે ને સર્વત્ર 'ચુકાદો આ પ્રમાણે આવ્યો' તેવી વાત થાય છે. ચુકાદા મુજબ સરકારને, અમલદારોને–બધાંને પગલાં લેવાં પડે છે.

ધારાસભા એક કાયદો પસાર કરે છે ને પ્રજાજનોના વ્યવહાર તે પ્રમાણે ઘડાય છે. કાયદો ધારાસભા ફેરવે છે ને વળી નવા વ્યવહાર રચાય છે. સવાલ એ છે કે હાઈકોર્ટ જે ચુકાદો આપે છે તેને શું કાયદા જેટલું બળ છે, ને ધારાસભાએ પસાર કરેલા કાયદા જેટલો બંધનકારક છે? શું એ ચુકાદાનો અમલ કરવા બધા બંધાયેલા છે?

જ્યારે ધારાસભા કાયદો ઘડે છે ત્યારે તે બધા જ બનાવો ને બધી જ શક્યતા કલ્પી શકતી નથી. વળી કોઈ

વખત કાયદો અસ્પષ્ટ હોય છે ને અમુક કેસની હકીકતોમાં તે કાયદાનો શું અર્થ થાય તે વિચારવાનું હોય છે.

એટલે જ્યારે. હાઈકોર્ટ ચુકાદા આપે ત્યારે તેનો અર્થ એ થાય કે તેણે કાયદાનો અમુક સંજોગોમાં અર્થ ઘટાવ્યો. આ ચુકાદા બે જાતના હોય છેઃ એક ચુકાદો અમુક કેસના ગુણદોષને સ્પર્શે છે ને તેને જ લાગુ પડે છે. અમુક ચુકાદા કાયદાનો કાયમ માટે અર્થ કરે છે ને તે વખતના તથા ભવિષ્યના તેવા બધા જ કિસ્સાને લાગુ પડે છે.

કાયદાનો એક સિદ્ધાંત એવો છે કે માલ-મિલકત, લગ્ન, વારસાહક્ક, માલવેચાણ વગેરેને લગતા જે કાયદા હોય તે સ્થિર હોવા જોઈએ. કાયદો અમુક છે એમ માનીને માણસ પોતાના વ્યાપારની, પોતાની મિલકતની તથા પોતાના વ્યવહારની ગોઠવણ કરે છે; કારણકે તેને ખાતરી છે કે કાયદો અમુક છે. વારંવાર ફરતો કાયદો લોકજીવનમાં તથા લોકોના પરસ્પરના વ્યવહારમાં વિક્ષેપ કરે છે ને સમાજના આર્થિક તથા વ્યાપારવણજના વિકાસને અસર કરે છે; એટલે કાયદો સ્થિર હોવો જોઈએ.

એ સિદ્ધાંતને અનુસરીને હાઈકોર્ટના ચુકાદાઓ પણ સ્થિર અને અફર હોવા જોઈએ; કારણકે હાઈકોર્ટે કાયદાનો અમુક અર્થ કર્યો છે તે જાણી લોકો પોતાના વ્યવહારનું નિયમન કરે છે. એ કારણે પણ હાઈકોર્ટના ચુકાદાઓ લાંબા સમય માટે અમલમાં રહે તેવી પ્રણાલિકા છે.

એક પ્રાંતની હાઈકોર્ટના ચુકાદા બીજા પ્રાંતની હાઈકોર્ટને કે તે હાઈકોર્ટની નીચલી કોર્ટોને બંધનકારક નથી; પરંતુ તે તે હાઈકોર્ટની નીચે રહેલી કોર્ટોને બંધનકારક છે. તે મુજબ સુપ્રિમ કોર્ટનો ચુકાદો બધી હાઈકોર્ટોને બંધનકારક

છે. કેટલીક વખત એવી પણ વિચિત્રતા હોય છે કે એક જ કલમના બે જુદીજુદી હાઈકોર્ટોએ જુદાજુદા અર્થ કર્યા હોય છે. વળી ત્રીજી હાઈકોર્ટે કોઈ ત્રીજો જ અર્થ કર્યો હોય છે. એટલે તે તે પ્રાંતોમાં તે તે હાઈકોર્ટના ચુકાદા અનુસાર ન્યાય ચુકવાય છે ને સવાલ એ થાય કે ન્યાય ક્યાં મળે છે!

હાઈકોર્ટનો ચુકાદો સરકારને અયોગ્ય લાગે તો અથવા તે ચુકાદો અસાધારણ પરિસ્થિતિ ઊભી કરે તો ધારાસભા કાયદો કરીને કાયદાનો અર્થ ફેરવી શકે છે ને તે રીતે હાઈકોર્ટનો ચુકાદો નકામો નીવડે છે.

હવે એક રસિક અને મહત્ત્વનો સવાલ એ છે કે એક હાઈકોર્ટના ન્યાયાધીશોએ એક કેસનો વિચાર કરી એક ચુકાદો આપ્યો. બે વર્ષ પછી તે જ હાઈકોર્ટના બીજા ન્યાયાધીશો પાસે તેવો સવાલ ઊભો થયો તો પછી તેઓ પહેલાના ચુકાદાને અનુસરવા બંધાયેલા છે કે તેમનો મત જુદો હોય તો પહેલાંનો ચુકાદો ફેરવી શકે છે?

આ બાબતમાં પણ ઉપર નિર્દેશ કરેલા સિદ્ધાંતને અનુસરવામાં આવે છે, કે કાયદાનો અર્થ સ્થિર હોવો જોઈએ. ને ખાસ કરીને મિલકત, લગ્ન, વારસાહક્ક અંગેના ચુકાદા લાંબો સમય સુધી ફેરવવા ન જોઈએ એવી પ્રણાલિકાને અનુસરવામાં આવે છે. તે છતાં સમયની આગેકૂચને કોઈ પણ અવગણી શકતું નથી. યુગપ્રવાહનાં વહેણો સાથે કોર્ટોને પણ બદલાવું પડે છે. એટલે જો કોર્ટનો ચુકાદો સમયનાં વહેણ સાથે તથા બદલાયેલા સંજોગો સાથે સુસંગત ન હોય તો હાઈકોર્ટ આગળના ન્યાયાધીશોના ચુકાદાને ફેરવી શકે છે.

કોર્ટ એ રીતે કાયદા વિષેની સંદિગ્ધતા દૂર કરે છે તથા કાયદાને ચાલુ યુગના પ્રવાહ સાથે લાવી શકે છે.

## ૧૯ : સાક્ષીની સંખ્યા

એક કેસ-પુરવાર કરવા માટે કેટલા સાક્ષીની જરૂર પડે છે? એક કેસ કરવામાં આવે છે ત્યારે સામાન્ય રીતે - પક્ષકાર પોતાના વકીલને કહે છે : 'સાહેબ, આપણા તો ચાર સાક્ષી છે પછી શું વાંધો છે?' કોઈ વળી કહે છે, કે 'દશબાર સાક્ષી છે!' વળી કોઈ ગભરાઈને પૂછે છે, કે 'સાહેબ, સાક્ષી એકે નથી તો શું કરીશું?'

કોઈ પણ કેસ પુરવાર કરવા માટે અમુક સાક્ષીઓ જોઈએ એવો કોઈ નિયમ કાયદામાં નક્કી કરવામાં આવ્યો નથી. 'કેસ પુરવાર' કરવાનો અર્થ માત્ર સાક્ષીઓથી જ પુરવાર કરવું તેવો થતો નથી. એક પણ સાક્ષી વિના કેસ પુરવાર થઈ શકે છે.

આ બાબતમાં દીવાની તથા ફોજદારી કેસોમાં જુદી-જુદી પ્રણાલિકાઓ પ્રવર્તે છે.

ફોજદારી કેસોમાં ફરિયાદીને જ બધું પુરવાર કરવાનું હોય છે. આરોપીની જુબાની લઈ શકાતી નથી; એટલે પુરાવાની જરૂરિયાત ત્યાં સબળ ને વિશેષ હોય છે. દીવાની કેસોમાં પ્રતિવાદીની જુબાની લઈ શકાય છે. વળી સામાન્ય રીતે દીવાની કેસોમાં બન્ને પક્ષે પત્રવ્યવહાર, લખાણ તથા દસ્તાવેજી પુરાવાઓ પણ હોય છે ને તેથી મૌખિક રીતે જે જુબાની અપાય તેને લેખિત પુરાવાનો ટેકો મળે છે.

સાક્ષીની બાબતમાં અદાલતે એવો નિયમ સ્વીકાર્યો છે, કે સાક્ષીની સંખ્યા નહિ પણ સાક્ષીની પ્રામાણિકતા તથા વિશ્વસનીયતા વધુ ઉપયોગી છે. એક કેસમાં પાંચ કે દશ સાક્ષીઓ જુબાની આપે પણ આ સાક્ષીઓ કાં તો

ઊતરતી આબરૂવાળા, જુબાનીમાં હેરફેર બોલનારા અને પ્રતિષ્ઠિત ન લાગે તો કોર્ટ તેમની જુબાની માનવા બંધાયેલ નથી. જ્યારે સીધો પ્રામાણિક કોર્ટ ઉપર પોતાની સત્યનિષ્ઠાની છાપ પાડે તેવો એક સાક્ષી પણ પૂરતો થઈ પડે છે.

અદાલતમાં 'સંખ્યા' નહિ પણ 'ગુણ' મુખ્ય ભાગ ભજવે છે. જુબાની આપતી વખતે સાક્ષીના પિંજરામાં ઊભો રહેલો માણસ કોર્ટ ઉપર કેવી છાપ પાડે છે, તે ઉપર ઘણો આધાર રહેલો હોય છે. કેટલાક માણસો સીધી ને સાદી વાત કરે છે. કેટલાક સંબદ્ધ–અસંબદ્ધ લાંબી વાતો કરવા મંડી પડે છે. કોઈ ભાષણો કરવા મંડી પડે છે. કોઈ આક્ષેપો કરે છે. કોઈ આડાઅવળા જવાબ આપે છે. કેટલાક સાક્ષીઓ એવા હોય છે કે જેઓ પોતે કાયદા વિષે ખૂબ જાણે છે તેમ માને છે. જુબાની શું અને કેવી આપવી તે વિષે તેમનાં પોતાનાં વિશિષ્ટ મંતવ્યો હોય છે. જે પક્ષે તેઓ જુબાની આપવા આવ્યા હોય તે પક્ષના વકીલને પણ પોતે શીખવતા હોય તેવી હોશિયારી બતાવે છે. કેમ તથા શું જુબાની આપવી તે વકીલની દોરવણી મુજબ નહિ, પણ પોતાની નક્કી કરેલી માન્યતા મુજબ આપે છે. તેમ કરવા જતાં તેઓ જેને લોકભાષામ' 'દોઢડહાપણ' કહીએ છીએ એવું 'દોઢડહાપણ' ડોળે છે. તેઓ માને છે, કે પોતે ઘણી હોશિયારી બતાવે છે, પણ ખરી રીતે તેઓ કેસને નુકસાન કરે છે. આવા સાક્ષીઓ જેના પક્ષે આવ્યા હોય તેને મૂંઝવણભર્યા થઈ પડે છે. કેટલાકો વળી પિંજરામાં ખડા થઈને ચિત્રવિચિત્ર હાવભાવનું પ્રદર્શન કરે છે. કોઈ જાણે કે સ્ટેજ ઉપર ઊભા હોય તેવો અભિનય કરે છે. આ બધાની કોર્ટ ઉપર જુદી-જુદી જાતની અસર થાય છે.

સામાન્ય રીતે ફોજદારી કેસોમાં ફરિયાદીની જુબાનીને કોઈ સાક્ષીનો ટેકો જરૂરી મનાય છે; કારણકે તેમાં આરોપીને સજા કરવાની હોય છે એટલે ફરિયાદીની જુબાનીને સાક્ષીનો ટેકો ન હોય તો કેસ પુરવાર કરવો મુશ્કેલ બને છે. જો કે એકલી ફરિયાદીની જુબાની પણ જો સાચી મનાય તો તે પર શિક્ષા થઈ શકે છે. આ બધી ચર્ચાનું તારતમ્ય એ છે, કે સાક્ષીની કોઈ સંખ્યા કાયદાએ નક્કી કરી નથી. સાક્ષીઓ જોઈએ જ એવું નથી, પણ જો હોય તો તે પ્રામાણિક ને સાચાબોલા છે એવી અદાલત પર છાપ પાડે તેવા હોવા જોઈએ.

બીજો સવાલ એ ઊભો થાય છે કે સાક્ષીની ઉંમર શું હોવી જોઈએ. તે બાબતમાં પણ કાયદાએ એમ ઠરાવ્યું છે કે જે વ્યક્તિ પૂછેલા પ્રશ્નો સમજી શકે તથા સમજીને તેનો જવાબ આપી શકે તે સાક્ષી બનવાને લાયક છે. પાંચ કે છ વર્ષનું બાળક પણ જો તેને પૂછેલો પ્રશ્ન સમજીને જવાબ આપી શકે તેમ હોય તો તે લાયક સાક્ષી ગણાય છે. આંધળાં, બહેરાં અને મૂંગાં માણસો પણ કોર્ટમાં સાક્ષી આપી શકે છે; કારણકે તેની કસોટી માટે તો તે પ્રશ્ન સમજે છે કે નહિ તથા જે ઉત્તર આપે છે તે સમજીને આપેલો છે કે નહિ, તેટલું જ જોવાનું હોય છે.

## ૨૦: સંધિ–કરારો અને કાયદો

ભારત અને પાકિસ્તાન વચ્ચે લઘુમતીઓ અંગે કરારો થયા છે. રશિયા તથા ચીન વચ્ચે મૈત્રીકરારો થયાની જાહેરાત કરવામાં આવી હતી. ઈન્ડોનેશિયા તથા હોલેંડ

વચ્ચે કરારો થયા છે. આટલાંટિક કરારોની વાત તો સુવિદિત છે. દેશ દેશ વચ્ચે જાતજાતના કરારો, સંધિઓ, કન્વેન્શનો થયા કરે છે.

આ બધા કરારોને, સંધિઓને કાયદાનો કોઈ આધાર છે? તે પાળવા કોઈ બંધાયેલું છે? ન પાળવામાં આવે તો તેનું ફરજિયાત પાલન થઈ શકે છે? એ બંધનકારક છે, ને છે તો કેટલી હદે? આ અને આવા પ્રશ્નો સ્વાભાવિક ઉત્પન્ન થાય છે.

કોઈ પણ એક સાર્વભૌમ રાજ્યની સરકારને પોતાના રાજ્ય વતી કોઈ પણ બીજા સર્વભૌમ રાજ્ય કે રાજ્યો સાથે કોઈ પણ જાતના કોલકરાર કરવાનો હક્ક છે. આ કરારો વેપાર, સામાજિક બદીઓ, લઘુમતીઓ, રાજકીય પ્રશ્નો વિગ્રહ અને શાંતિ એવી કોઈ પણ બાબત વિષે થઈ શકે છે. તેના પર કોઈ પણ જાતનો પ્રતિબંધ નથી, પ્રતિબંધ માત્ર પ્રજામતનો છે. પ્રજામત એવા કરારની વિરુદ્ધ હોય ને તે વ્યક્ત થઈ શકે તેમ હોય તો સરકાર કાંતો કરાર કરતી નથી અગર તો સરકારને રાજીનામું આપવું પડે છે.

આવા કરારોને કાયદાનું રક્ષણ હોતું નથી; કારણકે હજુ સુધી જગતની એક સરકાર રચાઈ નથી. જગતની પ્રજાઓની એક સાર્વભૌમ ધારાસભા અસ્તિત્વમાં નથી. એટલે કોઈ ઉપરી સત્તાએ કરેલા કાયદાનો અમલ જે રીતે થઈ શકે છે કે કરાવી શકાય છે તેવો કોઈ પ્રબંધ સંધિ-કરારોમાં હોતો નથી.

આંતરરાષ્ટ્રીય કાયદાને નામે જે વસ્તુ ઓળખાય છે તે કોઈ ધારાસભાએ પસાર કરેલો કાયદો નથી, પરંતુ સૈકા-

ઓથી દેશ દેશ વચ્ચેના વ્યવહારમાં નક્કી થયેલા સિદ્ધાંતો ને પ્રણાલિકાઓ છે. જેમ સમાજમાં આપણે રહીએ છીએ ને એકબીજા વચ્ચેનાં વર્તન અને વ્યવહારના અમુક અણુલખ્યા નિયમો પાળીએ છીએ તે રીતે સાર્વભૌમ રાજ્યો વચ્ચે સ્થપાયેલી પ્રણાલિકાઓને તથા જેને નૈસર્ગિક ન્યાય અને નીતિના સિદ્ધાંતો કહી શકાય તેવા સિદ્ધાંતોને આંતરરાષ્ટ્રીય કાનૂનો કહેવામાં આવે છે. પહેલી લડાઈ પછી એક લીગ ઑફ નેશન્સની સ્થાપના થઈ હતી. તે આજે નથી. બીજી લડાઈ પછી 'યુનો'ની સ્થાપના થઈ છે. એ બંને સંસ્થાઓમાં જગતનું લગભગ દરેક સાર્વભૌમ રાજ્ય જોડાયેલું છે. આ સંસ્થાઓનું બંધારણ છે ને તે મુજબ જે જે બાબતોમાં સર્વ દેશો સંમત હોય તે તે બાબતો અંગે ઠરાવો થતા ને સભ્ય દેશો અમલમાં મૂકતા. આ આંતરરાષ્ટ્રીય સંસ્થાના કેટલાક નિયમોના મર્મ તથા અમલ માટે એક આંતરરાષ્ટ્રીય અદાલત હેગ ખાતે સ્થાપવામાં આવી છે. આ અદાલતનો ચુકાદો સામાન્ય રીતે બધા માન્ય કરે છે. આંતરરાષ્ટ્રીય સંસ્થાના સભ્યપદે ચાલુ રહેવું હોય તો માનવો પડે છે; પણ કોઈ એ ન માને તો અદાલત તેનો અમલ ફરજિયાત કરાવી શકે નહિ.

આ આંતરરાષ્ટ્રીય સંસ્થાને આશ્રયે જુદીજુદી જાતની પેટા સમિતિઓ ને પરિષદો કામ કરે છે. આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદ, કેફી વસ્તુઓનું નિયમન કરનાર પરિષદ, બાળકોનું વેચાણ ને ગુલામી વિરુદ્ધ પરિષદ, જકાત પરિષદ એમ જાતજાતની પરિષદો ને કમિટીઓ રચાય છે, મળે છે ને ઠરાવો કરે છે. આવા ઠરાવોનો અમલ દરેક દેશ પોતાની ધારાસભામાં તે મુજબ કાયદા લાવીને કરે છે.

મજૂરો અંગે અમુક બાબતોમાં આંતરરાષ્ટ્રીય પરિષદ સંમત થઈ હોય તો તેને અંગે કાયદો થાય છે. તે જ મુજબ કેફી વસ્તુઓનો વેપાર, અનીતિના હેતુઓ માટે સ્ત્રી–બાળકોનું વેચાણ ને હેરફેર, જકાતના નિયમો વગેરે બાબતોમાં જે જે સર્વમાન્ય ઠરાવ થાય છે તે તે દરેક દેશ પોતાની ધારાસભામાં કાયદો લાવીને અમલમાં મૂકે છે. કોઈ તેમ ન કરે તો તેના પર કાયદેસર ફરજ કોઈ લાદી શકતું નથી; પરંતુ તેને માટે આંતરરાષ્ટ્રીય સંસ્થામાં સભ્ય તરીકે ચાલુ રહેવું મુશ્કેલ પડે છે એટલે નૈતિક દબાણને વશ થઈને પણ તેને તેમ કરવું પડે છે.

તે જ મુજબ બે દેશો વચ્ચેના કરારોનો અમલ બે વસ્તુઓને કારણે થાય છેઃ એક નૈતિક દબાણ ને બીજું લશ્કરી દબાણ. જેમ વ્યક્તિને સમાજમાં રહેવું હોય તો અમુક રીતે વર્તવું પડે છે તેમ જ એક સાર્વભૌમ રાજ્યને જગતના સાર્વભૌમ રાજ્યો વચ્ચે રહેવું હોય તો જાહેર રીતે કરેલા કોલકરારો તેને પાળવા પડે છે. નૈતિક રીતે તેને તેમ કરવાની ફરજ પડે છે.

બીજું તત્ત્વ લશ્કરી બળ છે. બે દેશ વચ્ચે થયેલો કરારો એક દેશ ન પાળે તો બીજો દેશ લશ્કરી બળથી પળાવવાનો પ્રયત્ન કરે, ને જો પ્રજા કે દેશ એ લશ્કરી બળ સામે ટકી શકે તેમ ન હોય તો તે ભયથી પણ પાળવા પડે.

એટલે આંતરરાષ્ટ્રીય કરાર, સંધિઓ, ખતપત્રો એ સ્વેચ્છાએ પાળવાની વસ્તુઓ છે. તેનું પાલન નૈતિક બળ કે લશ્કરી બળથી થાય છે. જે એ બંનેને અવગણી શકે તે છડેચોક તેનો ઇન્કાર કરી શકે છે તેના પાલનનો આધાર દાનત, શુભેચ્છા અને સભ્યતા પર છે. એનો અભાવ હોય

તો આ કરારો એ માત્ર જગતને છેતરવા માટેનાં કાગળિયાં બની જાય છે.

## ૨૧ : બંધારણીય કાયદો

ભારતમાં આજ સુધી જેને 'બંધારણીય કાયદો' (Constitutional Law) કહે છે તેવા કાયદાનો કોઈ ખાસ પ્રકાર ન હતો. તેનું કારણ એ હતું કે ભારતનું કોઈ ખાસ લેખિત બંધારણ ન હતું. ભારત પરતંત્ર હતું ને તેનો રાજવહીવટ બ્રિટિશ પાર્લામેન્ટે ઘડેલા કાયદા–કાનૂન અનુસાર ચાલતો, તેમાં ફેરફાર પણ બ્રિટિશ પાર્લામેંટ કરતી. તે કાયદામાં પ્રજાના સાર્વભૌમત્વનો સ્વીકાર ન હતો ને તેથી પ્રજાના સાર્વભૌમત્વમાંથી જરૂરી રીતે ઊભા થતા પ્રજાના મૂળભૂત અધિકારોનો તેમાં સમાવેશ થતો ન હતો.

પરંતુ આજે ભારતની લોકસભાએ ભારતનુ બંધારણ ઘડ્યું છે. તેનો પાયો ને અધિકાર પ્રજાના સાર્વભૌમત્વમાં રહેલા છે. બધી સત્તા અને અધિકારનું મૂળ પ્રજા છે એ સિદ્ધાંતમાંથી એનો ઉદ્ભવ થયો અને એ સિદ્ધાંતના સ્વીકાર સાથે બીજા કેટલાક સિદ્ધાંતોનો આપમેળે સ્વીકાર થઈ જાય છે. તે છે પ્રજાજનના મૂળભૂત નૈસર્ગિક અધિકારો. 'દરેક પ્રજાજન જન્મથી સરખો છે. દરેક પ્રજાજન મુક્ત રીતે હરીફરી બોલી શકે છે. કોઈ પ્રજાજનની સ્વાધીનતા કાયદાના રાહ વિના છીનવી શકાતી નથી. દરેકને સમાન હક્ક, સમાન તક ને સમાન દરજ્જાનો હક્ક છે.' આ અને આવા કેટલાક મૂળભૂત સિદ્ધાતો છે, જેનો પ્રજાવાદી દેશોના બંધારણમા સ્વીકાર કરવામા આવ્યો છે.

ફ્રાન્સના બળવા વખતે આ હક્કોની ઘોષણા થઈ હતી.

અમેરિકાએ સ્વાધીનતા પ્રાપ્ત કરીને પોતાનું બંધારણ ઘડ્યું ત્યારે તેમાં પ્રજાના હક્કોની ઘોષણા કરવામાં આવી હતી. તે મુજબ ઓસ્ટ્રેલિયા, કેનેડા, સ્વીટઝર્લેંડ આયર્લેંડ, ડેન્માર્ક વગેરે અનેક દેશોનાં બંધારણ ઘડાયાં. તે બધામાં પ્રજાના અમુક હક્કોની ઘોષણા ને બાંહેધરી આપવામાં આવી છે.

બંધારણમાં જાહેર કરવામાં આવેલી આ જોગવાઈઓનું એક પરિણામ એ આવ્યું કે તે તે દેશની ધારાસભા જે જે કાયદા–કાનૂનો કરે તે બંધારણમાં જે ખાતરીઓ કે જોગવાઈઓ કરવામાં આવી હોય તેનો ભંગ કરનાર ન હોવાં જોઈએ. ને હોય તો તેટલે અંશે તે કાયદો ગેરબંધારણીય ઠરે છે.

ભારતના નવા બંધારણમાં પણ પ્રજાના અમુક હક્કો સંરક્ષણની જોગવાઈ કરવામાં આવી છે. એટલે તે બંધાર અમલમાં આવ્યા પછી જે જે કાયદા–કાનૂનો કરવામાં આ કે અમલમાં હોય તે કોઈમાં પણ બંધારણના મૂળભૂ હક્કોનો ભંગ કરનાર કલમો હોય તો તે કલમો તેટલી હ ગેરકાયદેસર છે.

નવું બંધારણ અમલમાં આવ્યા પછી આજે અને કેસોમાં વકીલો મુદ્દો ઉઠાવે છે કે આ કલમ કે કાયદે બંધારણની વિરુદ્ધ છે માટે ગેરકાયદેસર છે.

પહેલાં જ્યારે ધારાસભાનો કાયદો ગેરકાયદેસર ઠરતો, ત્યારે સરકાર તરફથી તરત જ વટહુકમથી કે બીજો કાયદો પસાર કરીને સુધારો કરવામાં આવતો. પણ બંધારણ અમલમાં આવ્યા પછી બંધારણનો ભંગ કરતો કોઈ કાયદો ચાલુ રહી શકે નહિ, તે માટે કાંતો બંધારણને ફેરવવું જોઈએ, અગર તો કાયદો ફેરવીને તેને બંધારણને અનુરૂપ બનાવવો જોઈએ. પણ બંધારણને ફેરવવું એ ઘણી મુશ્કેલ વાત છે ને એકાદ

કાયદા માટે બંધારણ ફેરવાય નહિ એટલે કાયદો કાં તો રદ થાય અગર તો બંધારણ મુજબ તેમાં ફેરફાર કરવો જોઈએ.

આ એક ખૂબ જ મહત્ત્વનો અને અગત્યનો હક છે. પ્રજાના રક્ષણની એ મોટી ઢાલ છે.

વખત જતાં બંધારણની કલમોના અર્થ વિષે ચુકાદા પણ વધતા જશે. પ્રાંતપ્રાંત વચ્ચે કે પ્રાંત તથા મધ્યસ્થ સરકાર વચ્ચે વાંધા પડે ત્યારે પણ બંધારણના પ્રશ્નો ઊભા થશે ને બંધારણના કાયદાના અર્થ વિષે નવાનવા ચુકાદા આવતા જશે. આ રીતે આજ સુધીના કાયદાના ક્ષેત્રમાં એક નવા તત્ત્વનો ઉમેરો ને વિકાસ થતો જશેઃ તે છે બંધારણના કાયદા-કાનૂનોના ચુકાદાઓનો અર્થવિસ્તાર.

## કાયદાનો કલાકાર

'નામદાર ! મારા અસીલ સામે વાદીએ નુકસાનીનો આ દાવો માંડ્યો છે. વાદીએ મારા અસીલને વાપરવા આપેલા રેશમના ગાલીચાને મારા અસીલે ડાઘા પાડી બગાડ્યો હતો એમ તે કહે છે.'

'મારા અસીલ તરફથી આપ નામદાર સમક્ષ હું સહુથી પહેલાં તો એમ પુરવાર કરવા પ્રયત્ન કરીશ કે વાદીએ મારા અસીલને ગાલીચો વાપરવા આપ્યો જ ન હતો.

'તે છતાં નામદાર કોર્ટ એવા નિર્ણય પર આવે કે વાદીએ ગાલીચો તો વાપરવા આપ્યો હતો તો પછી હું એમ પુરવાર કરીશ કે તે ગાલીચા ઉપર કોઈ જાતના ડાઘા પડ્યા જ ન હતા.

'નામદાર કોર્ટ છતાં એમ નક્કી કરે કે ડાઘા તો પડ્યા જ હતા તો પછી હું એમ પુરવાર કરીશ કે વાદીએ તે ગાલીચો મારા અસીલને વાપરવા આપ્યો ત્યારે જ તે ડાઘાવાળો હતો.'

# ચોથો વિભાગ

## ચોથો પરિચય

## ૧ : સોનેરી આવરણ ખરી પડયું

સાક્ષીના પીંજરામાં જ્યારે તે આવી ત્યારે અદાલતનો માનવસમુદાય મધપૂડા પર ઝૂકતી માંખીઓની જેમ સરકતો-સરકતો એકત્ર થઈ નજીક આવી ગયો. સર્વની નેત્રકિરણાવલી તેના વદન પર કેંદ્રિત બની.

મુગ્ધ ભાવ દર્શાવતી એ તરુણીનું સૌંદર્ય જાજ્વલ્યમાન નહોતું. કવિઓની કલ્પનાને બહેલાવે કે ઉદ્દીપ્ત કરે તેવું નહોતું કે નવલકથાઓમાં આવતી કોઈ મનોહારિણી મૂર્તિ જેવું ન હતું. તે બેડોળ ન હતી, ગૌરવર્ણી હતી. પણ તેના ચહેરામાં એક એવી જાતની મીઠાશ ભરી હતી કે જે દેખાડતા સૌંદર્ય કરતાં પણ વધુ આકર્ષક હતી.

સૌમ્ય ભાવ તેનાં મુખ પર હતો. કોઈ કુલવધૂ હશે, કોઈ સંસ્કારી સન્નારી હશે, કોઈ શિક્ષિકા હશે, એવો ખ્યાલ તેને જોતાં આવતો હતો. તેના ગાલ પર શરમ હતી, આંખોમાં ઉચ્ચ કુટુંબની લજ્જા હતી.

તેના ધારાશાસ્ત્રીની મુખ્ય તપાસ પૂરી થઈ વિરુદ્ધ પક્ષનો ધારાશાસ્ત્રી ઊભો થયો. ખુરશી પર એક પગ ઠેરવ્યો. બીજો ભોંય પર મજબૂત ખોડ્યો, જાણે કોઈ બાણાવલી શરસંધાન કરી રહ્યો હોય તેવી અદા તેણે ધારણ કરી. એક હાથમાં કાગળોનો થોકડો હતો, બીજા હાથમાં તેણે નાકેથી ઉતારેલાં ચશ્માં ધરી રાખ્યાં. થોડીવાર 'સાક્ષી'ના મુખ પર તાકી રહ્યો. પછી તેણે પ્રશ્ન પૂછયો : પહેલાં તો બધા ધબકતે હૈયે તે પ્રશ્ન શો હશે તે જાણવા ને તેનો ઉત્તર સાંભળવા ઊંચે શ્વાસે નીરખી રહ્યા.

અનેકના મગજમાં પ્રશ્ન ને ઉત્તર સાંભળી સબાકો આવ્યો. પહેલાંનું વાતાવરણ પલટાઈ ગયું. બધાની મુખ રેખાઓમાં ચિત્રવિચિત્ર ભાવોની તેજછાયા ફરવા લાગી ને વકીલની ઊલટતપાસ સાક્ષીની 'આબરૂ'ના કટકેકટકા કરતી આગળ ચાલવા માંડી.

તે હતી એક નેવું રૂપિયાના પગારદાર કારકુનની પગારદાર પ્રિયતમા. તેની ઓરડીનું ભાડું તે કારકુન ચૂકવતો, તેના નિભાવના પૈસા તે આપતો, તે અપરિણીત હતી. આ પહેલાં બીજા બે 'સદ્ગૃહસ્થો'ની પગારદાર પ્રિયતમા તરીકે તે જીવી હતી. વિગતો ઘણી હતી–અસુખ ઉપજાવે તેવી–ગંદી–અયોગ્ય !

પણ બે છબીઓ મારી નજર સમક્ષ હમેશ હાજર રહી છે :

એક તો 'ખાનદાન' ચહેરાવાળી સંસ્કારી લાગતી આ નારીની. શું ચહેરા એ છળ છે? કે પછી કોઈ અગમ્ય કારણે તેને આ માર્ગે જીવન વ્યતીત કરવું પડતું હશે ? અદાલતમાં આવેલા એવા કેટલાય ખાનદાન ચહેરાઓ યાદ આવે છે કે જેની પછવાડે હૃદય કંપાવનારી કથનીઓ પડી હતી, જે ચહેરાઓની પછવાડે ભયંકર જીવનના ઉકરડા છુપાયેલા પડ્યા હતા.

બીજી છબી આ રહી છે–સાક્ષાત્ નહિ પણ કલ્પિત; તે પેલા નેવું રૂપિયાના પગારદાર કારકુનની પત્ની ને તેનાં બે બાળકોની.

દૂધવાળો ઉઘરાણી કરતો હશે, બાળકને પહેરવા ગરમ કપડું જોઈતું હશે, ગૃહિણીને અંગ ઢાંકવા સારી જોઈતી

હશે, કોઈ રવિવારે તેને બહાર ફરવા જવાની ઇચ્છા થતી હશે ને ત્યારે તેને જવાબ મળતો હશે: 'પૈસા નથી, નેવું રૂપિયામાં આ બધું કેમ પોષાય!' ને તે જ સાંજે કદાચ તે પોતાની પગારદાર પ્રિયતમાની ખોલીનું ભાડું ચૂકવવા ઊપડી જતો હશે ને એક બીજી વસ્તુ પણ તેની પછવાડે સૂઝતી હતી.

નેવું રૂપિયામાં એ બે ઘર સંભાળી શકે નહિ. પરિણામે કાં તો તે મારવાડી કે પઠાણનો દેવાદાર બન્યો હશે; કાં તો પત્નીનાં આભૂષણો વેચી નાખતો હશે, કાં તો સટ્ટો કરતો હશે કે કાં તો પોતાના શેઠનાં નાણાં ઉચાપત કરતો હશે.

આવા એકાદ કિસ્સાને સાદ્યંત શોધ્યો હોય તો!

## ૨ : કોણ હિંદુ ને કોણ મુસલમાન ?

'બહોત, પરેશાન હું વકીલ સાહબ! અબ આપ બેતાઈએ મેં ક્યા કરું?'

ઇમામબક્ષની બરોબરી કરે તેવી અલમસ્ત કાયા ને કરડા ચહેરાવાળા એ પંજાબી મુસ્લિમના મુખમાંથી જ્યારે એ શબ્દો ખર્યા ત્યારે તેના મુખારવિંદને જોઈને મને એક કંપારી આવી ગઈ.

એનાં નયનોમાં દિલદ્રાવક આર્દ્રતાની છાયા છવાઈ ગઈ હતી; એના શબ્દોમાં આજીજી હતી. તેનું હૃદય જાણે કે હમણાં ધસીને બહાર આવશે એવું લાગતું જતું હતું.

મારા ટેબલની સામે મારા મુખથી એક ફૂટ દૂર મુખ રાખીને એ બેઠો હતો. રસ્તે ચાલ્યો જતો હોય તો આડા ઊતરવાની કોઈ હિંમત પણ ન કરે તેવા ખડતલ દેહ ને ડારતા મુખવાળો એ આદમી પંજાબનો મુસલમાન હતો.

વિફર્યો હોય તો પચીસ-પચાસ ‘ ભદ્ર ’ લોકો ઊભી પૂંછડીએ ભાગે તેવી પ્રભાવશાળી તેની દેહછટા ,હતી. આપણા પોચા ને મૃદુ દિલમાં જેને ‘ કૃતાંત ’ ચવન કહીએ તેવો તે લાગતો હતો.

તે છતાં આજે જ્યારે તે મારી સમક્ષ બેઠો હતો, ત્યારે મને તેનો ભય ન હતો. માટીના પીંડાને કુંભાર જે રીતે ઘડી શકે તેવી રીતે મારી ‘ સલાહ ’થી ઘડાવાને તે તૈયાર હતો; કારણકે તે ‘ પરેશાન ’ હતો, તેનું દિલ ‘ આજાર ’ હતું.

મિલકત મૂકીને પિતા અવસાન પામ્યા હતા. હિંદુસ્તાનનાં પાંચ શહેરોમાં પિતાજી ધીકતી પેઢી ચલાવતા હતા. ત્રણ ભાઈઓમાં એ વચેટ હતો.

‘ મોટેભાઈ બહોત બહોત પરેશાન કરતે હૈં ! હમ તો હેરાન હો ગયે. અબ સબસે અલગ હોના મંગતા હું ! ’ એ એની કથા હતી.

મોટાભાઈ કેવી રીતે પરેશાન કરતા તેની વિગતો તેણે જણાવી નહિ. પરંતુ ‘ મોટાભાઈની પરેશાની ’ શબ્દો બોલતાં તેના મોઢા પર પેટના દર્દીના મુખ પર થતી દર્દવેદના દેખાતી હતી.

‘ વો અપને બાલબચ્ચેકે સાથ ઇધર રહતે હૈં હમારે બાલબચ્ચેકે બુલાને નહીં દેતે હૈં. સારે દિન કલેશકંકાસ હોતે હૈં. અબ હમ સબ છોડ દેતે હૈં. પિતાકી મિલકત ધંધા સબ ઉસકુ દે દેતે હૈં ! હમ કુછ નહીં મંગતે ! ’

‘ આપકા પિતા કી મિલકત હૈ, ઉસકુ કીસ લિયે છોડ દેતે હય ? આપકા ઉસકી પર હક્ક હૈ ! ’ મેં તેને કહ્યું.

ને તેના અંતરમાં ચાલી રહેલું મંથન બહાર આવ્યું. ધંધો ભાઈને સોંપી દેવા રાજી હતો. પણ બાપદાદાના છાપરાની હૂંફ તજવી તેને ગમતી ન હતી. એટલે ઉપરના પ્રશ્નના જવાબમાં તેનો જુસ્સો ઊતરી ગયો ને ગળતા હૃદયે મને પૂછ્યું :

'અબ દીખાઈએ વકીલ સાહબ! મૈં કયા કરું? બડેભાઈ કો પહોંચ નહિ શકતા; અબ વો આતસમેંસે બહાર નીકલનેકું મંગતા હય. હમારા એ હાથ સાબૂત હૈ તો સબ મિલેગા.'

એ વખતે એની લોખંડી કાયા જાણે ઓગળી જતી હતી. એના દિલમાં સર્વત્ર જોવા મળે છે તેવી માનવ–સહજ લાગણીઓની સરવાણીઓ વહી રહી હતી. એ 'કૃતાંત' ન હતો, મારા ને તમારા જેવો જ માનવી, કુટુંબજીવનની ચતવિધ તાવણીમાં એ તવાઈ રહ્યો હતો ને તેનાં કુટુંબની કેવી વ્યવસ્થા કરવી તેની પૃચ્છા કરી રહ્યો હતો. તે વખતે હું પરકોમનો છું એવી સ્વપ્ને પણ તેને કલ્પના આવી ન હતી.

ને તેનો 'બડેભાઈ' આવ્યો. એના કરતાં પણ અચંડ ને કરડો. ને એ અદબ રાખી ચૂપ થઈ ગયો. 'બડેભાઈ'એ કહ્યું તેમ તેણે લખી આપ્યું ને 'પરેશાની'થી બચવા તે રસ્તાનો રખડતો બની ગયો–આવડાના બળ પર. છતાં જતાં-જતાં તે બોલી ગયોઃ હું સાંભળું તેમઃ 'ભલે લીખા મગર બાપકા ઘરમેં જરૂર હમ તો બાલબચ્ચા સાથ રહેંગે. પીછે દેખેંગે, વો કૈસે નિકાલ શકતે હૈ!'

## ૩ : ઝેરી હવા

લીલું હરિયાળું ગામડું હતું. મધુર રવ કરતી નાનકડી સરિતાને કાંઠે તે આવેલું હતું. શહેરી સંસ્કૃતિથી દૂરસુદૂર એનો વાસ હતો

સૂર્યનાં મીઠાં કિરણો. લીલાં વૃક્ષોનો મધુર પવન, ચંદ્ર અને તારાઓથી ઓપતી કામણગારી રાત્રિ, કોઈ વહેતાં ઝરણાં જેવું રમતિયાળ એનું જીવન વહ્યે જતું હતું. ખેતી એનું જીવન હતું, ખેતી એનો ઉદ્યોગ હતો અને ખેતી એની શોભા હતી.

ત્યાં લાલસા નહોતી. મારું તારું ન હતું. બીજાનું પડાવી લઈ પોતાનું ઘર ભરવાની ભાવના ન હતી. નિર્મળ અને સ્વચ્છ આકાશ જેવાં એ ગ્રામજનોનાં દિલ હતાં.

ત્રણ ભાઈઓનું કુટુંબ હતું. ત્રણ પત્નીઓ હતી વૃદ્ધ માતા હતી. વારસામાં ખેતરો હતાં. જેના પ્રત્યે ભાઈસાંડું જેટલું મમત્વ જડાયું છે તેવાં બળદ, ગાય, ભેંસ—જનાવર હતાં. ત્રણે ભાઈઓ ને ત્રણે દેરાણી—જેઠાણીઓ કલ્લોલથી જીવન જીવતા હતાં

એક દિવસે ત્રણ ભાઈઓ બેઠા હતા. વરસો કપરાં આવતાં હતા. થોડી વધારે આવકની જરૂર હતી જુવાન લોહી જેની નસમાં હતું, કાંઈક કરવાનો જેનામાં ઉત્સાહ હતો તેવા નાના ભાઈને થયું કે 'ચાલો હું શહેરમાં જઉં. શહેરમાં ભારે કમાણી છે—આવક છે. મારો બોજો ઓછો થશે ને કાંઈક કમાઈને લાવીશ.'

મને-ક્રમને તેની યોજના મંજૂર રહી. મોસમ પૂરી થઈ ને નાનો ભાઈ શહેરની નોકરીએ આવ્યો. શહેરમાં એ મિલમાં રહ્યો.

આઠ મહિના વીતી ગયા. નવી મોસમ આવી. નવી વાવણી થઈ. બે ભાઈઓ ને ત્રણ દેરાણી–જેઠાણી હમેશની માફક જાત તોડીને પણ આનંદ-કલ્લોલથી ધરતીની ધૂળમાંથી સોનું નીપજાવી રહ્યાં. સમય વીતતો ગયો. અન્ન પાકી ગયું. લણણી પૂરી થઈ ગઈ. આઠેક દિવસમા પાકને ઘરે લઈ જવાનો હતો ને ત્યાં શહેરમાં ગયેલો ભાઈ પાછો આવ્યો. ઘણે મહિને એ આવ્યો એટલે તો ભાઈઓ ને માતાનો સર્વના આનંદનો પાર ન રહ્યો. શહેરના જીવન વિષે જાણવાના કુતૂહલથી તેમનામાં વધુ રસ પેદા થયો. ભાઈને ભેટ્યા, પહેલે દિવસે તો બધાએ આનંદ કર્યો, પણ બીજે દિવસે ભાઈઓને કોઈ અગમ્ય વાતાવરણનો અનુભવ થવા લાગ્યો.

શહેરમાં ગયેલો ભાઈ પહેલાં ભલો–ભોળો ને સાદો હતો. આજે એના દિલમાં કાંઈક ચોરી હતી, એની આંખોમાં કોઈ લાલસા હતી. એના દિલમાં કોઈ ગણતરીઓ ચાલતી હતી. તેનું વાતાવરણ કાંઈક જુદું હતું.

તેણે વાત ઉચ્ચારી : 'ભાઈઓ, હવે આપણે જુદા થઈ જઈએ.' વાત સાભળીને સૌએ આઘાત અનુભવ્યો. કારણ? શહેરની કમાણી તે ભાઈઓને આપવા માગતો ન હતો. તેણે વાત ઉચ્ચારી : 'આજે જે પાક આવ્યો છે તે આપણે વહેંચી લઈએ.' બંને ભાઈઓને દુઃખ થયું. સ્ત્રીઓમાં પણ અણગમો થયો; પણ નાનો ભાઈ તો મક્કમ હતો.

સૌ ખળાવાડમાં ગયા. પાક ઘરે લઈ જવા માટે તૈયારી થવા લાગી. તે વચમાં પડ્યો: 'ના, આ પાક ઘરે લઈ જવાશે નહિ. અહીં જ તેના ભાગ કરો,'ને સૌ સૌના ભાગ સૌ લઈ જશે, બંને ભાઈઓએ કીધું કે 'તારે જુદા થવું હશે તો કબૂલ છે, તારે પાકના ભાગ પાડવા હશે તો મંજૂર છે, પણ આપણે ઘરે લઈ જઈને ભાગ પાડીશું,' પણ તેની હઠ અજબ હતી. તેને તો પોતાનો હક્ક લેવો હતો ને તેનો ફેંસલો ત્યાં ને ત્યાં જ કરવો હતો. વાત વધી. બોલાચાલી થઈ અને શહેરી જીવને જેના જ્ઞાનતંતુઓને ઉશ્કેરી મૂક્યા હતા ને શહેરી જીવનનું 'હક્ક'નું ઝેર જેનામાં ભરાઈ ગયું હતું તેવા નાના ભાઈએ અંપાળી ઉપાડીને મોટાભાઈને મારી. તેની ખોપરી ફાટી ગઈ. હાહાકાર થયો. સદીઓથી ગામમાં જે કદી બન્યું ન હતું તે બન્યું.

થયું! પોલીસ આવી. નાના ભાઈને ખૂન માટે ખડો કર્યો. સવાલ એ આવ્યો કે તે ખૂન માટે જવાબદાર હતો કે સદોષ મનુષ્યવધ માટે? માણસે ઉશ્કેરાટમાં કે ખૂન કરવાના ઇરાદા વિના માણસ પર હુમલો કરી તેનું મોત નિપજાવ્યું હોય તો તે સદોષ મનુષ્યવધ માટે ગુનેગાર છે ને તે માટે ફાંસી નહિ પણ કાળાપાણીની સજા છે, જ્યારે ખૂન માટે ફાંસી છે. હાઈકોર્ટે ઠરાવ્યું કે આ ખૂન છે ને તેને ફાંસી મળી.

એકનું ખૂન થયુ. એકને ફાંસી મળી. ને એક ભાઈ, બે વિધવાઓ ને વૃદ્ધ માતા—એમના જીવનની કરુણતાને શબ્દો આકાર આપી શકે તેમ નથી!

## ૪ : ઘોર કૃતઘ્નતા !

વૃદ્ધાવસ્થાએ એના વ્યક્તિત્વને પ્રભાવશાળી બનાવ્યું હતું. કરચલી પડેલા તેના ગૌર વદન પર વીતી ગયેલા જમાનાની ખાનદાની પ્રકાશતી હતી તેની આંખોમાં સજ્જનતાની છાપ હતી. તેના ભાલપ્રદેશ પર પ્રાચીન ગૌરવની કિરણાવલિઓ નાચી રહી હતી. પ્રભાવ, ગૌરવ, ગાંભીર્ય અને વીતેલી જિંદગીની તેજસ્વી પ્રતિભા એના વ્યક્તિત્વ પ્રત્યે માન અને ભક્તિ પ્રેરતા હતાં ·

આજે તે અદાલતમાં હાજર થયો હતો—તેને થવું પડ્યું હતું—એક આરોપી તરીકે. અદાલતમા આવા માણસને આરોપી તરીકે જોનારને પ્રથમ આશ્ચર્ય થાય, વિમાસણ થાય પણ એ હકીકત હતી કે તે આરોપી હતો તેના પર આરોપ હતો—ચોરીનો કદાચ તમારું હૃદય બેસી જશે. આવા માણસ પર ચોરીનો આરોપ ?

પણ હા, એ હકીકત હતી તેના પર આરોપ હતો ચોરીનો. જે વસ્તુ ચોરી જવાનો તેના પર આરોપ હતો તે .વસ્તુની કિંમત હતી માત્ર દોઢ રૂપિયો ને તે વસ્તુ હતી એક નાની ભાગવીતૂટલી ચાર પગથિયાની વાસડાની નિસરણી. તે આરોપ મૂકનાર માણસ હતો તેનો પોતાનો સગો ભત્રીજો !

દુનિયાની અંદર માનવી કૃતઘ્ન કેમ બની શકે છે, આજના યુગના કેટલાક ફાટેલા મગજના જુવાનો કેવી હલકટ વૃત્તિ ધારણ કરી શકે છે, કાયદાના અમુક શબ્દોનો દુષ્ટબુદ્ધિથી કેવો દુરુપયોગ થઈ શકે છે તેનો આ કિસ્સો એક અજબ ઉદાહરણરૂપ હતો

હકીકત આ પ્રમાણે હતી એ વૃદ્ધ માનવી ખૂબ શ્રીમંત

હતો. તે તેના જીવનમાં લાખો કમાયો હતો ને લાખોની તેણે સખાવત કરી હતી. મુંબઈમાં પોતાના આલીશાન બંગલામાં તે રહેતો. તેને ભાઈ હતો. ભાઈનો પુત્ર હતો. ભાઈના અવસાન પછી પાળીપોષીને પુત્ર પેઠે તેણે તેને મોટો કર્યો હતો. પૈસાની છૂટમાં એ ભત્રીજો છકી ગયો હતો. હિંદુ સમાજના પાયારૂપ સંયુક્ત કુટુંબમાં તે રહેતાં હતાં. તે વૃદ્ધ એ સંયુક્ત કુટુંબનો અધિષ્ઠાતા હતો. ઘરસંસારી અખાડામાં તે યુવાને તે જ મકાનમાં પોતાનું રસોડું જુદું કર્યું હતું. તેની ઓલી હતી. તેની પાસે ભીંત ઉપર વાળવા-ચોળવા માટે એક નાની નિસરણી હતી.

પેલા વૃદ્ધને ઘેર એ નિસરણી કોઈ કામ માટે જોઈતી હતી. તે માગી. પેલા જુવાનની પત્નીએ આપવા ના પાડી. સંયુક્ત કુટુંબના અધિષ્ઠાતાની સત્તાએ એ વૃદ્ધે નિસરણી મંગાવી લીધી.

બસ, આ તેનો ગુનો. પેલા જુવાને એ વૃદ્ધ 'દાદા' ઉપર કેસ કર્યો–નિસરણીની ચોરીનો.'

પરંતુ અદાલત ચકોર હતી. કાયદાનો શબ્દ ગમે તે હતો, પરંતુ સાચો કોઈ ગુનો ન હતો. દિવસો સુધી એ ઘરસંસારી ગંદવાડ અદાલતમાં ધોવાયો ને અંતે કોર્ટે એ વૃદ્ધને માન સહિત નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો.

એના–વૃદ્ધના મગજમાં કેવી છબીઓ ચિત્રપટની માફક વહી ગઈ હશે!

એ નાનો હતો. તેને તેણે ફુલાવ્યો–ફુલાવ્યો. પેટના છોકરાની માફક રાખ્યો. માંદો પડ્યો ત્યારે ચાકરી કરી. જોઈએ તેટલા પૈસા આપ્યા. સમાજમાં સ્થાન અપાવ્યું. પર-

ણ્યો–તે બધાનો આ બદલો ?

આપણા સમાજમાં કેટલાક જુવાનોની તેમના વડીલો તરફની આવી કૃતઘ્નતાની તથા અદાલત એ સમાજના ગંદવાડની આરસી છે એવા વિધાનની આ કિસ્સો ગવાહી પૂરે છે.

## ૫ : ભસ્મીભૂત ઇમારત

'મકાન ભસ્મીભૂત થયું છે, પણ કાયદાની ભવ્યતા જીવંત છે.'

મુંબઈના મઝગાંવ કોર્ટનું મકાન આગમાં ભસ્મીભૂત થવા અંગે ના. માજિસ્ટ્રેટ સમક્ષ જ્યારે 'બાર'ના સભ્યોએ 'ખરખરો' કર્યો, ત્યારે તેના ઉત્તરમાં ના. ન્યાયમૂર્તિએ ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતા.

કેટલીક વખત જડ અને ચેતનહીન વસ્તુઓ પ્રત્યે પણ માણસને મમતા જાગે છે. શ્વાન અને અશ્વ તથા માનવીની મૈત્રી ને મમતાની અનેક વાતો આપણે જાણીએ છીએ. ગાય અને બળદ સાથે કૌટુંબિક લાગણીઓથી જકડાયેલાં માનવ-જીવોની કથાઓ પણ આપણે વાંચી–સાંભળી છે. મોર, કોયલ, પોપટ કે કાકાકૌઆ સાથેની માનવીની દોસ્તીની પણ કથાઓ જીવનમાં કે વાર્તાજગતમાં અસ્તિત્વ ધરાવે છે; પરંતુ પથ્થર ને લાકડાનાં કોઈ આકાર સાથે માનવીની લાગણીઓ જડાઈ ગઈ હોય તેવા પ્રસંગો કે બનાવોનો અનુભવ જવલ્લે જ થાય છે.

પચીસ કે પચાસ વર્ષ સુધી જે ઇમારતમાં આપણે રહ્યા હોઈએ, બેઠા હોઈએ ને આપણા જીવનનાં અમૂલ્ય

વર્ષો ગાળ્યાં હોય તેવી ઇમારત સાથે માનવીને સ્નેહ બંધાઈ જાય છે.

એ ઇમારતની આખી છબી તેના દિલમાં કોતરાઈ ગઈ હોય છે. તેની દીવાલો, તેનાં પગથિયાં, તેના દાદરા, તેની બારીઓ અને બારીઓ બહારનાં આકાશ ને વાદળાંની આકૃતિઓ, તેના ખૂણાંખાંચરા એ બધાં એ મકાનનું સ્મરણ થતાં જ યાદ આવે છે.

અહીંથી હું પ્રવેશ કરતો, અહીં ઘડી વિરામ કરતો, અહીં ઊભો રહીને હું મારું વક્તવ્ય ચલાવતો, અહીં બેસીને હું અનેક દિવા-સ્વપ્નોમાં રાચતો ને અહીં મારા જીવનની ઘણી સિદ્ધિઓ કે નિરાશાઓનો મેં અનુભવ કર્યો છે–એ બધી લાગણીઓ ને વિચારો વિલય પામેલા એ મકાનનાં ખંડેરો જોતાં થાય છે.

જે મકાન સાથે આપણું જીવન આ રીતે સંકળાયેલું હોય તે વિનાશ પામતાં આપણા દિલમાં લાગણીનો ઊભરો આવે છે. ને કોઈ મૃત સ્નેહીના શોકની માફક એ ખંડેર ઇમારતને દેખીને દિલમાં ગ્લાનિ ઉત્પન્ન થાય છે.

ઇમારતો જડ છે, તે છતાં કેટલીક પુરાણી ને પ્રાચીન ઇમારતો આસપાસ એટલી બધી ભાવનાઓ ને લાગણીઓ સંકળાયેલી હોય છે કે એ ઇમારતોનું દર્શન અનેક ઊર્મિઓ જાગૃત કરે છે.

ઉપરકોટમાં ખંડિત મહાલની દીવાલોનું દર્શન થતાં એ દીવાલોમાં છુપાયેલાં રાણીઓનાં નૂપુર-ઝંકારના પડઘાઓ હમણાં ગાજી ઊઠશે એવી ભાવના થાય છે.

રાણપુરના એ પુરાતન કિલ્લાના ઐતિહાસિક આવાસમાં

પરિભ્રમણ કરતાં પાસાના ખણખણાટ ને રાણીઓનાં મૃદુ અટ્ટહાસ્ય હમણાં સંભળાશે એવું લાગે છે ને નીચે વહેતી ભાદર પર નજર કરતાં પવનના સુસવાટા સાથે 'રાણા રમતું મેલ....'નાં એ સુપ્રસિદ્ધ દુહાનો લલકારનાં પડઘાંનો જાણે કે ભાસ થાય છે.

કાલિંદીના કાંઠે કદંબ વૃક્ષની છાયા નીચે ઘૂમરી લેતા જમનાનાં શ્યામળ જળ પર નજર નાખતાં પાંચ હજાર વર્ષ પૂર્વેનો પડદો જાણે કે હઠી જાય છે ને કનૈયાની ગોપી–લીલાનું સ્મરણ જાગૃત થાય છે.

ને માધાવાવની પુરાણી વાવનાં પગથિયાં ઊતરતાં-ઊતરતાં પોતાના વતનના વારિ–દુષ્કાળને નિવારવા પિતાની આજ્ઞા માથે ચડાવી જુવાનીને ઊમરે પ્રવેશતાં પતિપત્નીનાં જોડલાંની એ અપૂર્વ ગાથા સાંભરે છે. 'પહેલે પગથિયે જઈ પગ દીધો, પાતાળ ઝબક્યાં નીર મારા વહાલા–' એ ગીતની કડીઓ સેંકડો વર્ષ પહેલાંની અપૂર્વ કથા વાવને પગથિયેપગથિયે યાદ આવે છે.

મકાન ગયુ પણ તેનો આત્મા રહ્યો છે. તે આત્મા તે 'ન્યાય.' 'કાયદો' અને 'ન્યાય' એ બંને ખરી રીતે તો એક જ વસ્તુ હોવી જોઈએ પણ આ અપૂર્ણ જગતમાં, 'કાયદો' અને 'ન્યાય' એ બે વસ્તુ એક જ રહી નથી; કારણકે 'કાયદા'ના ઘડનારાઓ પોતાના સ્વાર્થ માટે જ એની રચના કરતા થઈ ગયા છે પરદેશી સત્તા પોતાની સત્તાને ટકાવનારા કાનૂનો ઘડે છે મૂડીવાદી સમાજ મૂડીવાદ શાશ્વત રહે તે રીતે કાનૂનો ઘડે છે ને સરમુખત્યારો પોતાની સત્તાને 'યાવતચંદ્ર દિવાકરો' રાખવા માટે 'કાયદા' ઘડે

છે. તેવા સંયોગોમાં 'કાયદો' હમેશાં 'ન્યાય' હોતો નથી. પરિણામે લોકોના દિલમાં 'કાયદા' પ્રત્યે જે આદર, માન અને પ્રતિષ્ઠા હોવાં જોઈએ તે હોતાં નથી.

શું તે કારણે જ આજે 'ન્યાયકોર્ટો' ને 'કાયદાની કોર્ટો' કહેવાનું પ્રચલિત બન્યું હશે ?

## ૯ : કેવી મોહક, અદ્ભુત, દિલચસ્પ છતાં કેવી દગાખોર !

તમારી આંખે પાટા બાંધી તમને એ ખંડમાં ખડા કરવામાં આવ્યા હોય ને સાક્ષીના પીંજરા સામે ઊભા રાખી બરોબર પીંજરા પર જ પ્રથમ દૃષ્ટિ પડે તેવી રીતે તમારા પાટા છોડી નાખવામાં આવે તો જે દૃશ્ય નજરે પડે તેથી તમે દિઙ્મૂઢ બની જાવ !

સાચેસાચ જાણે આરસમાંથી કોતરી કાઢેલી હોય, જાણે કે ઈંદ્રરાજ સમક્ષ નૃત્ય કરતાંકરતાં હમણાં જ સ્વર્ગમાંથી ઊતરી આવેલી અપ્સરા હોય એવી એક લાવણ્યમયી લલના સાક્ષીના પીંજરામાં ઊભેલી તમને નજરે ચડે. કેટલીક વખત નવલકથા-લેખકો અને કવિઓ તેમના શબ્દચાતુર્યથી વનિતાઓનાં રૂપનાં જે અપૂર્વ ચિત્રો રજૂ કરે છે તેવા વર્ણનવાળી રૂપવતી નારી ખરેખર હશે કે નહિ તેની આપણને વિમાસણ થાય છે. કોઈ ચિત્રકારે ચીતરેલી ચતુરાના દેહલાલિત્યને નીરખી આપણને સંભ્રમ થાય છે કે આવી નારી ખરેખર આ સંસારમાં હશે ? કે માત્ર ચિત્રકારની કલ્પનાની જ એ છબી છે ?

એ સંભ્રમ અને સંદેહને નિર્મૂળ કરે એવી સુંદરી અદાલતમાં આવે છે એ જ વસ્તુ પહેલાં તો તમને આશ્ચર્ય-મુગ્ધ કરે. પરંતુ જે કારણસર તે ત્યાં હાજર હતી તે કારણ તો તમે ખરેખર નજરે જુઓ નહિ ને કાને સાંભળો નહિ ત્યાંસુધી માની જ શકો નહિ. એ તો એથી યે વિચિત્ર ને અકલ્પનીય વાત હતી.

તે નારી ત્યાં ફરિયાદી હતી. તેણે ફરિયાદ નોંધાવી હતી–પોતાના પતિ સામે–હા, પતિ સામે ને તે ફરિયાદ હતી કે એક રાતે ચમચમતી સોટીથી પતિદેવે માર મારી તેના દેહ પર લીલાછમ જેવા સોળ ઉઠાડ્યા હતા !

તમને લાગશે કે આવી વનની પરી જેવી નારીનો સ્વામી હશે કોઈ અબુધ, જડસુ, ગામડિયો, અસંસ્કારી કે જૂનવાણી, પણ હકીકત એથી ઊલટી હતી. એનો પતિ હતો–સંસ્કારી, કેળવાયેલો, વિદ્યાપીઠની ઉચ્ચમાં ઉચ્ચ ડીગ્રી ધરાવનારો ને હજાર ઉપરાંતના પગારની સરકારી નોકરી કરનારો !

ફક્ત તફાવત હતો વયનો. નારી નાની, પતિ પ્રમાણમાં વૃદ્ધ હતો–પણ વિચિત્રતા એ હતી કે એ બંનેનાં લગ્ન એ સ્નેહલગ્ન હતાં !

એકસાથે અનેક કોયડા ઊભા કરે ને ચિંતનપ્રિય માનવીને અનેક વિચારોનાં મોજાંમાં ઊછળતો મૂકે તેવો એ કિસ્સો હતો.

હકીકત એમ જણાતી હતી કે સ્નેહલગ્ન પછી વયના કજોડાએ બન્ને વચ્ચે વિખવાદ ઊભો કર્યો હતો. બીજી હકીકત એવી હતી કે સ્વર્ગની આ અપ્સરાની પાદ–ચૂમી કર-

નાર અનેક નવજુવાન, મોજીલા, રોમાંચક માનવીઓ તેની તહેનાતમાં ખડા હતા. તેના રૂપે તેને ખરેખર રૂપગર્વિતા બનાવી હતી ને પ્રમાણમાં વૃદ્ધ પતિની સરખામણીમાં આ નવજુવાન થનગનતા દેહવાળા રસિકજનો પ્રત્યે તે આકર્ષાઈ હતી.

એ આકર્ષણમાં તેમની સાથે ફરવા, હરવા, સહેલગાહ, ખેલપટોનાં દર્શન ને ઉજાણીઓની પરંપરામાંથી તેને પતિનો ભાવ પૂછવાની ફુરસદ નહોતી !

એક રાતે પતિદેવે પોતાને ખૂબ મારી છે એવો આક્ષેપ મૂકીને તેણે આ મુકદ્દમો પોતાના પતિ સામે નોંધાવ્યો હતો.

અદાલતની સહાનુભૂતિ ખેંચવા જુબાની આપતી વખતે તેનાં નેત્રમાંથી મોતી જેવાં અશ્રુબિંદુ ખરી પડતાં હતાં. પરંતુ ઊલટતપાસમાં જ્યારે તેની મોજીલી જિંદગી તથા રહેણીકરણી પર પ્રકાશ પાડતા પ્રશ્નો પુછાયા, ત્યારે આ નારીના સત્યવચનીપણા પરથી અદાલતનો વિશ્વાસ ઊડી ગયો. ને આ ફરિયાદી ખોટું બોલી શકે તેવી છે એમ નોંધી, આરોપ પુરવાર થયો નથી એમ ઠરાવીને આરોપીને અદાલતે નિર્દોષ ઠરાવીને છોડી મૂક્યો.

તે પછીથી તેઓ સાથે રહ્યાં કે નહિ, તેમની જિંદગીનું શું બન્યું તેની માહિતી નથી; પણ આ કિસ્સાએ સમાજનાં જે અનેકરંગી પાસાં ખડાં કર્યાં હતાં તે હજુ વીસરી શકાતાં નથી ને તેથી યે વધુ વીસરી શકાતી નથી કવિકલ્પનાને જેબ આપે તેવી એ માનુનીની મૂર્તિ. કેવી મોહક ! કેવી અદ્ભુત ! કેવી દિલચસ્પ ને છતાં કેવી દગાખોર !

# પાંચમો પરિચય

# ૧ : 'કજિયાનું મોં કાળું'

કેટલાક માણસોને અદાલતનો 'ચસકો' હોય છે. જેમ સિનેમા, નાટક તથા નવલકથાનો શોખ ઘણા લોકોને હોય છે તે જ રીતે 'અદાલત' તથા તેના દાવપેચ રમવાનો શોખ પણ કેટલાકોને હોય છે. તેઓ બીજાને ફસાવવામાં, બીજાને પાછા પાડવામાં, બીજાને કાયદાની બારીકીથી મૂંઝવવામાં એક પ્રકારનો આનંદ લે છે. સહેલી અને સાદી વાતને પણ તેઓ અદાલત સમક્ષ લઈ જવા ઇચ્છે છે. જેમ કોઈ સમરવીર રણક્ષેત્ર જોઈને રાચે છે તેમ આવા લોકો પણ અદાલતની શબ્દજાળ તથા કાયદાની ગૂંચાલોથી રાચે છે. તેમના જીવનનો એ જ આનંદ હોય છે.

આવા માણસો સાથે પ્રસંગ પડે છે ત્યારે કેટલીક વખત ધુરંધર વકીલો પણ ચમકી જાય તેવા માર્ગો અને રસ્તાઓ તેઓ બતાવે છે. તેમનુ મગજ એવા અટપટા પ્રશ્નો તથા બારીકીઓ ઉત્પન્ન કરે છે કે 'કાયદેબાજ' ધારાશાસ્ત્રીઓ પણ છક થઈ જાય છે.

કેટલાક માણસો ખોટા વાંધાખોરિયા હોય છે ને અદાલત દ્વારા સામો પક્ષ હેરાનહેરાન થઈ જાય ત્યાંસુધી પોતાનો તંત મૂકતા નથી. તેમાં તેઓ જાતે હેરાન થાય છે, તેમ બીજાને હેરાન કરે છે. પણ સાદી ને સરળ વાત તેમને ગમતી નથી.

તેથી ઊલટા કેટલાક માણસો એવા હોય છે કે જેઓ અદાલતના નામ સાથે જ ચમકે છે ને તેનાથી સો જોજન દૂર નાસે છે આવા માણસોના બે વર્ગો હોય છે: એક ભીરુ ને બીજો સરળ તથા સજ્જન.

ભીરુ લોકો અદાલતની વાત માત્રથી કંપે છે. શું થશે ને શું નહીં થાય તેના તર્કવિતર્કોમાં પુષ્કળ વખત કાઢે છે ને પરિણામે પોતાના વાજબી હક્કો કે કાયદેસરની સ્થિતિને પણ તજીને તથા નુકસાન ખમીને પણ અદાલતમાં ન જવું પડે તેવો રસ્તો કાઢે છે. તેઓને અદાલત પ્રત્યે કંટાળો હોય છે, તિરસ્કાર હોય છે. હજારોનુ નુકસાન તેઓ સહન કરે છે પણ અદાલતનો માર્ગ લેતા નથી. બીજો તેમને બનાવી જાય, તેમને છેતરી જાય છતાં તેઓને અદાલત તરફ એવી નફરત હોય છે, કદાચ ન છૂટકે સામો પક્ષ તેમને અદાલતે ખેંચી જાય તો તેઓ ગમે તેમ કરીને પતાવટ કરી નાખે છે.

સજ્જન અને સરળ માણસો 'કજિયાનું મોં કાળું' કરે છે. 'મારે તેની સામે અદાલતમાં નથી ઊભા રહેવું' એવી કોઈ માન્યતાને કારણે અદાલતી ઝઘડાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે. તેઓ માને છે કે અદાલતી ઝઘડાથી બંને પક્ષને નુકસાન થાય છે. તે ઉપરાંત માનસિક રાગદ્વેષ આદિ યાતનાઓ સહન કરવી પડે તે જુદી.

આવા લોકો ન છૂટકે અદાલતનો આશ્રય લે છે.

કેટલાક માણસો જરૂર પડે અદાલતમાં જવાનું વાજબી પણ ગણે છે ને યોગ્ય પણ માને છે.

ઉપર બતાવેલા જુદીજુદી જાતના માનવીઓની વાતો પરથી સવાલ એ થાય છે કે અદાલતમાં જવું સરવાળે લાભકારી છે કે નહિ?

કેટલાંક દષ્ટાંતો આપવા જેવાં છેઃ

એક 'અ' નામના માણસને 'બ' નામના માણસ પાસે રૂ. ૧૨૮નું લેણું હતું. 'બ' કહેતો હતો કે માત્ર ૧૦૦ લેણા છે ને તે આપવાને તૈયાર હતો. અંતે 'અ' અદાલતે

ગયો. કોર્ટે 'અ'ને બધા ખર્ચ સહિત રૂ. ૧૦૦ અપાવ્યા. હવે તેમાં 'બ' ને ૧૦૦ આપવા ઉપરાંત ૨૦ મુકદ્દમો લડવાનું ખર્ચ થયુ. 'અ' ને પણ તેટલું જ ખર્ચ થયું. પરિણામે 'બ'ના ખિસ્સામાંથી રૂા. ૧૨૦ ) ગયા જ્યારે 'અ' ના ખિસ્સામાં રૂ. ૮૦) આવ્યા.

ઘણા લેણદેણના કિસ્સામાં આમ જ બને છે. તેનું કારણ માનવીનો હઠાગ્રહ હોય છે.

આ અને આવા બીજા ઘણા કિસ્સા બતાવી શકાય કે જેમાં 'હા' 'ના' ને વેર થવાથી બન્ને પક્ષને ગુમાવવું પડે છે. પરંતુ માનવીની પ્રકૃતિ એવી હોય છે કે તેઓ એમ સહેજે માની જતા નથી. તેમાં જ્યારે 'હક્ક' અને તે પણ કાયદેસરના 'હક્ક'નો સવાલ ઉપસ્થિત થાય છે, ત્યારે તેમને મનાવવાનું કાર્ય સહેલું બનતું નથી.

અદાલત એ રીતે કેટલાક માટે આકર્ષણનું ને કેટલાક માટે ઘૃણાનું સ્થાન બને છે. ફોજદારી ગુનાને બાદ કરતાં દીવાની વાધાઓમાં તો અદાલત ઘણા ભાગે બહુ ઓછા કેસ્સામાં આર્થિક રીતે લાભકારી નીવડે છે.

હાઈ કોર્ટમાં લડાતા વારસા કે ટ્રસ્ટનાં મુકદ્દમામાં કેટલીક વખત કોર્ટખર્ચમા જ બધી મિલકત ખર્ચાઈ જાય છે ને પરિણામે જીતનારને પોતે સંપૂર્ણ જીતે તોપણ પાઈ રહેતી નથી. હાઈકોર્ટના રેકોર્ડમાંથી આવા અસંખ્ય કિસ્સાઓ ટાંકી શકાય છે. એ રીતે અદાલત–આજની રચના પ્રમાણેની અદાલત–બધા કિસ્સામાં લાભકારી નીવડતી નથી. આવા કિસ્સામાં બંને પક્ષો સમજીને બે સારા માણસોને પંચ નીમી ફેંસલો લે તો ન્યાય તોળાવા એટલો જ સંભવ છે તે ઉપરાંત આર્થિક રીતે તે ચોક્કસ લાભકારક છે.

## ૨ : 'કોર્ટના કીડા'

એક વર્ગ -એવો હોય છે કે જે કજિયાનો કાયર હોતો નથી તેમ જ કજિયો જાણીકરીને વધારતો નથી. વાજબી લાગે તો અદાલતે જવું એમ તેઓ માને છે, જાય છે ને લડે છે. સામા પક્ષની આડાઈ કે અયોગ્ય વર્તન તેઓ ગળી જતા નથી ને જરૂર પડે તો ખર્ચ કરીને પણ પૂરી લડત લડી લે છે. આવા માણસો હમેશાં વિશ્વસનીય હોય છે એટલે કે તેઓ વચનમાથી ફસકી જતા નથી. તેમ નબળું કે ખોટું સમાધાન કરી નાખતા નથી.

બીજો વર્ગ એવો હોય છે કે જે માત્ર લડવામાં જ માને છે. પોતાની ખોટી વાત હોય તોપણ તે માટે તેઓ લડી લે છે, અને હારે છે. હાર્યા પહેલાં તેઓ હારવાના છે એવી તેમના ધારાશાસ્ત્રીને પ્રતીતિ હોય છે. પણ જો તેમને કહેવામાં આવે કે તમે આ કેસમાં જીતશો નહિ તો તેમનો મિજાજ બરખિલાફ બને છે, ને તેઓ 'વકીલને નબળો' માની બીજાની શોધ કરે છે: આદર્શની સિદ્ધિ કરતાં આદર્શની શોધમાં જેમ વધુ આનંદ રહ્યો છે, કવિ કલાપીના શબ્દોમાં 'છે તૃષ્ણામાં મધુર સુખ ને તૃપ્તિઓ કેમ છેનાં!' તેની માફક આ લોકો કેમના પરિણામમાં રસ ધરાવતા નથી, પરંતુ કેસ લડવામાં જ અપ્રતિમ આનંદ લે છે.

'મારો નોટિસ!' ટેબલ પર હાથ પછાડીને તે કહે છે. 'ને એટલું કડક લખો કે તેના કાનનાં તમરાં ઊડી જાય!' કેમ જાણે કડક લખાણથી કાયદાએ નક્કી કરેલી સ્થિતિમાં ફેર પડતો હોય!

જવાબ આવ્યો છે એવી તેને ખબર આપવામાં આવે એટલે તે એક બીજું ભાષણ કરે છે. જવાબનો પ્રત્યુત્તર લખવાનું કહે છે. આમ લખો ને તેમ લખો એવી વાત કરે છે ને સામાન્ય રીતે જે બાબત બે નોટિસથી પતે તે માટે છ નોટિસો લખવી પડે છે.

જ્યારે કેસ આગળ વધે છે ત્યારે તો એ ખરા 'ફોર્મ'-માં આવી જાય છે. અદાલતમાં શું કહેવું તેની રૂપરેખા વારંવાર તે આપી જાય છે. 'આ તો જરૂર કહેજો! આ વાત તો તેનું માથું ભાંગી નાખે તેવી છે.' કાયદેસર ન પૂછી શકાય તેવા સવાલો પૂછવાનો પણ તે ખાસ આગ્રહ રાખે છે. તેને નુકસાન થાય તેવો સવાલ હોય તોપણ તે પૂછવું એવો તેનો આગ્રહ હોય છે. એ પ્રશ્નો ને એ જવાબોમાં તે રત થઈ જાય છે. તે પછી પોતાને કાંઈ કહેવાનું હોય ત્યારે જાહેર સભામાં બોલતા વક્તાની અદાથી તે કોર્ટ સમક્ષ પોતાનો 'કેસ' રજૂ કરે છે.

'કરો અપીલ! પહેલી અપીલમાં હારશું તો કરીશું બીજી અપીલ,' 'જેટલી કોર્ટો હોય તેટલી બધાયમાં જવું, તેમાં બીજું શું? એની ઉપર કયાં બીજી કોર્ટ નથી?' આવી બેપરવાહી ને હઠીલી તેની વલણ હોય છે. એક કેસમાં જેટલી અપીલો થઈ શકે તેટલી કરવામા તેને આનંદ આવે છે. કોર્ટ લડવી એ તેમને મન એક મહામૂલો અવસર છે, જીવનની એક અમૂલી લહાણ છે: તેમના જીવનનો એ આનંદ હોય છે. તે માટે એ ખર્ચ કરે છે, દિવસોના દિવસો હેરાન થાય છે. રાતદિવસ એની ચિંતામાં જ રહે છે, પણ 'કોર્ટે લડ્યા વિના' સામાના કાયદેસરના અને ખરા મુદ્દાને પણ તેઓ સ્વીકારી નમતું આપતા નથી.

ઘણી વખત તેઓ નાણાંથી પાયમાલ થાય છે. ને પાયમાલીમાં રખડતા જોવામાં આવે છે. કેટલાક એ જ કારણે દીવાના જેવા બને છે ને પરિણામે વકીલો, સોલિસિટરો સામે તહોમતનામું પોકારતાં દીવાનાની જેમ આથડે છે.

લડતની આ પ્રકૃતિ આપણા દેશમાં હશે એમ માનવાનું કારણ નથી. બીજા દેશમાં પણ હશે. આપણે તે જાણતા નથી પણ આપણા દેશની કાયદાની કેટલીક પ્રથાઓ એવી છે કે જે માણસને ખોટા ખર્ચમાં ઉતારે છે, ખોટી રીતે લડવા તેને લલચાવે છે ને ખોટાનો આશ્રય લઈને પણ સાચને જીતવાની વૃત્તિ પ્રેરે છે.

## ૩ : જ્યાં બિલ બનાવવાનો પણ ચાર્જ થાય છે.

અદાલત એક જરૂરી અનિષ્ટ છે. જ્યાંસુધી સમાજના સભ્યો નિર્મોહી અને નિઃસ્વાર્થી નથી બન્યા, જ્યાંસુધી સમાજમાં લોભ, મોહ, મદ, મત્સર અને આસુરી ભાવનાઓ પ્રસરેલી છે ત્યાંસુધી અદાલતોની જરૂર રહેશે.

આજની અદાલતો કેટલાક કિસ્સામાં સમાજને ભારરૂપ બને છે તેનાં બે કારણો છે: એક તો કાયદા અને નિયમોનાં સ્વરૂપો તથા બીજું વકીલાત એ ધંધો છે તે.

આજની અદાલતોની પદ્ધતિ લંબાણને ઉત્તેજે છે. તેના કાનૂનો વધુ ને વધુ ખર્ચને અનિવાર્ય બનાવે છે. એક સગીરની મિલકત અંગેના ઝઘડામાં ન્યાયમૂર્તિને સખત શબ્દોમાં કહેવું પડયું હતું કે, આ કિસ્સામાં સગીરની જે મિલકત છે તે બધી આ મુકદ્દમો લડવામાં ચવાઈ ગઈ છે ને સગીર જીતે તો તેના ખિસ્સામાં એક પાઈ પણ રહેશે નહિ. આવી

ભયંકર ખર્ચાળ પદ્ધતિ નાબૂદ થવી જોઈએ,

આપણી અદાલતોની આ ખર્ચાળ પદ્ધતિનું મૂળ કારણ એ છે કે તે ઇંગ્લેંડથી આયાત થયેલી છે. સૉલિસિટરો, સીનિયર કાઉન્સેલ ને જુનિયર કાઉન્સેલ, કૉન્ફરન્સ ને મંત્રણા વગેરે એમ એટએટલી વસ્તુઓ હોય છે કે દરેકેદરેક તબક્કે અદાલતે જનારના સેંકડો રૂપિયા બરબાદ જાય છે. મૂળ રકમ કરતાં દાવાનું ખર્ચ વધી જાય છે ને અંતે જીતનારને પણ આર્થિક રીતે ભારે નુકસાન સહન કરવું પડે છે.

મુંબઈ–કલકત્તા જેવાં સ્થળે હાઈકોર્ટ માટે સૉલિસિટરોની પેઢીઓની પદ્ધતિ છે. આ પદ્ધતિ લંડનની નકલ છે. આથી અસીલોને બમણા ખર્ચમાં ઊતરવું પડે છે. સૉલિસિટરોનાં કેટલાંક બિલો તો વાંચવા જેવાં હોય છે. નમૂનો આ નીચે આપ્યો છે :

| | |
|---|---|
| નોટિસ લખવાના | રૂ. ૫–૦–૦ |
| નોટિસનો જવાબ આવ્યો તે વાંચવાના | રૂ. ૨–૦–૦ |
| નોટિસનો જવાબ આવ્યો તેના ટેલિફોન પર તમને ખબર આપવાના | રૂ. ૧–૦–૦ |
| નોટિસના જવાબનો જવાબ આપવા તમો આવ્યા તેના તમારી સાથે વાતચીતની, ત્રીસ મિનિટના | રૂ. ૧૫–૦–૦ |
| બૅરિસ્ટરને ત્યાં કેસ સમજાવવા જવા કૉન્ફરન્સના | રૂ. ૩૦–૦–૦ |
| કાયદાના આધારો જોવા–તપાસવાના | રૂ. ૫૦૦–૦–૦ |
| આ બિલ બનાવવાના | રૂ. ૨–૦–૦ |

પાંચહજારના દાવામાં પાંચહજારનું ખર્ચ થઈ જાય તે પણ શક્ય છે. ઉપરાંત સામા પક્ષનું ખર્ચ આપવું પડે

તે જુદું!

દાક્તરનો ધંધો લોકો માંદા પડે તો જ ચાલે. ઇજનેરોનો ધંધો લોકો મકાનો બંધાવે તો ચાલે. તેવી જ રીતે લોકો લડે તો જ વકીલોનો ધંધો ચાલે; કારણકે કમાણીનું તેને માટે એ એક જ સાધન છે કાયદા પ્રમાણે વકીલથી બીજો કોઈ ધંધો કે નોકરી થઈ શકતાં નથી એટલે એક વખત તેના હાથમાં જે 'ફળ' મળ્યું તેમાંથી જેટલો રસ ચૂસી શકાય તેટલો ચૂસવા તે પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે. ન કરે તો તેને ભૂખે મરવાનો વખત આવે.

આવાં અનિષ્ટો બે રીતે સુધરી શકે: એક તો અદાલતી કાનૂનોમાં ફેરફાર કરીને, ખર્ચ ઓછું આવે ને સમય ઓછો લાગે એવી પદ્ધતિ દાખલ કરીને.

બીજો રસ્તો વકીલોની સંસ્થાની પુનર્રચના કરવાનો છે. એનો મુખ્ય મુદ્દો વકીલોની સંખ્યાને મર્યાદિત કરવાનો હોવો જોઈએ. અમુક વિભાગમાં અમુક જ સંખ્યાથી વધુ વકીલો ન હોઈ શકે એવી રચના કરવી જોઈએ કે જેથી દરેકને તેના ગજા પ્રમાણે મળી રહેશે ને ઇરાદાપૂર્વકની ચૂસણનીતિને ઓછો અવકાશ રહેશે.

પણ આપણા દેશમાં કે કોઈ દેશમાં હજુ આ માર્ગે અદાલતો સુધરી હોય તેવું જણાયું નથી.

## ૪: 'પ્રણાલિકા'નું પાખંડ

"કાયદાનાં પુસ્તકો તો માત્ર સિદ્ધાંતો સ્થાપે છે; પરંતુ તે કાયદાના સિદ્ધાંતો મુજબ કોર્ટે કરેલા હુકમોનો અમલ તો 'ઑફિસ' કરે છે. આ અમલની રીતો 'ઑફિસ' પ્રણાલિકા ઉપર આધાર રાખે છે. પ્રણાલિકા એટલે પહેલાંનો

દાખલો. પહેલાં કોઈ વખત આવું કાર્ય થયું છે કે નહીં ને થયું હોય તો તે વખતે કેવી રીતે તે કરવામાં આવ્યું હતું તેનો રેકૉર્ડ જોવામાં આવે છે ને તે મુજબ જ કરવામાં આવે છે, પણ ન નીકળે તો શું કરવું તેની કોઈને સૂઝ પડતી નથી. તે વખતે ઑફિસ–પંડિતો એકઠા મળી મંત્રણા કરે છે. ઑફિસના આ જૂના કારકુનોને સામાન્ય રીતે 'રાવ-સાહેબ,' 'દાદા' એવા હુલામણા નામથી ખુશી રાખવામાં આવે છે. 'રાવસાહેબ' ખુશ હોય તો તમારા કાર્યનો માર્ગ સરળ થઈ જાય છે. 'રાવસાહેબ' ઘોરણસરની વાત પર ચડી જાય તો ત્રણ દિવસે પણ તમારો પત્તો ખાતો નથી ને તમે તેની સામે ફરિયાદ કરી શકતા નથી; કારણકે એ તો બધું 'રસમ' મુજબ જ કરે છે, એટલે તે નિયમ-વિરુદ્ધ વર્તે છે તેમ કહી શકાતું નથી!

માનો કે તમારી તરફેણમાં હુકમનામું થયું. માનો કે સામાવાળા સામે તમારે તત્કાળ ટાંચ કાઢવાની છે. તે માટે પહેલાં તો તમારે હુકમનામાની નકલ મેળવવી જોઈએ. તે મેળવવા માટે અરજી કરવી જોઈએ. અરજી કરીને તમે કારકુન પાસે ગયા. એક ઉપર પાંચ મિનિટ થઈ ગઈ. કારકુન તમારી સામે પણ જોશે નહિ એક વાગી ગયો, હવે કાલે. ઑફિસનો નિયમ છે કે એક વાગ્યા પછી અરજી ન લેવી, છતાં સાહેબને અરજી કરો. અરજી કરીને પૂછો: 'હુકમ-નામું ક્યારે મળશે?' જવાબ મળે છે. 'ત્રીજે દિવસે!' 'ત્રીજે દિવસે?' તમે આશ્ચર્યથી બોલો છો. 'હા' નિયમ છે, તૈયાર થતાં બે દિવસ લાગે છે છતાં તમારે આજ ને આજ જોઈતું હોય તો સાહેબને અરજી કરો.' વળી અરજી! હુકમનામું મળે પછી ટાંચ માટે અરજી કરવાની, ટાંચ

ક્યારે તૈયાર થશે? 'ચોથે દિવસે!' 'પણ રાવસાહેબ, ચાર દિવસમાં તો પેલો ભાગી જાય.' 'તો કરો સાહેબને અરજી કે આજ ને આજ તૈયાર કરવાનો હુકમ આપે!'

આમ નિયમ–ઉપનિયમ ને અરજીઓમાં જ અસીલનો દમ નીકળી જાય. ઑફિસની રસમ એટલે દીવાલ સાથે માથું અફાળવાનું. જરાક નજીવી ક્ષતિ હોય પણ તે તો મચક ન આપે. એ જ ઑફિસ જ્યારે તમારા ઉપર તુષ્ટમાન હોય ત્યારે તમને એવો માર્ગ બતાવે કે તમારું કાર્ય બરફ પર લપસતા માનવી જેવું સરળ બને. એ ઑફિસ તો ન્યાયમૂર્તિનું પણ માર્ગદર્શન કરે છે. હોશિયારમાં હોશિયાર ન્યાયાધીશ પણ કેટલીક વખત ઑફિસ આગળ લાચાર બને છે. ગૂંચોનો ઉકેલ ઑફિસ જ કરી આપે છે.

એવી આ, 'ઑફિસ,' આજના તુમારશાહીરૂપ નોકરશાહીનું સર્જન છે ને તે તુમારશાહી જશે ત્યારે જ તેનો અંત આવશે.

અદાલતમાં પણ ઘણી બાબતો 'Practice'–પ્રણાલિકા ઉપર જ ચાલે છે. કેટલાક કાયદા લેખિત હોય છે. કેટલાક કાનૂનો અણલખ્યા હોય છે. અણલખી બાબતો પ્રણાલિકા (Practice) મુજબ ચાલે છે. અદાલતી ભાષામાં તેને Practice of the Cort–અદાલતી પ્રણાલિકા કહે છે.

એક કાયદાના મુદ્દા પર જુદીજુદી હાઈકોર્ટોના જુદાજુદા ચુકાદા હોય છે. તે મુજબ એક જ બાબત પર જુદીજુદી કોર્ટોની જુદીજુદી પ્રણાલિકાઓ હોય છે અને આ પ્રણાલિકાઓનું મહત્ત્વ તથા સત્તા કાયદા જેટલાં જ હોય છે. એથી ઘણી વખત એક પ્રાંત કે તાલુકાની અદાલતમાં વકીલાત કરતા વકીલને બીજા પ્રાંત કે અદાલતમાં વકીલાત કરવા જતાં મુશ્કેલી નડે છે, પણ આ કારણે જ એક

અદાલતનો સારામાં સારો ગણાતો ધારાશાસ્ત્રી બીજી અદાલતનાં વકીલ મંડળોમાં એટલી છાપ પાડી શકતો નથી.

કાયદાની આ ચુંગાલોરૂપી અટવી તથા ભુલભુલામણી સામાન્ય માણસને મૂંઝવનારી નીવડે છે. કેટલીક વખત આ પ્રણાલિકાઓ ન્યાયને અન્યાયમાં પલટાવી નાખે છે. એક માણસનું લેણું વસૂલ કરવા બીજા માણસની મિલકત અટકમાં લેવાની હોય છે. પણ ઑફિસ તેના નિયમો ઉપ-નિયમોમાં અટવાઈ જાય ને વિલંબ કરે ત્યાં તો પેલી મિલકત 'છૂ' થઈ જઈ શકે છે ને પરિણામે અદાલતે જેનું લેણું વસૂલ કરવાનો હક્ક આપ્યો છે તેનું લેણું વસૂલ થતું નથી ને તેને અન્યાય થાય છે. કાયદાના આ તંત્રને બદલે જૂના વખતની એક ઘા ને બે કટકાવાળી ન્યાયપદ્ધતિ વધુ સારી હતી કે નહીં તેવો પ્રશ્ન પણ વિચારવંતોના મગજમાં સ્ફુરે છે. પરંતુ આ દુનિયામાં કોઈ પણ ક્ષેત્રમાં બિલકુલ ક્ષતિ ન હોય તેવી પદ્ધતિ હજુ સુધી શોધાઈ નથી ને માનવસ્વભાવ જેવો છે એવો રહે ત્યાંસુધી શોધાશે કે કેમ તે શંકા છે.

## ૫ : 'કમબખ્તીનો પ્રારંભ'

અદાલતમાં જનારની ખરી તકલીફ ન્યાયમૂર્તિ સમક્ષ ધારાશાસ્ત્રીઓનાં અપૂર્વ દ્વંદ્વના વિરામ સાથે પૂરી થતી નથી. ખરી રીતે તો તે પછી જ તે શરૂ થાય છે. એક સાદો જ દાખલો લઈએ.

ધારો કે 'ક' નામના માણસની ધરપકડ કરવામાં આવી. નિયમ મુજબ તેને માજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવામાં આવ્યો. એક સારા વકીલે તેને જામીન પર છોડવા એક અરજ કરી.

અરજ નામંજૂર થઈ. 'કાંઈ હરકત નહિ, આપણે અપીલ કરીશું,' ધારાશાસ્ત્રી હિંમતભેર આશ્વાસન આપે છે. અપીલ થાય છે. સેશન્સ કોર્ટમાં અપીલ રદ જાય છે. 'હજુ હાઈકોર્ટ છે ને ?' વળી વધુ ખર્ચ ને બૅરિસ્ટરોની દલીલબાજી પછી હાઈકોર્ટ હુકમ આપે છે કે એને રૂ. ૫૦૦૦)ના જામીન પર છોડવો. વકીલની છાતી ગર્વથી ફુલાય છે. અપીલ કરનાર આનંદ પામે છે જીત્યાનો બધા ગર્વ લે છે પણ પછી ? પછી જ તેની કમબખ્તી શરૂ થાય છે.

હુકમ તો થઈ ગયો પણ તે હુકમનો અમલ થાય ને તે મુજબ 'ક' જેલમાંથી છૂટે તેની વચ્ચે જે મુશ્કેલીઓ અનુભવવી પડે છે તે તો વીતી હોય તે જ જાણે!

જેલવાળો કહેશેઃ હજુ અમને માજિસ્ટ્રેટ તરફથી સૂચના મળી નથી. માજિસ્ટ્રેટ કહેશે કે સેશન્સ કોર્ટ તરફથી લખાણ આવ્યું નથી. સેશન્સ કોર્ટ કહેશેઃ 'હજુ હાઈકોર્ટનો હુકમ અમને મળ્યો નથી. અમારે તો હાઈકોર્ટનો સહીસિક્કાનો કાગળ જોઈએ.'

હાઈકોર્ટનો ચુકાદો આવ્યો પણ ચુકાદાની નકલ તૈયાર થાય, તેના પર સહી થાય પછી તે ચુકાદો રવાનગી વિભાગ તરફ જાય, તે વિભાગ સેશન્સ કોર્ટને મોકલે. તે કોર્ટ મૂળ માજિસ્ટ્રેટને મોકલે ને માજિસ્ટ્રેટ જેલરને લખે.

ચુકાદો તૈયાર હોય તોપણ રવાનગી વિભાગમાં ન જાય ને ત્યાં તે ન આવ્યો હોય તો તમારે ભીંત સાથે માથું અફાળવાનું જ રહે 'રાવસાહેબ' પાષાણમૂર્તિ જેવા બેઠા હોય. 'અમચીકડે કાંઈ નહિ.' કરી તમને તે બરોબર 'ચાટ' પાડે. જવાબ જ ન આપે ચુકાદાની સાચી નકલ આવે પછી જ તેમનું કામ શરૂ થયું. ચુકાદો વળી સાહેબના ટેબલ

પર પડ્યો હોય–ઘણા કાગળો વચ્ચે. કદાચ સહી થઈ ગઈ હોય, તોપણ પટાવાળો લાવ્યો ન હોય. આ બધો વખત તમારે સદાવ્રતને બારણે ભિખારીઓ ઊભા હોય ને ચપટી દાળિયાની રાહ જોતા હોય તે રીતે ઊભા રહેવાનું. અહીંથી તહીં ને આ વિભાગમાંથી તે વિભાગમાં ફૂટબોલની માફક અટવાયા કરવાનું!

એ બધું બને છતાં એક બીજી મુશ્કેલી ઊભી થાય છે. લાયક જામીન કોણ?

તમે લાખ રૂપિયાના આસામીને લઈ ગયા હો પણ પોલીસ કહેશે: 'અમે ઓળખતા નથી!' માજિસ્ટ્રેટ કહેશેઃ 'ઊભા રહો, પોલીસનો રીપોર્ટ મંગાવું કે આ લાયક જામીન છે કે નહિ. ઘરનું મકાન હોય તો તેના દસ્તાવેજ લાવવા પડે. તે લાવ્યા પછી પણ તે દસ્તાવેજોમાં જે નામ છે તે જ તમે છો એવી ખાતરી કે પુરાવો જોઈએ. કદાચ તમે બીજાના દસ્તાવેજ લાવ્યા હો તો?

ઘણી વખત માજિસ્ટ્રેટના જામીનનો હુકમ પોલીસ આ જામીનની લાયકાતના પ્રશ્ન પર ખોરંભે પાડી શકે છે. એ રીતે ચુકાદા અને મુક્તિ વચ્ચે તમારે સાત–સાત સાગરો ઊતરવાના હોય છે અલબત્ત, 'નગદનારાયણ' હોય તો કાર્ય ઝડપી બને છે પટાવાળાને પાનના પૈસા જોઈએ કારકુનને 'ચા' જોઈએ ને જેમ યંત્રના ચક્રોમાં તેલ પૂરતાં તે ઝડપથી ચાલે છે તેમ નાણા આ ચક્રોને જલદી ગતિમાન કરી શકે છે!

ઇજનેર યોજના ઘડે છે. અપૂર્વ 'પ્લાનો' રચે છે

પણ ઈંટ તો કડિયો જ મૂકે છે. કેટલાયે કિસ્સામાં ઇજનેર ઈંટ મૂકવાનું જાણતો નથી હોતો. તે જ રીતે કાયદાની લડાઈ વકીલો જીતે છે. ન્યાયમૂર્તિ કાયદાનાં ફરમાનો સુણાવે છે પણ એને અમલમાં મૂકનાર તો અદાલતની 'ઑફિસ' છે.

અદાલતી ચક્રોમાં આ 'ઑફિસ' એ એક વિચિત્ર પ્રાણી છે. 'ઑફિસ' તમને રમાડી શકે છે, બનાવી શકે છે. મૂંઝવી શકે છે. કાયદાનાં કે ચુકાદાના હેતુને વિલંબમાં નાખી શકે છે. કોઈ વખત નકામાં બનાવી શકે છે. 'ઑફિસ' એ તો મુખ અને જઠર વચ્ચેની વાહક નળી જેવી છે, તેના વિના તમારો કોઈ વ્યવહાર ચાલે નહિ.

નોકરશાહીની પુરાણી ઢબ, કારકુનશાહીની રૂઢ પ્રણાલિકાઓથી જડ બનેલી આ 'ઑફિસ' ઘણી વખત બહુ વિચિત્ર પરિસ્થિતિ પેદા કરે છે. અદાલતમાં કાયદાની જટિલ લડતોનો વિજેતા કુશાગ્રબુદ્ધિ ધારાશાસ્ત્રી પણ આ 'ઑફિસ' આગળ 'ત્રાહી' પોકારી જાય છે ને નમતું જોખે છે. મૂંઝવણમાં મૂકવાનો માર્ગ 'ઑફિસ' જાણે છે અને તેવી મૂંઝવણમાંથી બહાર નીકળવાનો માર્ગ પણ 'ઑફિસ' જાણે છે!

આજની કાયદાની અદાલતોનું આ 'અંગ' એ એક અનોખો અભ્યાસનો વિષય છે; કારણકે કાયદાનાં ફરમાનોનો અમલ તો તે જ-કરે છે. અમલ કેમ થઈ શકે તેના નિયમો ને પેટા-નિયમો તેની પ્રણાલિકાઓ ને રૂઢિઓ, તેના લખાણનાં નિશ્ચિત શબ્દો ને તેની કામ કરવાની ઢબ ને પદ્ધતિઓ—એ બધું એક નવો જ પ્રદેશ ખડો કરે છે!

## ૬ : વહીવટી તંત્રનો ડર

અદાલતના આદેશને અમલમાં મૂકવાનું કાર્ય તો વહીવટી તંત્રનું છે ને તેવું તંત્ર તે આદેશને અમલમાં ન મૂકે તો શું ?

વહીવટી તંત્ર તથા પ્રજા વચ્ચે અથડામણ થાય ત્યારે વહીવટી તંત્રને કાબૂમાં રાખનાર લગામ તરીકે અદાલત કાર્ય કરે છે. પરંતુ જે વહીવટી તંત્રે અદાલતને સ્થાપી છે, જે તંત્રે તેના ન્યાયમૂર્તિઓને નીમ્યા છે ને જે તંત્ર તેમની નોકરી તથા પગાર તથા બઢતીનું નિયમન કરે છે, તે તંત્રથી અદાલત સ્વતંત્ર રીતે વર્તી શકે ? એવો પ્રશ્ન સામાન્ય રીતે ઉપસ્થિત થાય છે.

એક દૃષ્ટિએ જોઈએ તો અદાલતના અમલદારોનું અસ્તિત્વ વહીવટી તંત્ર પર આધાર રાખે છે. પરંતુ પ્રજામાં વિશ્વાસ ઉત્પન્ન કરવા અદાલત વિષે કેટલાક નિયમો પાળવામાં આવે છે.

પહેલો નિયમ એ છે કે દરેક ન્યાયમૂર્તિ તેની ગાદીએ કાયમ ગણાય છે. તેને રુખસદ આપવાની સત્તા મર્યાદિત હોય છે. જ્યાંસુધી તે તેનો હોદ્દો સદ્વર્તનથી શોભાવતો હોય ત્યાંસુધી તેને તે હોદ્દા પરથી દૂર કરી શકતો નથી.

અલબત્ત લાંચરુશવત જેવા કિસ્સામાં તેને બરતરફ કરવામાં આવે છે; પરંતુ તે સિવાય જો તે વહીવટી તંત્રથી સ્વતંત્ર રહેવા ઇચ્છે તો રહી શકે છે ને વહીવટી તંત્ર તેને દૂર કરી શકતું નથી.

પરંતુ પગાર–વધારો, બઢતી તથા માફક આવે કે ન આવે તેવાં સ્થળોની નિમણૂક વહીવટી તંત્રના હાથમાં

હોય તો તે ધારે તો હેરાન કરી શકે છે.

એટલે સામાન્ય રીતે જિલ્લાઓ તથા તાલુકાઓમાં ન્યાયતંત્રના નાના અમલદારોમાંના ઘણા વહીવટી તંત્રથી જોઈએ તેવી સ્વતંત્રતા દાખવી શકતા નથી. તેમના વર્તન પર જિલ્લાનું પોલીસ મંડળ દેખરેખ રાખે છે ને તેના વિષે ઉપર અહેવાલ મોકલે છે.

ઘણા જિલ્લાઓમાં પોલીસનો વહીવટ સડેલો હોય છે. કેટલાય કેસોમાં તેઓ કેટલીક પતાવટો પણ કરે છે. ખોટા પુરાવા ઊભા કરે છે. નિર્દોષ પ્રજાજનોને રંજાડવાના કિસ્સા પણ બને છે. આવી બધી બાબતો જ્યારે ન્યાયમૂર્તિના લક્ષમાં આવે ત્યારે તે પોલીસની સખત ખબર લઈ નાખે છે. પરંતુ એવી સખત ખબર લેવાનું ખમીર દાખવનારની સંખ્યા મોટી હોતી નથી. બીજાઓ પોલીસને ખોટું લગાડ્યા વિના ન્યાયના સિદ્ધાંતને અનુસરે છે. જ્યારે પોલીસની શેહમાં દબાતા હોય તેવા દાખલા પણ બને છે.

એ રીતે ન્યાયતંત્ર વહીવટી તંત્રથી જ સ્વતંત્ર રહે તેવી સૈદ્ધાંતિક વ્યવસ્થા હોવા છતાં દરેક સ્થળે તેમ બનતું નથી.

પરંતુ જ્યાં ન્યાય કોઈ યંત્રથી નહિ પણ માનવીથી આપવાનો છે ને જ્યાં હજુ ઉચ્ચ સિદ્ધાંતોની વ્યાપક સ્થાપના થઈ નથી ત્યાં આવું બનવાનું ખરું.

યુરોપ–અમેરિકામાં પણ આપણા કરતાં જુદી સ્થિતિ હશે તેમ માની લેવાની જરૂર નથી. ઊલટું ત્યાં તો અહીંથી પણ કેટલાક બદત્તર કિસ્સા સાંપડશે.

ઇંગ્લેંડમાં ન્યાયતંત્ર વહીવટી તંત્રથી જેટલું સ્વતંત્ર છે તેટલું બીજા એકે દેશમાં નથી. તે તંત્રમાં ત્યાંના વડા

પ્રધાન સામે પણ કેસ ચાલી શકે છે. ત્યાં ન્યાયકોર્ટ સમક્ષ ગાદીપતિ તથા શાહજાદો ન્યાય માટે જઈ શકે છે ને સામાં પક્ષકારને તેનો ભય લાગતો નથી.

કારણ કે ખુદ ઇંગ્લેંડ પૂરતી તો ઇંગ્લેંડની પ્રજા અતિ સ્વાતંત્ર્યપ્રેમી છે ને તે કારણે તેણે ત્યાંની અદાલતોને ખૂબ જ મહત્તા આપેલી છે ને તેને અતિ સ્વતંત્ર રાખેલી છે.

## ૭ : વિષાદમય સ્થિતિ

'આરોપીના વકીલના દોષની શિક્ષા આરોપીને ન થવી જોઈએ. આરોપીના વકીલે અદાલતનો સમય બગાડ્યો છે માટે આરોપીની જામીનની અરજી રદ કરવામાં આવે છે એવું આ માજિસ્ટ્રેટે લખ્યું છે તે ઠપકાપાત્ર છે. આરોપીની અરજીનો નિર્ણય તે અરજીના ગુણદોષ ઉપર થવો જોઈએ અને નહિ કે તેના વકીલની વર્તણૂક પર.'

ઉપર મુજબનું વિધાન એક હાઈકોર્ટે તેની સમક્ષ રજૂ કરવામાં આવેલી એક અપીલ દરમ્યાન કર્યું હતું. આ વિધાન કાંઈ નવું નથી. કોઈ પણ સમજુ ને ન્યાયપરાયણ માણસ તેને સ્વીકારે ને વાજબી ઠરાવે તેવું છે ને તે છતાં આજની અદાલતોમાં આવા કિસ્સા બને છે.

એ કિસ્સા એવા હોય છે કે જેમાં પક્ષકારના કેસના ગુણદોષને અદાલત વીસરી જાય છે ને પક્ષકારના વકીલનો ધંધાદારી ગુણદોષ કે અદાલત તરફની વર્તણૂક પર નિર્ણય થાય છે.

'કોણ વકીલ છે?'

'મિ૦ ..........'

'થઈ રહ્યું. ત્યારે તો હવે તમારું આવી બન્યું! એને ને માજિસ્ટ્રેટને ઉંદર–બિલાડી જેટલો પ્રેમ છે એટલે એના કેસમાં તો ઊંધું જ મારે છે.'

કેટલાક વખત ઉપર મુજબનો વાર્તાલાપ સાંભળવા મળે છે. ન્યાયમૂર્તિ એ પણ માનવી છે. તેનામાં માનવ-સહજ નબળાઈઓ હોય છે. કેટલીક વખત કોઈ વકીલ સાથે તેને આડવેર બંધાઈ જાય છે. અંગત બોલાચાલી થઈ જાય છે. એટલે જ્યારે તે વકીલ કોઈ કેસમાં આવે છે, ત્યારે ન્યાયમૂર્તિના મગજમાં અગ્નિ ધૂંધવાય છે. ન્યાયની સમતુલા ગુમાવાય છે ને વકીલ સાથેના પૂર્વગ્રહો ને રોષ જાગૃત થાય છે. કેસના ગુણદોષ ભૂલી જવાય છે ને ન્યાયનો રસ્તો ચુકાય છે.

દીવાની દાવો હોય તો આવા વકીલનો પક્ષકાર હારી જાય તેવો સંભવ રહે છે ને ફોજદારી હોય તો દંડ કે જેલ થઈ જાય છે. સજા શું કરવી તે માજિસ્ટ્રેટની સંપૂર્ણ ન્યાયબુદ્ધિ પર અવલંબે છે. દંડથી પણ ચાલે ત્યાં કેદ પણ આપી શકે છે. ઉપર લખ્યા તેવા કિસ્સામાં આવા વકીલના અસીલને દંડને બદલે જેલ ભોગવવી પડે છે

કેસ ચાલતી વખતે આવા વકીલને કેટલીયે સગવડો જોઈએ તે મળતી નથી. મુદતની સગવડ અપાતી નથી, જામીન અપાતા નથી અને દાવો હોય તો હપ્તા વાજબી મળતા નથી.

આ જાતના બનાવો બન્યા કરે છે—જો કે દરેક અદાલતમાં આ બનતું નથી પણ જે બને છે તેમાં અદાલત સમક્ષ ન્યાય લેવા જનારને તેનો કોઈ દોષ ન હોવા છતાં અન્યાયના ભોગ થવું પડે છે.

આ પ્રશ્નની એક બીજી બાજુ છે ને તે છે કેટલાક વકીલોની પોતાની અનાવડત, ધૂર્તતા, જડતા કે પોતાની મર્યાદા સાચવી શકવાની અશક્તિ.

વકીલોની અનાવડતને કારણે પણ કેટલાક પક્ષકારો નુકસાન સહન કરે છે. કેટલાક પ્રશ્નો સાક્ષીને સારો ને હોશિયાર વકીલ ન જ પૂછે, જ્યારે બીનઅનુભવી કે કાચો વકીલ એવા પ્રશ્નો પૂછી મારે કે ઊલટો તેના અસીલ સામેનો કેસ મજબૂત બને. એવા પણ કિસ્સા બને છે કે જેમાં ફરિયાદી પણ પોતાનો કેસ પુરવાર કરવામાં નિષ્ફળ ગયો હોય તેવા સંજોગોમાં બચાવ પક્ષના વકીલની અનાવડતને કારણે જ ફરિયાદી જીતી જાય છે કેટલાક તદ્દન જીતી શકાય તેવા કિસ્સામાં પણ યોગ્ય સંચાલન ન કરવાને કારણે પક્ષકારો હારી જાય છે.

કેટલાક વકીલો વકીલ તરીકેનો પોતાનો મોભો કે દરજ્જો સાચવતા નથી કેટલાક કેસ ચલાવવામાં ધૂર્તતા કે અયોગ્ય માર્ગો ને રીતિઓ ગ્રહણ કરે છે. આવા વકીલોની છાપ અદાલત પર સારી હોતી નથી. તેથી કોઈ વખત તેમનો કેસ સાચો હોય, તોપણ ધૂર્ત વકીલને કારણે એ કેસમાં કાંઈક 'દાળમાં કાળું' હશે તેવી શંકા રહે છે ને અન્યાય થવા સંભવ રહે છે.

એ રીતે ન્યાયનું શુદ્ધ ને પવિત્ર કાર્ય કલંકિત બને છે, અશુદ્ધ બને છે.

આ વસ્તુનો ઉપાય થઈ શકે–જો કે તે સંપૂર્ણ તો ન જ હોઈ શકે; કારણકે માનવી તે યંત્ર નથી તે માનવી છે ને તે પૂરતી ક્ષતિ તો રહેવાની જ.

## ૮ : કેટલીક વિચિત્રતાઓ

અદાલતોનો પુરાવાનો કાયદો કેટલીક વખત એવો વિચિત્ર બને છે કે છડેચોક ખૂન કરનાર નિર્દોષ ઠરી છૂટી જાય છે ને તદ્દન બીનગુનેગાર પણ ફાંસીએ ચડી જાય છે– જો કે આ કંઈ હમેશાં બનતું નથી.

શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં કાયદાની પરિભાષામાં જ વાત કરીએ તો કહેવું પડે કે પુરાવાના કાયદાનું જે ઘડતર થયું છે તેવું ઘડતર બીજા એકે કાયદાનું થયુ નથી. આજથી સો વર્ષ પહેલાં હિંદના 'પિનલ કોડ'ની રચના થઈ. પરંતુ તેમાં માત્ર રાજ્યદ્વારી કલમો સિવાયની બીજી એકે કલમમાં સુધારો થયો નથી કે કરવા જેવો લાગ્યો નથી બીજા બધા કાયદામાં વર્ષે–બે વર્ષે સુધારાવધારા થાય છે. પરંતુ પુરાવાનો-કાયદો એ એક સંપૂર્ણ કાયદો છે, તેમાં કદી કોઈએ ફેરફાર સૂચવ્યો નથી કે કર્યો નથી. તેની શબ્દરચના ખૂબ જ સંગઠિત તથા સ્પષ્ટ છે તે સરળ હોવા ઉપરાંત ખૂબ જ ચોક્કસ છે ને આખા પુરાવાના વિરાટ ક્ષેત્રને બહુ જ ઓછી સંખ્યાની કલમોમાં મર્યાદિત કરી શકાયુ છે. એટલે માત્ર કાયદાશાસ્ત્રીની દૃષ્ટિએ જોઈએ તો પુરાવાના કાયદાનું ઘડતર એક અપૂર્વ વસ્તુ છે એમ કહી શકાય.

પણ એ વાત જવા દઈએ અહીંનો પુરાવાનો કાયદો ઇંગ્લૅંડના પુરાવાના કાયદા ઉપર રચાયો છે, છતાં તેમાં કેટલાક મહત્ત્વના ફેરફારો છે દાખલા તરીકે ઇંગ્લૅંડમાં આરોપી ઇચ્છે તો જુબાની આપી શકે છે ને પોતાની ઊલટ-તપાસ થવા દે છે. અહીં આરોપીની ઊલટતપાસ થઈ શકતી નથી કે તેની જુબાની લેવાઈ શકતી નથી.

મુંબઈમાં 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' કે 'જન્મભૂમિ' નામનું અખબાર નીકળે છે એવી જુબાની કોર્ટ સમક્ષ ન પડી હોય તો તેવાં છાપાં પ્રસિદ્ધ થાય છે એમ કોર્ટ સમક્ષ સાબિત થતું નથી. કોર્ટ લખી શકે કે 'આવાં કોઈ છાપાં મુંબઈમાંથી નીકળે છે એવો કોઈ પુરાવો રજૂ થયો નથી.' પછી ભલેને માજિસ્ટ્રેટ પોતે તે છાપાં દરરોજ વાંચતા હોય!

તેવી જ રીતે રવિશંકર મહારાજ કે કિશોરલાલ મશરૂવાળા કોણ છે તે માજિસ્ટ્રેટ જાણતા હોય છતાં અદાલતમાં તે વિષે પુરાવો રજૂ ન થાય ત્યાંસુધી આવા કોઈ માણસો વિષે કોઈ માહિતી હોવાની કોર્ટ ના પાડે છે.

તમે અદાલતમાં જુબાની આપતા હો ને કહો કે 'છગનલાલે મને કહ્યું હતું કે' એટલા શબ્દો બોલો ત્યાં તમને અટકાવવામાં આવે ને પૂછવામાં આવે કે છગનલાલ જુબાની આપનાર છે? જો છગનલાલ જુબાની ન આપનાર હોય તો છગનલાલે તમને જે કહ્યું હોય તે વિષે તમે જુબાની આપી શકો નહિ.

તે જ રીતે તમે કોઈ માણસ, સ્થળ કે દેખાવનો ફોટોગ્રાફ રજૂ કરો છતાં જ્યાંસુધી જે ફોટોગ્રાફરે ફોટો લીધો હોય તે આવીને કહે નહિ કે મેં આ ફોટો લીધો છે ત્યાંસુધી તે ફોટોગ્રાફ પુરવાર થયો ગણાય નહિ.

પુરાવાના કાયદાની એવી તો કેટલીયે વિચિત્રતાઓ છે.

એ કારણે આજના પુરાવાના કાયદામાં કેટલાક સુધારા આવશ્યક છે. કેટલીક વખત એવું બને છે કે અમુક હકીકત અમુક સાક્ષી બોલી જાય છે. માજિસ્ટ્રેટ તે સાંભળે છે. જો તે હકીકત લખી લેવામાં આવે તો અમુક ચુકાદો જરૂર આવે. પણ પુરાવાના કાયદાની બારીકીને કારણે એ હકીકત

જો માજિસ્ટ્રેટ લખી ન શકે તો તે હકીકત અસ્તિત્વમાં છે નહિ એમ માનીને માજિસ્ટ્રેટને ચુકાદો આપવો પડે છે. ને પરિણામ ઊલટું જ આવવા સંભવ છે.

પણ કદાચ બીજી જાતના કાનૂનો હોત તો તેનો બીજી રીતે પણ અનર્થ ન થાત તેની શી ખાતરી ? એવી દલીલ પણ કરી શકાય છે. સારામાં સારા કાયદા હોવા છતાં તેનો અમલ કરનાર ફૂટેલા, અક્કલમંદ, લુચ્ચા કે બીનઆવડતવાળા હોય તો તે કાયદાનો અમલ સાર્થક નીવડતો નથી.

## ૯ : અદાલતની લાચારી

'પણ એમ હોઈ જ કેમ શકે ?'

'ભાઈ ! હોઈ શકે કે નહિ, પણ આ પ્રમાણે કાયદો છે ને તમારે બીજો કોઈ રસ્તો નથી.'

'સાળું આ તો ભારે અંધારું ! આવા તે....કાયદા હોતા હશે ? પણ આપણે કોર્ટને કહીએ ને કે આ તો ભારે અન્યાયી છે, ગેરવાજબી છે આ તો ભારે જુલમ કહેવાય. આ કેમ ચાલે ?'

'કોર્ટથી પણ બીજું કાંઈ થઈ શકે નહિ; કારણકે કાયદો એવો છે. અન્યાય લાગતો હોય કે જુલમ પણ તેણે તો જે કાયદો હોય તે જ અમલમાં મૂકવો રહ્યો.'

કેટલી યે વખત અસીલો સાથે વકીલોને ઉપર મુજબ વાર્તાલાપ થાય છે. તેનું કારણ એવું હોય છે કે કેટલીક વખત કેટલાક કાયદા-કાનૂનો ખરેખર, અન્યાયકર્તા હોય

છે, સામાન્ય બુદ્ધિ ન સ્વીકારે તેવા હોય છે. આવા વખતે બુદ્ધિમાન અને સમજુ માનવીનો જીવ કકળી ઊઠે છે ને તેને લાગે છે કે આ તો ભારે અન્યાય કહેવાય. સામાન્ય માનવીનો ખ્યાલ એવો હોય છે કે અદાલત એના અન્યાયનું નિવારણસ્થાન છે. એટલે આવો કોઈ અન્યાય હોય તો તે અદાલતે નિવારવો જોઈએ.

પરંતુ કાયદાની દૃષ્ટિએ હકીકત એમ છે કે અદાલતનું કાર્ય કાયદો જેવો હોય તેવો જ અમલમાં મૂકવાનું છે. કાયદાની કલમોમાં જે શબ્દો હોય તે શબ્દો મુજબ જ અદાલતને વર્તવાનું હોય છે.

'મને ખરેખર તમારા પ્રત્યે સહાનુભૂતિ છે. કાયદાની રીતે શક્ય હોત તો હું તમને મદદ કરત. પણ હું નિરુપાય છું ને કાયદાનું અક્ષરશઃ પાલન કરવાની મારી ફરજ છે.'

ઉપર મુજબના શબ્દો ઘણી વખત ઘણા ન્યાયમૂર્તિઓના ચુકાદામાં નજરે ચડે છે. અદાલત એ રીતે યંત્ર જેવી છે.

શારદા કાયદો પહેલવહેલો અમલમાં આવ્યો ત્યારે તેમાં એક દોષ રહી ગયો હતો. બ્રિટિશ હિંદના રહેવાસી હોય પણ જો તેઓ દેશી રાજ્યમાં જઈને પોતાનાં સગીર પુત્ર–પુત્રીનાં લગ્ન કરી નાખે તો તેમને જૂના શારદા કાયદા નીચે સજા થઈ શકતી ન હતી. તેમાં તો એમ જ લખ્યું હતું કે બ્રિટિશ હિંદમાં જે કોઈ આ કાયદામાં ઠરાવેલી વય કરતાં ઓછી વયનાં પોતાનાં પુત્ર–પુત્રીનાં લગ્ન કરશે તેને સજા થશે. હવે જો બ્રિટિશ હિંદ બહાર જાય તો કાયદાના શબ્દ નીચે સજા થઈ શકે ? કાયદાનો હેતુ તો આવાં લગ્ન અટકાવવાનો હતો. કોર્ટ તે જાણતી હતી; તે

છતાં તે હેતુને તે અમલમાં મૂકી શકતી ન હતી કારણકે તેને તો કાયદાના શબ્દો જ માત્ર વિચારવાના હોય છે. એ રીતે આ કાયદો નિરર્થક જતો હતો તેથી તેમાં સુધારા કરવા પડ્યા ને જે ક્ષતિ હતી તે દૂર થઈ. એ પણ એક નોંધવા જેવું છે કે કાયદાઓના ઘડનારાઓ મુખ્યત્વે કાયદાના નિષ્ણાત હોય છે, તે છતાં તેમનાં ઘડતરોમાં ઘણી વખત એવી ક્ષતિ રહી જાય છે કે જે વાસીદામાં સાંબેલું જાય એવી કહી શકાય.

એ રીતે ચોખ્ખો અન્યાય થતો દેખાતો હોય, તોપણ અદાલતને કાયદાના શબ્દને માન આપ્યા વિના છૂટકો થતો નથી; કારણકે તેનું કામ તો યંત્રની જેમ શબ્દોની ચાર દીવાલો વચ્ચે મર્યાદિત હોય છે ને આવા ઉઘાડા અન્યાયો ઘણાં વર્ષ સુધી ચાલુ રહે છે; કારણકે કાયદાઓમાં સુધારાઓ જલદી થતા નથી.

આજે પણ કાયદાઓની સ્થિતિ જેવી જોઈએ તેવી નથી. કેટલાયે કાયદાઓની કલમો અસ્પષ્ટ, દ્વિઅર્થી અને સંદિગ્ધ માલૂમ પડી છે. સુધારાઓ અને સુધારાઓમાં પણ સુધારાઓ ને તેમાં પણ સુધારા એટલા બધા થયા કરે છે, કે સામાન્ય માણસ તો શું પણ સતત જાગૃત રહેતો ધારાશાસ્ત્રી કે ન્યાયમૂર્તિ પણ ભૂલ ખાઈ જાય છે.

કાયદા-કાનૂનોની ડાળીઓ વ્યાપક અને વિસ્તરેલી છે અને હજુ એટલી બધી વ્યાપક અને વિસ્તરતી જાય છે કે આજે ધારાશાસ્ત્રીઓને પણ એક ખાસ બાબતના Specialist—નિષ્ણાત જ થવું પડે છે. ને તો જ તે તેના કામના બધા કાનૂનો જાણી શકે છે.

## ૧૦ : કાયદાની કરામત

આજના કાયદા પ્રમાણે એક માણસને બીજા માણસ પર દાવો કરવો હોય તો બે જગ્યાએ કરી શકે છે. એકમાં જેના પર દાવો કરવો હોય તે જ્યાં રહેતો હોય ત્યાં અને બીજું જ્યાં દાવાનું કારણ ઉત્પન્ન થયું હોય ત્યાં એટલે કે કરાર હોય તો જ્યાં કરાર થયા હોય ત્યાં અગર કરાર મુજબ વર્તવાનું હોય ત્યાં, દસ્તાવેજ હોય તો જ્યાં દસ્તાવેજ પર સહી થઈ હોય ત્યાં.

આ પ્રમાણે હોય તો મુંબઈનો વેપારી પેશાવર, ગૌહત્તી કે મદુરાના માણસ સામે દાવો કરી શકે છે ને ત્યાંનો માણસ મુંબઈના વેપારી ઉપર દાવો કરી શકે છે. કાયદાની ઉપરની સ્થિતિ હોઈ ને કેટલીક વખત કેટલાક માણસો ભારે મૂંઝવણમાં મુકાઈ જાય છે ને કેટલાક અપ્રામાણિક માણસો તેનો લાભ લઈ લે છે. તેના થોડા દાખલા નોંધવા જેવા છે:

આસામના એક દાક્તરે મુંબઈના એક દવાવાળા પાસેથી ૧૦૦ રૂપિયાની દવાઓ મંગાવી. ચેક મોકલી પૈસા ભર્યા, દવાઓ પહોંચ્યા પછી તે હલકી છે, કેટલીક શીશીઓ બરોબર પેકિંગ ન હોઈ બેદરકારીને કારણે ફૂટી ગઈ છે વગેરે કારણો આપી ૭પા રૂપિયાની નુકસાનીનો દાવો કર્યો. તેનો સમન્સ મુંબઈ આવ્યો. હવે મુંબઈનો વેપારી ત્યાં લડવા જાય તો એક જ મુસાફરીના તેને ૬૦ રૂપિયા ખર્ચ થાય. ત્યાંનું વકીલખર્ચ જુદું. વળી બહારગામની અદાલતો એટલે બે-ચાર મુદતો તો પડે જ.

આવા સંયોગોમાં ત્યાં એકતરફી હુકમનામું થયું. તે

મુંબઈ આવ્યું ને પેલા વેપારીને ગુપચુપ પૈસા ભરી દેવા પડ્યા; કારણકે ખોટી રીતે પણ હુકમનામું લીધું હોય તોપણ કેસ ફરી ચલાવવા માટે જે કોર્ટનું હુકમનામું હોય ત્યાં જવું પડે.

બીજો કિસ્સો તો આથી પણ અજબ છે. મુંબઈના એક વેપારી પાસેથી સિંધના એક માણસે દોઢસો રૂપિયાનો અમુક માલ મંગાવ્યો. માલ મળી ગયો પછી પેલા માણસે લખ્યું કે તમારા ભાવ કરાંચીના ભાવ કરતાં વધારે છે. વળી કરાંચી કરતાં મુંબઈ દૂર હોઈ રેલવેભાડું પણ વધારે આવ્યું હોઈને માલ મોંઘો પડે છે; માટે તમારે કરાંચીના ભાવે ચાર્જ કરીને તમે વસૂલ કરેલ રૂા. ૬–૧૪–૦ પાછા મોકલી આપવા.

મુંબઈના વેપારીએ લખી નાખ્યું કે 'ભાવ વાંચીને તમે માલ મંગાવ્યો છે, તમને કાંઈ પૈસા પાછા નહિ મળે.'

એ વાતને મહિનો વીતી ગયો. મુંબઈનો વેપારી આ વાત પણ ભૂલી ગયો. ત્યાં અચાનક એક સાંજે પોલીસ આવીને ઊભી રહી! સિંધના એક જિલ્લાના માજિસ્ટ્રેટનું ધરપકડનું વોરંટ હતું. હિંદના કોઈ પણ માજિસ્ટ્રેટનું વોરંટ ગમે ત્યાં બજી શકે છે, ને તે રદ કરાવવા કે તેની સામે દાદ લેવા જે કોર્ટે તે કાઢ્યું હોય ત્યાં જવું પડે છે.

વેપારી જામીન પર છૂટ્યો, ઘણા કાયદા જોયા, પણ અંતે તેને જણાયું કે તેને સિંધ તો જવું જ પડશે. મુદતને દિવસે તે ત્યાં ગયો ને પેલા માણસ સાથે પતાવટ કરીને છ રૂપિયા ખાતર તેને ૧૫૦–૨૦૦ના ખાડામાં ઊતરવું પડ્યું.

કેટલાક બહારગામના લોકો હોશિયાર નીકળે છે. મુંબઈની એક પેઢીએ કોઈમ્બતુર જિલ્લાના એક નાના

ગામે અમુક માલ રેલવે પારસલથી મોકલ્યો. નાનું સ્ટેશન એટલે પેલો માણસ તો રસીદ વિના પારસલ લઈ આવ્યો. તે ખોલ્યુ. બેચાર માણસો હાજર રાખી પંચનામું કર્યું કે માલ આટલો ઓછો છે, આટલો ખરાબ છે. તે માટે નુકસાનીનો દાવો તૈયાર કર્યો. પછી પોસ્ટ ઑફિસમાંથી વી. પી. છોડાવ્યું. પૈસા ભર્યા ને તરત જ દાવો દાખલ કરી પોસ્ટ માસ્તર પર મનાઈ હુકમ લીધો કે તમારે પૈસા ન મોકલવા. બધા પૈસા અટકી પડયા. એટલે દૂર જઈને લડવું આર્થિક રીતે મોંઘું પડે. પેલા માણસે પણ કેસ લંબાવ્યો જ. એ રીતે બધા પૈસા લાંબો વખત અટકી પડયા. પછી હુકમનામું થયુ. પૈસા કપાઈ ગયા ને બાકીના પૈસા વેપારીને મળ્યા.

જો કે આવા કિસ્સામાં ઢાલની બીજી બાજુ પણ છે ને તે એ કે મુંબઈથી જે પારસલો રવાના કરવામાં આવે છે તેમાં મુંબઈના કેટલાક વેપારીઓ ખરેખર ઓછો માલ પણ મોકલે છે, ખરાબ પણ મોકલે છે, મંગાવ્યો હોય તેથી જુદી જાતનો પણ મોકલે છે. ને મંગાવનાર વી. પી. થી પૈસા પહેલાં ભરી પારસલ પાછળથી મેળવતા હોઈને છેતરાઈ જાય છે.

## ૧૧ : અપીલની આંધી

અદાલતોમાં ચૂકવાતો ન્યાય ક્ષતિને પાત્ર છે તેનો સ્વીકાર કાયદાએ પોતે કરેલો છે. અને તેવી ક્ષતિઓને નિવારવા માટે કાયદાએ જોગવાઈ પણ કરેલી છે

તે જોગવાઈ મુજબ એક નહિ પણ કેટલાક કિસ્સામાં બે

અપીલનો હક્ક આપવામાં આવ્યો છે. જૂના વખતના વકીલો વિષે એક મજાક પ્રચલિત છે અને તે એ કે અસીલનો કેસ હારી જવા છતાં અજ્ઞાન અને અબુધ અસીલને ‘ અરે જીત તો આપણી છે, કારણકે અપીલનો હક્ક આપણો છે. સામાવાળાનો નથી. ’ એમ કહી બનાવતાં.

આ મજાકમાં તથ્યાંશ છે. એક કોર્ટનો ચુકાદો ભૂલને પાત્ર છે એવો સ્વીકાર કરીને જ કાયદાએ આ અપીલની જોગવાઈ કરી છે; કારણકે ન્યાય ચૂકવનાર વ્યક્તિ માનવી છે અને તેનામાં માનવસહજ નબળાઈઓ હોય છે.

અપીલના કિસ્સાઓનો અભ્યાસ કરવામાં આવે તો ઘણી વિચિત્ર પરિસ્થિતિ જાણવામાં આવે છે. એક કોર્ટે આપેલો ચુકાદો પહેલી અપીલમાં ફરે છે ને બીજી અપીલમાં મૂળ કોર્ટનો ચુકાદો બહાલ રહે છે. કેટલીક વખત પહેલી અપીલમાં મૂળ કોર્ટનો ચુકાદો કાયમ રહે છે તો બીજી અપીલમાં ફરે છે.

અપીલમાં કેટલાક કિસ્સા એવા હોય છે કે જે અપીલ કરે તે ફાવે છે. અપીલ ન કરે તે અન્યાય સહન કરે છે. અપીલનો ખર્ચ સામાન્ય રીતે ઘણો આવે છે. તેમાંયે હાઈકોર્ટ કે પ્રિવિકાઉન્સિલના અપીલના ખર્ચની તો વાત જ ન પૂછવી. સામાન્ય માનવીનું તો ગજું જ નહિ. આ રીતે માત્ર પૈસાના અભાવે જ અન્યાય સહન કરવો પડે છે.

કેટલાક એથી પણ ઊલટા કિસ્સા બને છે. કેટલાક કેસ એવા હોય છે કે જેમાં અપીલ કરવાથી ઊલટો ગેરલાભ થાય તેમ હોય છે. પરંતુ કાં તો ખોટી સમજને કારણે કે કાં તો લોભવૃત્તિને કારણે કેટલાક વકીલો અપીલ કરવાની સલાહ આપે છે. પરિણામે ઊલટું ઊંધું પડે છે. એક

કેસમાં આરોપીને કોર્ટે અમુક ગુના માટે માત્ર નજીવા દંડની સજા કરી હતી. તેમના વકીલે કહ્યું: 'કરો અપીલ!' અપીલમાં તેણે આઠદશ હજારનો ખર્ચ કરી નાખ્યો. ને પરિણામ એ આવ્યું કે નીચેની કોર્ટે માત્ર દંડની સજા કરી હતી તે અપીલ–કોર્ટે વધારીને છ મહિનાની કેદની સજા કરી. વળી તેને જે ગુના માટે સજા થઈ હતી તે ગુનો તેણે ખરેખર કર્યો જ હતો. ને તે છતાં માત્ર પૈસાના જોરે આ જાતની સલાહને પરિણામે તે માણસ ખરબાદ થઈ ગયો!

અપીલ એટલે નીચેની કોર્ટના ચુકાદા ઉપર ઉપરી કોર્ટ પાસે 'રાવ લઈ જવી' એવો સામાન્ય અર્થ થાય પણ કાયદાએ દરેક બાબતમાં અપીલનો હક્ક આપ્યો નથી. વળી અપીલની પણ અનેક મર્યાદાઓ છે. કેટલીક જાતના ચુકાદા ઉપર સુદ્દલ અપીલ થઈ શકતી નથી કેટલીક જાતના ચુકાદા ઉપર માત્ર 'રીવીઝન' જ થઈ શકે છે. કેટલીક બાબતમાં તે જ કોર્ટ સમક્ષ ફેર તપાસની અરજી થઈ શકે છે. સામાન્ય રીતે દીવાની બાબતોમાં બે અપીલનો હક્ક હોય છે, જ્યારે ફોજદારી બાબતોમાં એક અપીલનો હક્ક હોય છે. એક અપીલ ઉપર માત્ર રીવીઝન થઈ શકે.

મૂળ કોર્ટ, તેના ઉપર જિલ્લા કોર્ટ ને તેના ઉપર હાઈકોર્ટ એમ કોર્ટોનુ બધારણ હોય છે હાઈકોર્ટ ઉપર સુપ્રીમકોર્ટમાં અપીલ થઈ શકે છે પણ તેનું ક્ષેત્ર ખૂબ જ મર્યાદિત હોય છે. ફોજદારી કેસમાં હવે સુપ્રીમકોર્ટ પાસે જવું તદ્દન અશક્ય જ છે તે એવી અપીલ ઘણાભાગે સંઘરતી નથી જ્યારે દીવાની બાબતોમા ૧૦ હજારથી વધુ કિંમતનો દાવો હોય, કેટલાક મુદ્દા હોય ને હાઈકોર્ટ રજા આપે તો અપીલ થઈ શકે છે; પણ તેમાં મુશ્કેલી હોય છે. તેમાં ખર્ચ

હજારો નહિ પણ લાખોને હિસાબે આવે છે. એટલે મોટી જમીનદારી કે મિલકતોની બાબતો હોય તો જ સુપ્રીમકોર્ટમાં જઈ શકાય છે.

સુપ્રીમકોર્ટ એ કાયદાના ડહાપણનો સર્વોચ્ચ ભંડાર મનાય છે. તેણે આપેલો ચુકાદો અંતિમ અને આખા હિંદુસ્તાનની કોર્ટોને બંધનકર્તા મનાય છે.

કેટલીક વખત સુપ્રીમકોર્ટ પણ હાઈકોર્ટના ચુકાદાને ફેરવી નાખે છે. અહીંની મુખ્ય કોર્ટ, જિલ્લા કોર્ટ તથા હાઈકોર્ટ એ ત્રણે એક જ મતની થઈ હોય તેવા કિસ્સા પણ સુપ્રીમકોર્ટમાં ફરી જાય છે.

માનવી મારફત ચૂકવાતો ન્યાય ખૂબ જ દોષને પાત્ર છે. એ દોષને નિવારવા છતાં તે જ દોષ અપીલમાં પણ પ્રવેશી જાય છે.

પરંતુ પોતાના ચુકાદા પર અપીલ છે એ જ્ઞાન મૂળ ન્યાયાધીશને આપખુદ ને મનસ્વી બનતો અટકાવે છે. પોતાના કાર્યની અપીલ સાંભળનાર ઉપર કોઈક છે એ હકીકત એને શાંત અને સંયમી બનાવે છે, તેને સચેત રાખે છે ને વધારે અન્યાય કરતાં તે ડરે છે.

## ૧૨ : 'કાનૂનાભ્યાસ જડ'

"એમાં આરોપીઓનો કોઈ દોષ નથી. ક્ષુધા ને કંગાલિયતથી તેમના આત્માનો નાશ થયો છે. ભૂખમરાથી પીડાતા આ લોકો ગમે તેવી લાલચમાં ફસાય તે સંભવિત છે. તે તો માત્ર ભાડૂતી માણસો છે સમાજની ગેરવ્યવસ્થામાંથી જન્મેલી કંગાલિયતે તેમને આવા ભાડૂતી બનાવ્યા છે.' મદ્રાસમાં ચાલેલા એક કેસમાં ત્યાંના એ મેજીસ્ટ્રેટ જજે

આવા શબ્દો ઉચ્ચાર્યા હતા. કેસ હતો રેલવેના પાટા ઉખેડવાનો. તે પાટા ઉખેડવાને પરિણામે એક માલગાડી ઊથલી પડી હતી. માલગાડીને બદલે ઉતારુઓની ગાડી હોત તો ભારે ખુવારી થાત. આવો ગંભીર ગુનો હોવા છતાં આરોપીઓના માનસની આવી સુંદર છણાવટ કરીને ન્યાયમૂર્તિએ તેમને આવા સંજોગોમાં કરવી જોઈએ તેથી હળવી સજા કરી.

આરોપીઓના માનસને સમજીને મુકદ્દમો ચલાવનાર બહુ જ ઓછા ન્યાયમૂર્તિઓ હોય છે.

જેમ કેટલાકોનાં માનસનું વર્ણન કરવા માટે 'વેદાભ્યાસ જડ' શબ્દ વપરાય છે તેવું કેટલાક ન્યાયમૂર્તિઓ વિષે પણ કહી શકાય. તેઓ પણ 'કાનૂનાભ્યાસ જડ' જેવા હોય છે. કાયદાની ચોપડીમા જે જડ અક્ષરો લખાયા તેનો માત્ર જડ અર્થ કરનારાનો તોટો નથી. તેઓ તો અક્ષરે અક્ષરનો સંકુચિત અને કલ્પનાવિહીન અર્થ કરે છે.

એવા કિસ્સા પણ કોર્ટમાં આવે છે કે જેમાં પકડાયેલો માણસ, એનાં બાળબચ્ચા ને પત્નીનો એક જ પાલણહાર હોય છે; એને જેલમા મોકલો એટલે એનાં નિર્દોષ બચ્ચાં ને ગરીબડી પત્નીને ભૂખે મરવાનું જ હોય છે. એવી સ્ત્રી એનાં બાળકો સાથે અદાલતમાં હાજર થાય છે ને દિલ દ્રવે તેવું દૃશ્ય ખડું થાય છે. કોઈક માનવતાના અમી જેવા ન્યાયમૂર્તિ આવા પ્રસંગે યોગ્ય આદેશ આપે છે; પરંતુ 'કાનૂનાભ્યાસ જડ' જેવાઓ તો ચારછ મહિનાની સજા 'નિર્લેપભાવે' આપી દે છે.

જૂના જમાનાના ન્યાયમૂર્તિઓમા આવા પ્રકાર વધારે નજરે ચડે છે. આધુનિક યુગમા શિક્ષણ પામેલા, આધુનિક

વિચારો ને પ્રચારને સમજનારા વર્ગમાં આ પ્રકારની 'જડતા' ઓછી દેખાય છે.

## ૧૩ : સમાજ ગુનેગારો ઘડે છે

ગુનાશાસ્ત્રીઓનો એક વર્ગ આજે એમ કહે છે કે ઘણાખરા ગુનેગારો તો સમાજ જ ઉત્પન્ન કરે છે. સમાજની આજની રચના જ એવી છે કે સમાજનો મોટો ભાગ ક્ષુધાથી પીડાય છે. તેના જીવનમાં સુખશાંતિ કે આરામ હોતાં નથી. તેનું વાતાવરણ ગંદું, સંકુચિત ને અકળાવનારું હોય છે ને પરિણામે માનવીની વૃત્તિઓ દુષ્ટ બને છે. તેનું માનસ રોગીષ્ટ બને છે ને પરિણામે તે ગુના તરફ વળે છે. જો સમાજની આજની મૂડીવાદી વ્યવસ્થા નાશ પામે, જો એક બાજુ અઢળક વૈભવ ને બીજી બાજુ ઘોર કંગાલિયત દૂર થાય, જો લોકોને રહેવા માટે સારાં ને સ્વચ્છ મકાનો મળે, તેમના શિક્ષણ માટે પ્રબંધ હોય, તેમની તંદુરસ્તી માટે યોજના હોય, ને સમગ્ર જીવન સુઘટ, સ્નિગ્ધ ને સુંદર બને એવી રચના હોય તો ગુનેગારીનો મોટો અંશ સમાજમાંથી નાબૂદ થાય. એ પછી તો માત્ર માનસિક વિકૃતિને કારણે જે લોકો ગુના કરવા પ્રેરાય તેવા જ રહે. તેથી તે માટે માનસિક ચિકિત્સાલયો ખોલી શકાય. એવા સમાજમાં પોલીસ, અદાલત કે તેમની જેલ રહેશે નહિ; પરંતુ માત્ર માનસિક રોગના તબીબો તથા રુગ્ણાલયો જ હશે ને તે વખતે આજે કાયદાના કડક ને જડ અર્થને લીધે જે આપત્તિ અનેકોને વહોરવી પડે છે તે નાબૂદ થશે. જેલ એ તો મધ્યયુગની નિશાની છે. ગુનેગાર એ ખરી રીતે તો દર્દી છે ને બીજા દર્દીની

માફક તેને માટે પણ ચિકિત્સાલય-યોજના હોવી જોઈએ.

એવી મંગળ સમાજવ્યવસ્થા ક્યારે સ્થપાશે તે કેમ કહી શકાય ? સમાજના આજના નૂતન અગ્રેસરો સમાજમાં પરિવર્તન સાધવા પ્રયત્ન કરે છે; પરંતુ દુનિયાના જુદાજુદા સમાજો વચ્ચે પ્રકાશ અને તિમિરની એટલી ભિન્નભિન્ન અસરો છે કે વિશ્વની પુનર્રચના થતાં કદાચ સદીઓ વીતશે.

## ૧૪ : પરવશ અદાલત

કાયદો પણ ગેરકાયદેસર હોઈ શકે છે. એક પ્રશ્ન વિચારવા જેવો છે કે કાયદાને ગેરકાયદેસર ઠરાવે તેવો ચુકાદો જો અદાલત આપે અને અદાલતના એ ચુકાદાને નહિવત્ ને નિરર્થક બનાવી દે તેવો ધારો જો ધારાસભા કે સત્તાધીશો તાત્કાલિક ઘડીને અમલમાં મૂકે તો પછી અદાલતોનું મહત્ત્વ શું ? તેની જરૂરિયાત શી ? ને તેની ઉપયોગિતા શી ?

સામાન્ય રીતે અદાલતો એ વહીવટીતંત્ર તથા પ્રજાજન વચ્ચેની રક્ષણ–ઢાલ જેવી છે. દેશના સ્થાપિત કાયદાનું ઉલ્લંઘન કરીને વહીવટીતંત્ર કાંઈક કરે કે જેને પરિણામે પ્રજાજનને અન્યાય, અગવડ કે જુલમ સહન કરવો પડે તો તેના નિવારણ અર્થે અદાલત કાર્ય કરે તે અદાલતનો એક હેતુ છે.

હવે જો અદાલત કહે કે વહીવટીતંત્રે લીધેલું અમુક પગલું બીનકાયદે છે ને અદાલતના એ નિર્ણયને નાબૂદ કરતો સુધારો તુરત જ કરવામાં આવે, તો પછી અદાલતોની સાર્થકતા શી ?

બીજો મુદ્દો એ ઉપસ્થિત થાય છે કે ધારો કે અદાલતે

અમુક પગલું ગેરકાયદેસર ઠરાવ્યું પણ તે ગેરકાયદેસર ઠરાવ્યા પછી પણ વહીવટીતંત્ર કોઈ પગલાં ન લે તો શું? તો અદાલતના ચુકાદાનો શો અર્થ? અથવા અદાલતના એ નિર્ણયને અમલમાં મુકાવવાનો કોઈ માર્ગ ખરો કે નહિ?

પણ આ બધાથી યે રસિક ને મૂંઝવણ ઊભી કરે તેવો પ્રશ્ન એ છે કે ધારો કે 'હેબિયસ કોર્પસ' નીચે હાઈકોર્ટ કોઈને છોડી મૂકવાનો હુકમ કરે છતાં સરકાર ન છોડે તો?

તો અદાલતના તિરસ્કાર માટે લાગતાવળગતા અમલદાર સામે હાઈકોર્ટ પગલું લઈ શકે. તે સિવાય તે બીજું કાંઈ ન કરી શકે.

એ વાત ધ્યાનમાં રાખવાની છે કે અદાલત તો માત્ર હુકમો જ કરે છે; પણ તે હુકમનો અમલ કરનાર તો સરકાર જ છે. એટલે તેની જ પોલીસ ને તેના જ અમલદારો છે. હાઈકોર્ટને તેની પોતાની કોઈ પોલીસ નથી કે જેના દ્વારા તે પોતાના હુકમનો અમલ કરાવી શકે.

આવી સ્થિતિ તો ત્યારે જ ઊભી થાય કે જ્યારે સરકાર છેલ્લે પાટલે બેઠી હોય ને તેવા સંજોગોમાં સરકાર સમગ્ર પ્રજાનો વિશ્વાસ ગુમાવી બેઠી હોય.

પરંતુ બ્રિટિશ સરકારના હિંદના ઇતિહાસમાં આવો બનાવ પણ બન્યો છે. ઘણાં વર્ષોની વાત છે. ૬૦ કે ૭૦ વર્ષ પહેલાં એક પ્રાંતની હાઈકોર્ટના મુખ્ય ન્યાયમૂર્તિ તથા તે જ પ્રાંતના ગવર્નર વચ્ચે ઝઘડો થયો. બંને ગોરા. હાઈકોર્ટના તે વખતના બધા ન્યાયમૂર્તિઓ પણ ગોરા જ હતા.

હાઈકોર્ટના એક હુકમને અમલમાં મૂકવાની મોટા હાકેમે ના સુણાવેલી. ઝઘડો એવો વધી ગયો કે હાઈકોર્ટના એ વડા ન્યાયમૂર્તિએ હાઈકોર્ટને તાળું લગાવીને રસ્તો

પકડ્યો. કાયદો એવો હતો કે ના. શહેનશાહ નવા વડા ન્યાયમૂર્તિની નિમણૂક ન કરે ને તે તેનો હોદ્દો ન સંભાળે ત્યાંસુધી હાઈકોર્ટ ચાલી શકે નહિ. ઉપરના બનાવને પરિણામે હાઈકોર્ટ ચાર મહિના બંધ રહેલી !

## ૧૫ : જથ્થાબંધ ઉત્પાદન

દરરોજના જીવનમાં આપણે ઘણી વખત બોલી ઊઠીએ છીએ કે 'તેમ થઈ શકે નહિ, એ તો ગેરકાયદેસર છે.' કોઈ સરકારી પગલાં વિષે કેટલીક વખત કહેવામાં આવે છે કે તે 'ગેરકાયદેસર છે.' ધરપકડ, જપ્તી, દંડ, અટકાયત, કનડગત ને એવી બીજી કેટલી યે બાબતો ને બનાવો પરત્વે પણ તે 'ગેરકાયદેસર છે' એવી ટીકા થાય છે.

પણ આ 'ગેરકાયદે' એટલે શું ? આજે કાયદા–કાનૂનોનું ઘડતર એટલી ઝડપથી થઈ રહ્યું છે કે તેની સાથે કદમ રાખીને સામાન્ય માણસ તો શું પણ ખુદ અદાલતો ને કાયદાશાસ્ત્રીઓ પણ ચાલી શકતા નથી.

આજે એક વસ્તુ કાયદેસર હોય છે તે વસ્તુ આવતી કાલે ગેરકાયદેસર બની જાય છે.

આજે કોઈ પણ બજારમાંથી કેરી ખરીદીને લાવે તો તે ગેરકાયદેસર નથી. પણ કાલે સરકાર હુકમ ફરમાવે કે કોઈએ કેરી ખાવી નહિ, અગર તો સરકારી પરવાના વિના ખરીદવી નહિ; પછી જો કોઈ માણસ તેમ કરે તો તેણે ગેરકાયદેસર વર્તન કર્યું ગણાય ને તેને સજા થાય.

આજસુધી માણસને અદાલતમાં સજા થાય તો તે ભયંકર નામોશી ગણાતી. જૂના જમાનામાં નાકને સાચવી

જાણનાર માણસો સજા કરતાં મોત પસંદ કરતાં. પરંતુ જેલ ને સજાનો ભય સત્યાગ્રહે લગભગ નહિવત્ કર્યો ને આજે તો કાયદા–કાનૂનોની જાળ એવી વ્યાપક ને ઘટ્ટ બની છે કે ખુદ કાયદા કરનાર પોતે પણ ગેરકાયદેસર વર્તન કરવા માટે જવાબદાર બને છે!

અગાઉ કાયદાઓની રચના ઝડપી ને ઉપરાઉપરી થતી ન હતી. કાયદાઓ સ્થિર, સ્થાપિત ને દીર્ઘકાલના હોય તો જ લોકોને તેનુ જ્ઞાન થાય છે ને લોકો એ મુજબ પોતાનું વર્તન ઘડે છે. પરંતુ આજે સવારે કાયદો ઘડાય છે ને સાંજે તેના ભંગ માટે ધરપકડ થાય છે, જ્યારે લાખો લોકોને એવા કાયદાના અસ્તિત્વની ખબર પણ હોતી નથી! આજના યંત્રયુગમાં જેમ યંત્રો રાક્ષસી ઉત્પાદન કરે છે, તેવી રીતે આજે કાયદા–કાનૂનો જથ્થાબંધ બહાર પડે છે. તેનુ એક પરિણામ એ આવે છે કે ઉતાવળે ઘડાયેલા કાનૂનો અપૂર્ણ ને દોષવાળા નીવડે છે ને તેથી છાસવારે તેમાં સુધારા બહાર પાડવા પડે છે અગર તો તે ગેર-કાયદેસર ઠરે છે.

એટલે આજે જે વસ્તુને 'ગેરકાયદેસર' ગણવામાં આવે છે તે ખરી રીતે તો ગેરકાયદેસર હોતી નથી; પરંતુ તેને કૃત્રિમ રીતે ગેરકાયદેસર ઠરાવવામાં આવે છે. ધારો કે સરકારને કોઈ જાડા ને એક આંખવાળા માણસને કેદમાં પૂરવો હોય તો સરકાર કાયદો ઘડે કે જાડા ને એક આંખ-વાળા માણસોએ અમુક વિસ્તાર છોડી ચાલ્યા જવું. તે પછી એવો માણસ ન જાય એટલે તેને કાયદાના હુકમનો ભંગ કરવા માટે સજા થાય.

આવા સંજોગોમાં 'કાયદેસર' ને 'ગેર-કાયદેસર' વસ્તુ નક્કી કરવાનો મૂળભૂત સિદ્ધાંત છે તે ધ્યાનમાં રાખવો જોઈએ.

બીજાનું ધન ન હરવું, પરસ્ત્રી સાથે વહેવાર ન રાખવો, પોતાને વિશ્વાસે સોંપેલી ચીજ ખાઈ ન જવી, કોઈના દેહને ઈજા ન પહોંચાડવી કે નાશ ન કરવો-આ બધા સમાજે નૈતિક રીતે જરૂરી માનેલા માનવવર્તનના નિયમો કાયદાના સ્વરૂપે જન્મ પામે છે ને તે રીતે સમાજમાં વ્યવસ્થા જળવાય છે.

એટલે જે કાયદા-કાનૂનો નૈતિકજીવનનું નિયમન કરતા હોય તે કાયદા-કાનૂનોનો ભંગ કલંકરૂપ ગણાય છે, તે લાંછન છે ને તે માટે માણસે શરમાવું જોઈએ.

પણ આજના સમાજમાં કેટલીક વસ્તુઓ 'ગેરકાયદેસર' ઠેરવવામાં આવે છે તેમાં કોઈ નૈતિક તત્ત્વ હોતું નથી; પરંતુ માત્ર અમુક જાતની વ્યવસ્થાની જરૂરિયાત માટે જ તે કરવામાં આવ્યા હોય છે. દા. ત વાહનવ્યવહાર ડાબી બાજુ જ કરવો, લિમિટેડ કંપની રજિસ્ટર કરાવવી, વીજળીનું જોડાણ લેતા પહેલાં પરવાનગી મેળવવી, અનાજ એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં જઈ જતાં પહેલાં પરવાનો મેળવવો. આવા આજના સેંકડો કાનૂનોનો ભંગ તે 'ગેરકાયદેસર' વર્તન કહેવાય. છતાં તેના ભંગમાં નીતિના સનાતન સિદ્ધાંતોનો કોઈ ભંગ થતો નથી. તેથી તેવું વર્તન 'ગેરકાયદેસર' હોવા છતાં તે દોષ કે કલંકરૂપ નથી ને તેથી જ આજના આ કાયદાશાસનમાં પણ જે ગુનાઓમાં નૈતિક કલંકની છાપ ન હોય તેને મહત્ત્વ અપાતું નથી. કાયદાની પરિ-

ભાષામાં તેને 'Offences involving moral turpitude' કહેવામાં આવે છે

એટલે આજે 'ગેરકાયદેસર' શબ્દ સસ્તો થયો છે. તેનું ગાંભીર્ય વિલય પામ્યું છે ને તેના ઉચ્ચારથી પહેલાં જે ભાવાર્થ કલ્પાતો હતો તે નાબૂદ થયો છે.

## ૧૬ : 'કૂણું' હૃદય'

સપરમા પર્વે સાધારણ રીતે કોઈ દાક્તરને ત્યાં જતું નથી. તેવી જ રીતે શુભ દિવસે અદાલતે જવાનું કોઈ પસંદ કરતું નથી. એટલે જ્યારે બીજા અનેક ધંધાદારીઓને નવા વરસે 'બોણી'નો લાભ થાય છે કે મુહૂર્તના 'સોદા' થાય છે તેવો લાભ કે સોદો વકીલોને થતો નથી. તે દિવસે તેમને 'બોણી'ની કમાણીનું કાંઈ કામ મળતું નથી.

આ હકીકત એમ બતાવે છે કે અદાલતી કાર્ય એ ઇચ્છનીય કાર્ય નથી. એ શુભ કાર્ય નથી. એ પસંદ કરવા યોગ્ય વસ્તુ નથી. લોકો જ નહિ, વકીલો જ નહિ પણ ખુદ ન્યાયાધીશો પણ એવી જ માન્યતા ધરાવે છે.

એટલું જ નહિ પણ આ માન્યતા તેથી પણ આગળ વધે છે. એક ન્યાયમૂર્તિ વર્ષોની નોકરી પછી નિવૃત્ત થવાના હતા. તેમના ન્યાયકાળ દરમ્યાન આકરી સજાઓ માટે તેઓ જાણીતા હતા. આરોપીઓ તેમની સામે ખડા રહેતાં ધ્રૂજતા. તેમની પ્રકૃતિ પણ મિજાજી ને ખરાબ હતી. પરંતુ તેમને નિવૃત્ત થવાનું હતું તેના છેલ્લા બેત્રણ મહિના દરમ્યાન તેમનો સ્વભાવ અચાનક બદલાઈ ગયો. તેઓ એકદમ

નરમ ને માયાળુ બની ગયા. આરોપીઓને જેલમાં મોકલવાની પદ્ધતિ તેમણે બંધ કરી દીધી. કોઈ કેસ એવા હોય કે જેમાં આરોપીને જેલમાં મોકલવો પડે તેમાં તેમણે લાંબી મુદ્દતો નાખવા માંડી. ન્યાયમૂર્તિ ખરેખર જાણે કે માયાળુતાના અવતાર બની ગયા. એ કાળ દરમ્યાન વકીલો પોતાના અસીલોને બચાવી લેવાની વેતરણમાં પડ્યા. કાં તો આરોપી છૂટી જશે અગર નામના દંડની સજા થશે એમ તેમને લાગવા માંડયું. તેનો તેમણે લાભ લેવા માંડ્યો. ને એ રીતે આ ન્યાયમૂર્તિએ પોતાના અમલ દરમ્યાન જે કાંઈ 'પાપો' કર્યાં હોય તેને 'ધોવા' માંડયાં. તેમને એમ લાગવા માંડ્યું કે હવે જતાંજતાં ક્યાં કોઈને ત્રાસ આપવો? ક્યાં કોઈનો શાપ લેવો? ક્યાં કોઈનાં કુટુંબને રખડતું કરવું કે તેનાં રોટીના રળનારને ઝૂંટવી લેવો? અચાનક કરુણાનાં ઝરણાં તેમનામાં વહેવા લાગ્યા ને જતાંજતાં અનેકના આશીર્વાદ લેવા એવી તેમની વૃત્તિ થઈ. તેમને નિવૃત્ત થવાનો છેલ્લો દિવસ હતો. તે દિવસે તો તેમણે કોઈની સામે ફરિયાદ પણ લીધી નહિ. તેમની સમક્ષ એક ફરિયાદ તે દિવસે રજૂ થઈ ને તેમણે જાણે કે મહેરબાની માગતા હોય તે રીતે કહ્યું કે 'આજે તો રહેવા દો, આજે ફરિયાદ દાખલ કરી કોઈ સામે કોઈ પગલાં લેવાનો હુકમ કરવો મને ઠીક નથી લાગતો.' કાયદા પ્રમાણે તેઓ ફરિયાદ સ્વીકારવા બંધાયેલા હતા, પરંતુ કાયદા કરતાં પણ એક ઉન્નત વસ્તુ માનવવ્યવહારમાં છે: ને તે છે લાગણી. એક વખતના કઠોર, નિષ્ઠુર ન્યાયાધીશના દિલમાં પણ તે દિવસે લાગણીનાં પૂર ફરી વળ્યાં હતાં. તેને પણ લાગતું હતું કે 'આ આસન પર આજે મારો છેલ્લો દિવસ છે આ આસનેથી મેં અનેકને

દંડયા છે, અનેકને બંદીખાને મોકલ્યા છે, કંઈક ગરીબો ને કંગાળોને આંસુ સારતી આંખોએ પોલીસને હવાલે કર્યા છે, કંઈકની આર્જવ વાણીને નિષ્ઠુરતાથી ઉવેખી છે. પરંતુ આજે સજા તો શું પણ કોઈની સામે ફરિયાદનો કાગળ પણ દાખલ કરી લાગણી દુભાવાનો સંભવ છે ને એ કાર્ય આજે મારે ન કરવું. કદાચ આજે કોઈ સારું કાર્ય થઈ શકે તો કરવું.'

આવી જ જાતની લાગણી પહેલવહેલી ફાંસીની સજા ફરમાવનાર ન્યાયાધીશને થતી હશે. કદાચ તેને તે દિવસે ઊંઘ નહિ આવતી હોય. કદાચ તે ઉપવાસ કરતો હશે. કદાચ તે પાપનું પલ્લું સરખું કરવા કોઈ પુણ્યકાર્ય કરતો હશે. કદાચ તેનાં બૈરી–છોકરાં તેને કહેતાં હશે કે કોઈને મોતને દરવાજે હડસેલવાનું પાપ શા માટે કરો છો?

પરંતુ પછી તો તે રીઢા થઈ જાય છે ને કેટલાક તો એવા ક્રૂર થઈ જાય છે કે જ્યાં બીજો કોઈ દેશનિકાલની સજા કરે ત્યાં તે મોતની સજા કરે છે. કેટલાક તો 'સૌથી વધુ મોતની સજા ફરમાવનાર' તરીકે વિખ્યાત બને છે.

અદાલત એ ખરી રીતે તો નિષ્ઠુરતાનું સમરાંગણ છે. ત્યાં લાગણીને સ્થાન હોતું નથી. એનો અર્થ એ નથી કે ન હોવું જોઈએ. પ્રથમ વાર દેડકાંને ચીરનાર તબીબી વિદ્યાર્થીને ચીતરી ચડી ઊબકો આવે છે ને પછી માણસને ચીરતાં પણ તે અચકાતો નથી. તેવી રીતે અદાલતના આંગણે પ્રથમવાર આવનાર અનેક લાગણીઓથી વિવશ બને છે પણ પછી તો લાગણીઓ થીજી જાય છે ને તેને કાંઈ અસામાન્ય લાગતું નથી.

## ૧૭ : પોલીસ અને પ્રજા

'અમારે ફરિયાદ ન નોંધાવવી હોય તો?'

'તે કેમ ચાલશે? નહિ નોંધાવો તો હું તમારી સામે સમન્સ કાઢીશ.'

'પણ ભાઈશાબ! અમને અમારો માલ મળી ગયો છે. વળી માલની કિંમત પણ નજીવી છે. હવે અમારે કેસ નથી કરવો.'

'એ બનશે નહિ. આ બહુ મજાનો કેસ છે. આ આરોપી કામીજ લાગે છે ને ઘરેણું કાઢતાં તે હાથોહાથ પકડાઈ ગયો છે. આવા 'પાકા' પુરાવાનો કેસ ક્યાંથી મળશે?'

'એ ખરું, પણ સાહેબ હવે અમારે આગળ નથી વધવું.'

'અરે ભલા માણસ, આ સિપાઈનો તો વિચાર કરો! તે બિચારો ચોરને પકડી લાવ્યો. તેને સજા થાય તો સિપાઈને પણ બઢતી મળશે ને વળી અમારા રેકોર્ડમાં પણ એક કેસ વધુ સાબિત થશે.'

'તે સાહેબ! તમે ગમે તે કરો પણ હવે અમારે આગળ નથી વધવું.'

એક પોલીસ અમલદાર અને એક ફરિયાદી વચ્ચે ઉપર મુજબ વિતંડાવાદ એક પોલીસ કચેરીમાં ચાલી રહ્યો હતો.

હકીકત એમ હતી કે એક છોકરી રમતી હતી. તેનો એક દાગીનો એક મવાલી તફડાવી ગયો. આ બનાવ કોઈએ જોયો ને તેણે બૂમ પાડી. માણસો એકઠાં થયાં ને પેલા ચોરની પેછવાડે દોડ્યાં. તેને પકડ્યો. ચોરે જોયું કે માણસો

પોતાની પછવાડે છે એટલે તેણે પેલો દાગીનો ફેંકી દીધો. તે પકડાયો. પોલીસ આવ્યો ને બધો વરઘોડો પોલીસ ચોકીએ આવ્યો.

હવે પેલી છોકરીના વાલીએ કાયદા મુજબ ફરિયાદ નોંધાવવી જોઈએ, પરંતુ તે તેમ કરવામાં તૈયાર ન હતો. તે કહે કે મને મારી ચીજ મળી ગઈ છે. વળી તેની કિંમત નજીવી છે.

આ ઝઘડાનો હું પ્રેક્ષક હતો. મને તેણે બાજુમાં બોલાવીને કીધું કે 'શું ફરિયાદ નોંધાવીએ ? એક વખત નોંધાવી હતી, એક બીજી બાબતમાં; પણ તેમાં હેરાનહેરાન થઈ ગયા. ફરિયાદી અમે હતા છતાં જાણે કે આરોપી હોઈએ તેવો અનુભવ થયો. હાલાકીનો પાર નહિ, તે એવો કડવો અનુભવ હતો કે ફરીથી પોલીસ ચોકીએ જવું જ નહિ એમ નક્કી કર્યું.'

બીજી બાજુ પેલો પોલીસ અમલદાર રોષમાં હતો. એક ખરો કેસ તેને મારી જતો દેખાતો હતો. તે પણ અનેક વાતની દમદાટી આપતો હતો.

મેં તેની સાથે પણ વાત કરી તો તેણે જણાવ્યું કે 'જુઓ તમે—પબ્લીક પોલીસ સાથે સહકાર કરતા નથી. તો પછી ગુનેગારને અમે કેવી રીતે સજા કરાવીએ ? જુઓને આ જ મિ. અત્યારે ફરિયાદ નોંધાવવાની ના પાડે છે; પરંતુ છોકરીના બધા દાગીના છિપટી ગયા હોત તો તે રોતા આવત કે નહિ ? અરે, છોકરીને જ ખતમ કરી નાખી હોત તો કેવા રડતા આવત ને અમે તપાસમાં ઢીલ કરી હોત તો દોષ અમારા પર નાખત કે પોલીસ કાંઈ કરતા

નથી! એટલે તમારી સગવડે ફરિયાદ નોંધાવવી તે કેમ ચાલે?'

પોલીસ અમલદારની વાત પણ વાજબી લાગતી હતી. પોલીસની સફળતાનો ઘણો આધાર જાહેર પ્રજાના સહકાર ઉપર છે. કોઈ ગુનો બને અને તે ગુનો બનતો નજરે જોનાર જો સાક્ષી બનીને આવે નહિ તો ગુનો પુરવાર કેવી રીતે થાય? કેટલી યે વખત એવા બનાવો બને છે કે જે આપણે નજરે જોયા હોય પણ રખેને સાક્ષી આપવી પડશે એવા ભયમાં ત્યાંથી રવાના થઈ જઈએ છીએ! રેલવેમાં, ટ્રામમાં, રસ્તામાં કેટલીક વખત આસપાસના પ્રેક્ષકોની સાક્ષીની જરૂર પડે છે; પરંતુ ભાગ્યે જ કોઈ સાક્ષી વખતે મળી આવે છે. વળી આવા જ કિસ્સામા જો છોકરીને કાંઈક ઈજા થઈ હોત અગર વધારે કિંમતનો દાગીનો ગયો હોત ને મળ્યો ન હોત તો એ જ માણસો પોલીસમાં દોડી 'જલદી' તપાસ કરવાનું કહેત ને તપાસમાં ઢીલ થાત તો પોલીસને જ દોષ દેત!

પરંતુ આ ઢાલની બીજી બાજુ પણ છે, ને તે છે પોલીસખાતાની કાર્યપદ્ધતિ, પોલીસચોકીનું વાતાવરણ, પોલીસના કેટલાક વર્ગમાં પ્રસરેલી તુમાખી ને અસજ્જનતા.

આવા સંજોગોમાં ફરિયાદ નોંધાવનારને ખૂબ હાલાકી ભોગવવી પડે છે. એ હાલાકી એટલી બધી હોય છે કે હજારોની મતા જેની ચોરાઈ ગઈ હોય તેવા વેપારીઓ પણ તેવી ચોરીને જતી કરે છે પણ ફરિયાદ નોંધાવતા નથી!

કેટલાક કિસ્સામાં ફરિયાદી નૈવેદ્ય ધરે તો જ તેના કેસની તપાસ ઝડપથી થાય, નહિ તો તે ખોળંબે ચડે છે. આ રીતે પોલીસચોકીની હાડમારીઓ દૂર થાય તથા પોલીસ-

પોતાની પછવાડે છે એટલે તેણે પેલો દાગીનો ફેંકી દીધો. તે પકડાયો. પોલીસ આવ્યો ને બધો વરઘોડો પોલીસ ચોકીએ આવ્યો.

હવે પેલી છોકરીના વાલીએ કાયદા મુજબ ફરિયાદ નોંધાવવી જોઈએ, પરંતુ તે તેમ કરવામાં તૈયાર ન હતો. તે કહે કે મને મારી ચીજ મળી ગઈ છે. વળી તેની કિંમત નજીવી છે.

આ ઝઘડાનો હું પ્રેક્ષક હતો. મને તેણે બાજુમાં બોલાવીને કીધું કે 'શું ફરિયાદ નોંધાવીએ ? એક વખત નોંધાવી હતી, એક બીજી બાબતમાં; પણ તેમાં હેરાનહેરાન થઈ ગયા. ફરિયાદી અમે હતા છતાં જાણે કે આરોપી હોઈએ તેવો અનુભવ થયો. હાલાકીનો પાર નહિ, તે એવો કડવો અનુભવ હતો કે ફરીથી પોલીસ ચોકીએ જવું જ નહિ એમ નક્કી કર્યું.'

બીજી બાજુ પેલો પોલીસ અમલદાર રોષમાં હતો. એક ખરો કેસ તેને માથી જતો દેખાતો હતો. તે પણ અનેક જાતની દમદાટી આપતો હતો.

મેં તેની સાથે પણ વાત કરી તો તેણે જણાવ્યું કે 'દેખો તમે-પબ્લીક પોલીસ સાથે સહકાર કરતા નથી. તો પછી ગુનેગારને અમે કેવી રીતે સજા કરાવીએ ? જુઓને આ જ મિ. અત્યારે ફરિયાદ નોંધાવવાની ના પાડે છે; પરંતુ છોકરીના બધા દાગીના ઊપડી ગયા હોત તો તે દોડતા આવત કે નહિ ? અરે, છોકરીને જ ખતમ કરી નાખી હોત તો કેવા રડતા આવત ને અમે તપાસમાં ઢીલ કરી હોત તો દોષ અમારા પર નાખત કે પોલીસ કાંઈ કરતા

નથી! એટલે તમારી સગવડે ફરિયાદ નોંધાવવી તે કેમ ચાલે?'

પોલીસ અમલદારની વાત પણ વાજબી લાગતી હતી. પોલીસની સફળતાનો ઘણો આધાર જાહેર પ્રજાના સહકાર ઉપર છે. કોઈ ગુનો બને અને તે ગુનો બનતો નજરે જોનાર જો સાક્ષી બનીને આવે નહિ તો ગુનો પુરવાર કેવી રીતે થાય? કેટલી યે વખત એવા બનાવો બને છે કે જે આપણે નજરે જોયા હોય પણ રખેને સાક્ષી આપવી પડશે એવા ભયમાં ત્યાંથી રવાના થઈ જઈએ છીએ! રેલવેમાં, ટ્રામમાં, રસ્તામાં કેટલીક વખત આસપાસના પ્રેક્ષકોની સાક્ષીની જરૂર પડે છે; પરંતુ ભાગ્યે જ કોઈ સાક્ષી વખતે મળી આવે છે. વળી આવા જ કિસ્સામાં જો છોકરીને કાંઈક ઈજા થઈ હોત અગર વધારે કિંમતનો દાગીનો ગયો હોત ને મળ્યો ન હોત તો એ જ માણસો પોલીસમાં દોડી 'જલદી' તપાસ કરવાનું કહેત ને તપાસમાં ઢીલ થાત તો પોલીસને જ દોષ દેત!

પરંતુ આ ઢાલની બીજી બાજુ પણ છે, ને તે છે પોલીસખાતાની કાર્યપદ્ધતિ, પોલીસચોકીનું વાતાવરણ, પોલીસના કેટલાક વર્ગમાં પ્રસરેલી તુમાખી ને અસજ્જનતા.

આવા સંજોગોમાં ફરિયાદ નોંધાવનારને ખૂબ હાલાકી ભોગવવી પડે છે. એ હાલાકી એટલી બધી હોય છે કે હજારોની મતા જેની ચોરાઈ ગઈ હોય તેના વેપારીઓ પણ તેવી ચોરીને જતી કરે છે પણ ફરિયાદ નોંધાવતા નથી!

કેટલાક કિસ્સામાં ફરિયાદી નૈવેદ્ય ધરે તો જ તેના કેસની તપાસ ઝડપથી થાય, નહિ તો તે ખોળંબે ચડે છે. આ રીતે પોલીસચોકીની હાડમારીઓ દૂર થાય તથા પોલીસ-

દળનાં વર્તન, માનસ અને રીતભાતમાં પરિવર્તન થાય, તેમાં કાંઈક સંસ્કાર, સજ્જનતા અને સલુકાઈ પ્રવેશે તો જાહેર પ્રજા જે એનાથી દૂર રહેવા ઇચ્છે છે તે બને નહિ.

એક સ્થળે એક બનાવ બને છે. પછી પા કલાકે, અડધા કલાકે પોલીસ આવે છે. થોડી તપાસ કરે છે. પછી આસપાસ બેઠેલાં જતાંઆવતાં માણસોમાંથી થોડાકને પકડીને પોલીસ સ્ટેશને ઉપાડી જાય છે. કેટલીક વખત જ્યાં બનાવ બન્યો હોય તે માળામાં પોલીસ જાય છે ને ઘરમાંથી ચાલીમાં સૂતેલાં, બેઠેલાં, જમતાં કે કોઈ પણ કામ કરતાં માણસોને પકડીને લઈ જાય છે.

'વકીલ સાહેબ, આ કાંઈ કાયદેસર છે? આ કાંઈ ન્યાયી છે?' એમ આવનારા અસીલો પૂછે છે.

આ એક ઘણો નાજુક પ્રશ્ન છે. કાયદાની વાત બાજુએ મૂકીએ તોપણ લોકમાનસ ઉપરના પોલીસનાં પગલાંના જે પ્રત્યાઘાતો થાય છે તે દૃષ્ટિએ જોતાં આ મહત્ત્વની બાબત છે. કોઈ પણ લોકશાહી સરકાર લોકમાનસ પર થતી વ્યાપક અસરોને અવગણી શકે નહિ.

પરંતુ રાજ્યવ્યવસ્થા સંભાળવી એક વસ્તુ છે, સિદ્ધાંતો ને હક્કોની વાતો કરવી એ બીજી વસ્તુ છે. એક નક્કર હકીકત છે. બીજું માત્ર ચર્ચા છે.

એક બનાવ બને છે ત્યારે પોલીસ ત્યાં હાજર હોતી નથી. એટલે જ્યારે તે સ્થાને આવે છે ત્યારે તેને આ બનાવમાં કોણ સંડોવાયું છે તેની તપાસ કરવી પડે છે. પોલીસ પાસે કોઈ જાદુઈ સાધના નથી કે કોણે હુમલો કર્યો તે આપમેળે શોધી શકે; તે માટે તેને માહિતી ઉપર આધાર

રાખવો પડે છે. તે માહિતી ત્યાં રહેલાં માણસો જ આપી શકે છે. પરંતુ એક પક્ષે જેમ પોલીસનો આપણે વાંક કાઢીએ છીએ તેમ બીજે પક્ષે પોલીસ આપણો વાંક કાઢે છે કે આપણે પોલીસને ખરી માહિતી આપીને સહકાર આપતા નથી. બનાવ નજરે જોનાર માણસો આગળ આવતા નથી ને પોલીસને કહેતા નથી કે અમુક માણસે આ કર્યું કે અમુક માણસ આ કરીને આ બાજુ નાસી ગયો. પરિણામે પોલીસને પોતાની સમજ પ્રમાણે ચાલવું પડે છે.

એટલે પોલીસ આસપાસનાં સ્થળેથી ૨૫–૫૦ માણસોની ધરપકડ કરે છે. તેમ કરવા પાછળ તેનો હેતુ એવો હોવા સંભવ છે કે આ પકડાયેલામાંથી બનાવને જાણનાર કોઈ હશે તો છૂટવા માટે પણ માહિતી આપશે અગર તો બનાવમાં સંડોવાયેલ કોઈક આમાં સપડાઈ ગયો હશે એ ગણતરીને આધારે ધરપકડ કરે છે. વળી કોઈ બનાવ બને તેને અંગે કોઈની જ ધરપકડ ન થાય તોપણ તે પોલીસ માટે ઠીક કહેવાય નહિ. એટલે પણ થોડી ધરપકડ કરવામાં આવે છે.

ધરપકડનો બીજો હેતુ લોકમાનસ ઉપર એક જાતની છાપ પાડવાનો હોય છે કે જેથી લોકો સમજે કે કાંઈ બનશે તો પોલીસ નિષ્ક્રિય રહેશે નહિ. તેનો એક વધુ હેતુ થોડો ત્રાસ પ્રસરાવવાનો પણ હોય છે. અસાધારણ સંયોગોમાં આ પદ્ધતિ જરૂરી પણ બને છે. આવી પદ્ધતિ લોકમાનસમાં ભય અને ત્રાસ ફેલાવવા માટે ઈરાદાપૂર્વક અજમાવવામાં આવે છે. પોલીસની આવી ધરપકડો એ રીતે એક પ્રકારનો ભય પ્રસરાવવાનું કામ પણ કરે છે.

પરંતુ પોલીસ આ પદ્ધતિમાં જરૂર સુધારો કરી શકે છે ને તેમ કરીને પોલીસ તથા તે પોલીસ જેના નિયંત્રણ નીચે છે તે સરકાર પ્રત્યેની લોકલાગણીમાં સંક્ષોભ દૂર કરી શકે છે.

ગુંડાઓ અને બદમાશોને જરૂર પોલીસ પકડે ને બંધ કરે તેની સામે કોઈને વાંધો નથી. દરેક વિભાગના લગભગ દરેક ગુંડાને પોલીસ ઓળખે છે એટલે તે બાબતમાં તે ચોકસાઈથી કામ કરી શકે.

બાકી કોઈ બનાવ વખતે ૨૫–૫૦ માણસોને પકડીને પૂરી દેવામાં આવે છે; તેમાં એમ થઈ શકે કે પોલીસ સ્ટેશને લઈ ગયા પછી દરેક માણસને પૂછપરછ કરીને તદ્દન નિર્દોષ ને નવાણીઆ લાગતા હોય એવા માણસોને છોડી દે. પ્રસંગના ઉશ્કેરાટમાં પોલીસ અમલદારો તાત્કાલિક બધું તપાસી ન શકે પણ પોલીસ સ્ટેશને ગયા પછી આ થઈ શકે.

વિશાળ દૃષ્ટિએ જોઈએ તો સત્તાવાળાઓને બે અનિષ્ટો વચ્ચે પસંદગી કરવાની હોય છે : એક તો દાવાનળ જેવાં તોફાનોનો પ્રસાર ને બીજી આવી ધરપકડો વખતે થોડાક નિર્દોષોને થતી હેરાનગતિ. બે અનિષ્ટોની પસંદગીમાં માણસ હમેશાં ઓછા અનિષ્ટને પસંદ કરે છે એ ન્યાયે રમખાણ પ્રસરે ને શહેરનું જીવન ખોરવાઈ જાય તેને બદલે થોડાકને થોડી હેરાનગતિ થાય તો ભલે થાય એવો ન્યાય પણ ઊતરી શકે છે. સમસ્ત પ્રજાના હિત માટે જે પગલું લેવાનું હોય તેમાં થોડાકને કદાચ નુકસાન કે થોડાનું અહિત થાય તો તે અનિવાર્ય છે, એવા સિદ્ધાંતને કેટલીક વખત માન્ય કરવો પડે છે. દરેક પ્રકારના રાજતંત્રને આ લાગુ પડે છે.

## ૧૮ : ન્યાયની હાંસી

કેસ પોકારાયો. આરોપીઓ હાજર થયા. પણ પોલીસ અમલદાર ક્યાં ? તેની તો પહેલી જુબાની લેવાની હતી. કારણકે જુગાર રમવાના આરોપસર આ ઈસમોને પકડવામાં આવ્યા હતા. એકાદ સાંજે ઇન્સ્પેક્ટરે થોડા પોલીસો સાથે મકાન પર ધાડ પાડી હતી ને થોડાક મિત્રોને જુગાર રમતા પકડ્યા હતા. પત્તાં હતાં, પૈસા હતા ને તે બધાં જપ્ત કર્યાં હતાં.

વળી ફરીથી ઇન્સ્પેક્ટરના નામની બૂમ પડી. એક સિપાઈ દોડ્યો. અદાલતના મકાન નજીક બીજું મકાન હતું. પોલીસ-દળના સભ્યોની એ ક્લબ હતી. સિપાઈ ત્યાં પહોંચ્યો. ટેબલ પર બીજા ત્રણ પોલીસ અમલદારો સાથે ઇન્સ્પેક્ટર 'રમી' રમી રહ્યો હતો. 'સ્ટેક'ની રમત હતી એટલે તે પૂરી કરવી જોઈએ. ઇન્સ્પેક્ટરે કહ્યું કે 'આવું છું.' કેસ થોડીવાર બાજુમાં રખાયો. ઇન્સ્પેક્ટરે 'રમી' પૂરી કરી. 'વલણ' ચૂકવ્યું ને અદાલતમાં આવીને તેણે આ જુગારીઓની સામે જુબાની આપી! તેમનો જુગારનો ગુનો પુરવાર થયો ને આવા ગુના સખત હાથે દાબી દેવા જોઈએ એમ જણાવી અદાલતે તેને સખત સજા કરી.

કેસ પૂરો થયો ને પોલીસ અમલદાર પાછો પેલી ક્લબમાં 'રમી' રમવા ચાલ્યો ગયો.

અદાલત પૂરી થઈને ના. માજિસ્ટ્રેટ પણ સાંજે પોતાની ક્લબમાં ઊપડ્યા ને ત્યાં રૂપિયે પોઇંટવાળી બ્રિજની રમતમાં રાત્રે બાર વગાડ્યા.

×

એક પોલીસચોકી છે. પાછળ વરંડો છે. વરંડામાં એક ઓસરી છે. બપોર પડે છે ને પોલીસદળના થોડાક માણસો નવરા પડે છે ને ગંજીપો લઈ તેઓ 'રમવા' બેસી જાય છે. સાંજ પડે છે ને થોડાક નોકરીમાંથી આરામ લેવા એ ઓસરીમાં આવી ચડે છે; બે ઘડી 'પત્તાં'ના થોડાક દાવ ખેલે છે. એવી રીતે જરા આનંદ મેળવી પાછા ફરજ પર બહાર પડે છે. ને રસ્તા પર 'પાનાં' રમતાં કોઈ મવાલીને પકડી લાવી બંધ કરે છે!

## ૧૯ : કોણ સાચું ? કોણ ખોટું ?

અદાલતમાં કેટલીક વખત એવા કિસ્સા આવે છે કે જેમાં સાચું શું ને ખોટું શું તેનો નિર્ણય કરવો દુષ્કર થઈ પડે છે. ગમે તેવા અનુભવી ને ચાણક્ય ન્યાયમૂર્તિ માટે પણ ખરી હકીકત પ્રાપ્ત કરવાનું મુશ્કેલ બને છે.

કેટલીક વખત ઉઘરાણી કરવાવાળા સામે કેસો થાય છે. અમુક માણસને ત્યાંથી ઉઘરાણી લાવ્યો તેમ સાબિત થાય છે. ઉઘરાણીવાળો ગુમાસ્તો કહે છે કે 'સાહેબ, મેં તો મહેતાજીને પૈસા આપી દીધા છે.' મહેતાજી તેનો ઇન્કાર કરે છે. ઉઘરાણીના પૈસા આવ્યા પછી ઘણે મહિને આવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કોઈ વખત મહેતાજી લુચ્ચો હોય છે. તે પૈસા ખાઈ ગયો હોય છે. કોઈ વખતે તે લખવું ભૂલી ગયો હોય છે. બન્ને પક્ષ કસમ ઉપર પોતાની વાત ખરી મનાવવા પ્રયત્ન કરે છે. સામાન્ય રીતે ઉઘરાણી કરનાર ઉઘરાણી કરીને પૈસા પેઢીએ ભરે ત્યારે તે સહી લેતો નથી.

બીજો કિસ્સો શેઠ–નોકરનો હોય છે. નોકર, ડ્રાઈવર

એવા માણસોને પગાર ચૂકવતી વખતે સહી લેવાતી નથી. મહિના દરમ્યાન પણ બેપાંચ કરીને નોકર પૈસા લઈ ગયો હોય છે. કોઈ કારણસર એકબીજાનાં મગજ તપી જતાં નોકર રજા લે છે કે શેઠ રજા આપે છે. પગાર માટે દાવો થાય છે. નોકર કહે છે કે મને મહિનાનો પગાર મળ્યો નથી; વળી તે કહે છે કે શેઠે તેને કાઢી મૂકયો. શેઠ કહે છે કે પગાર ચૂકવી આપ્યો છે ને નોકરને કાઢી મૂકવામાં આવ્યો નથી, પણ મિજાજમાં તે ચાલ્યો ગયો છે. કાઢી મૂકયો હોય તો નોટિસનો પગાર આપવો પડે. પોતાની મેળે ચાલ્યો જાય તો ન આપવો પડે.

આવા કિસ્સામાં કોણ સાચું કહે છે ને કોણ જૂઠું તે નક્કી કરવાનું કામ દુષ્કર હોય છે.

કેટલીક વખત એવા કિસ્સા આવે છે કે જ્યાં એક માણસ કોઈ સગાને ત્યાંથી કોઈ પ્રસંગને લીધે એકાદ દાગીનો પહેરવા લઈ આવે છે ને તે પાછો આપે છે. કોઈ વખત તે ગુમ થઈ જાય છે. કેટલીક વખત દાગીનો પાછો ન આપવાની ફરિયાદ થાય છે. હવે જો દાગીનો બેદરકારીથી ગુમાઈ ગયો હોય તો ફોજદારી ફરિયાદ રહેતી નથી, માત્ર પૈસાનો જ હક્ક રહે છે.

ન્યાયમૂર્તિને આમાં ન્યાય તોળવો મુશ્કેલ બને છે."

કેટલાક કિસ્સા એવા હોય છે કે જેમાં એક નોકર હજાર બે હજાર રૂપિયા લઈને બેંકમાં ભરવા જાય છે. ત્યાંથી રડતોરડતો પાછો આવે છે કે રસ્તામાં તેનું ખીસું કપાઈ ગયું ને પૈસા કોઈ ઉપાડી ગયું.

કેટલીક વખત કેટલાક નોકરો આ પ્રમાણે ઇરાદાપૂર્વક કરે છે. કેટલાક સાચા હોય છે. ઘણા નોકરો આ

પ્રમાણે વર્ષોથી હજારો રૂપિયા લાવ લઈ જાવ કરતા હોય છે. છતાં દસપંદર વર્ષે એકાદ વખત આમ બને તો તેમનો પ્રત્યે શંકા ઓછી જાય છે. પણ તેનો આધાર સંજોગો ઉપર હોય છે.

કેટલાક ફરેબી માણસો એવા હોય છે કે જેઓ પોતાના ગુનાઓની ચાદર બીજા ભોળા તથા નિર્દોષ માણસો પર ઓઢાડી દે છે. આવો શિકાર બનેલો માણસ બિચારો કાંઈ જાણતો હોતો નથી. ખરો ગુનેગાર છટકી જાય છે. પણ નિર્દોષ માણસ તેની સાથે હોવાને કારણે ફસાઈ પડે છે. તેના ગ્રહો સીધા હોય તો જ તે નિર્દોષ ઠરે છે.

આવા કિસ્સાઓમાં સાચાખોટાનો નિર્ણય અનેક સંજોગો ઉપર હોય છે. સાક્ષી તરીકે દરેક માણસની કેવી છાપ પડે છે તેના ઉપર આધાર હોય છે. જુબાની આપનારની બોલચાલ, ઢબ, રીતભાત, ચહેરા પરના ફેરફારો વગેરે અનેક સંજ્ઞાઓ પરથી તે માણસ વિશ્વાસુ છે કે નહિ તેનું માપ નીકળી શકે છે. ગુના કરવા માટે કોઈ કારણો કે સંજોગો હતા કે નહિ તેનો પણ વિચાર કરવો પડે છે, ને ખોટી ફરિયાદ કરનારને ખોટી ફરિયાદ કરવાનું શું કારણ હોવું જોઈએ તેનો પણ વિચાર કરવાનો હોય છે.

આવા કિસ્સામાં ખૂબ જ અનુભવી ને કુશાગ્રબુદ્ધિ ન્યાયમૂર્તિની જરૂર પડે છે. તો જ સાચાખોટાના વાજબી નિર્ણયનો સંભવ રહે છે. ઘણા કિસ્સામાં આંધળેબહેરું પણ કુટાય છે.

માણસ સાચું બોલે છે કે નહિ તેનો નિર્ણય કરનાર કોઈ યંત્ર હજુ શોધાયું નથી. પણ તેવું યંત્ર જો ખરેખર જ સિદ્ધ થશે તો માણસ કદી ખોટું બોલશે નહિ; કારણકે

તેને ખબર છે કે તે જો ખોટું બોલશે તો આ યંત્ર તેને પકડી પાડશે માટે તે સાચું જ બોલશે ને સાચું જ બોલશે તો પછી તે યંત્રની જરૂર રહેશે નહિ. ખરેખર! જગત કેવી વિચિત્રતાઓથી ભરેલું છે!

(૧)

આવા થોડાક કિસ્સાઓ જોઈએ :

એક પેઢીનો માણસ એક વખત એક બેંકમાં ગયો. બેંકમાં જઈને તેણે બહારગામની બેંકની શાખા ઉપર ડ્રાફ્ટ બનાવી આપનાર કારકુનને એકહજાર રૂપિયા આપતાં કહ્યું કે ફલાણા ગામની શાખા ઉપર ડ્રાફ્ટ બનાવી આપો.

દશેપંદર મિનિટ પછી પેલો માણસ પૂછવા ગયો કે કેમ ડ્રાફ્ટ તૈયાર થયો? ત્યારે પેલા કારકુને આશ્ચર્ય બતાવ્યું ને કહ્યું કે 'ભાઈ, તું તો પૈસા પાછા લઈ ગયો એમ કહીને કે મારે હવે ડ્રાફ્ટ નથી મોકલવો.'

બસ, બંને વચ્ચે કોણ સાચું કે કોણ ખોટું તેની તકરાર થઈ. પોલીસ આવી. પોલીસ પાસે પેલા માણસે ફરિયાદ નોંધાવી. બેંક કલાર્કને પકડવામાં આવ્યો ને તેની સામે રૂા. ૧૦૦૦ ઉચાપત કરી જવાનો કેસ ચાલ્યો. પેલા બેંક કલાર્કે તો કહ્યું, કે સાહેબ, માણસ ખોટી રીતે ગળે પડે છે. તે અલબત્ત પૈસા આપી ગયો પણ પાછળથી તે પોતાને ડ્રાફ્ટ નથી જોઈતો એમ કહીને પૈસા પાછા લઈ ગયો. પેલા માણસે કહ્યું કે તે પૈસા પાછા નથી લઈ ગયો ને કલાર્ક પૈસા ખાઈ ગયો.

આમ એક માણસના શબ્દની સામે બીજા માણસના શબ્દ રજૂ થયા. બંને શબ્દો સરખા વજનદાર હોવા છતાં

કોર્ટે કલાર્કને છોડી મૂકયો; કારણકે ફોજદારી કેસોમાં ગુનો નિઃશંકપણે પુરવાર કરવો જોઈએ. જરા પણ શંકા હોય તો તેનો લાભ આરોપીને મળે છે.

(૨)

પાંચ છ આરોપીઓને ખડા કરવામાં આવ્યા છે. જુગાર રમવાનો તેમની પર આરોપ છે. પોલીસ જુબાની આપે છે: 'સાહેબ, આ લોકો ગોળાકાર બેસીને જુગાર રમતા હતા ને અમે તેમની ધરપકડ કરી.' માજિસ્ટ્રેટ દરેકને પૂછે છે: 'તમારે શું કહેવું છે?' ચાર નંબરનો આરોપી આગળ આવે છે. વૃદ્ધત્વથી તેની કાયા કૃશ બની છે. વાળ ધોળા છે, મુખ ઉપર દીનતા છે. આંખમાં આંસુ છે. એ કહે છે: 'સાહેબ હું બાલબચ્ચાંવાળો માણસ છું. વૃદ્ધ છું. અલ્લાહની સાક્ષીએ કહું છું કે હું જુગાર રમતો ન હતો. હું આ ટોળીમાં પણ ન હતો. હું ત્યાંથી પસાર થતો હતો. આ ચારપાંચ જણા ગોળાકાર બેઠા હતા મને જરા કુતૂહલ થયુ કે આ લોકો શું કરે છે? હું જરા જોવા ઊભો રહ્યો ને ત્યાં પોલીસ આવી અને અમને બધાને પકડી ગઈ, ને આપની પાસે રજૂ કર્યા.'

કોર્ટે પોલીસને ફરીથી પૂછ્યુ: 'આ કહે છે તે ખરું છે?' પોલીસે ફરીથી કહ્યું: 'ના, આ બધા જ રમતા હતા.'

આવા કિસ્સાઓમાં ને ખાસ કરીને ધાડ પડે છે ત્યારે કેટલાક નિર્દોષ રાહદારીઓ ફસાઈ પડે છે તે જાણીતી હકીકત છે. જુગાર રમવો તે ગુનો છે. પણ કોઈ રમતા હોય તેમાં પ્રેક્ષક બનીને ઊભું રહેવું તે ગુનો નથી. પરંતુ આવા કિસ્સાઓમાં પોલીસ જેટલાને પકડે છે તે બધા સામે એક જ જાતની જુબાની આપે છે. કોર્ટે ચોથા નંબર સામેની

જુબાની ન માને તો બીજા કેદી સામે ન માનવી જોઈએ. પોલીસે તો બધા સામે એક જ સરખી જુબાની આપી હોય છે એટલે એક શબ્દ સામે બીજો શબ્દ જીતી શકતો નથી. ને ઘણા ભાગે આરોપી ગુનેગાર ઠરે છે, પરંતુ જો આરોપી કોઈ નક્કર પુરાવો કે સારો સાક્ષી રજૂ કરે તો તે છૂટી પણ શકે છે.

(૩)

ફરિયાદી સાક્ષીના પીંજરામાં આવ્યો. તેણે જણાવ્યું કે તે વિકટોરિયાવાળો છે એક દિવસે વહેલી સવારે સ્ટેશન સામે તેની વિકટોરિયા ખડી કરીને અંદરના ભાગમાં બેઠો હતો. બેઠાંબેઠાં તેને સહેજ ઊંઘ આવી ગઈ. ત્યાં તેને તેના કાંડા ઉપર કોઈનો હાથ સ્પર્શ્યો તેમ લાગ્યું. તેના કાંડા ઉપર જે ઘડિયાળ હતી તે કોઈ કાઢતું હતું. તે ઝબકીને જાગ્યો ને એકદમ નીચે ઊતર્યો. ગાડી પાસે જ એક માણસ ઊભો હતો તેને પકડ્યો. તેની આસપાસ એક બે માણસો હતા તેણે બૂમ પાડી ને પોલીસને હવાલે કર્યો. તેણે કહ્યું કે આરોપી નંબર એકને તેણે હાથોહાથ ગાડી પાસે જ પકડ્યો.

આરોપીઓએ જણાવ્યુ કે તેઓ મજૂરો છે. સ્ટેશન પાસે જતાઆવતા ઉતારુઓનો સામાન ઉપાડીને પેટ ભરે છે. આવા કોઈ ઉતારુઓની રાહ જોઈ ગાડી પાસે ઊભા હતા. તેમની પીઠ ગાડી તરફ હતી, મોં સ્ટેશન તરફ હતું. તેમના જેવા ઘણા મજૂરો ત્યાં કામ કરે છે. તે ઉપરાંત બીજા બદમાસો પણ ત્યાં હોય છે. કોઈ માણસે ગાડીના પછવાડેના ભાગ તરફથી આવીને ઘડિયાળ લેવા પ્રયત્ન કર્યો હોય ને

તુરત ભાગી ગયો હોય. જ્યારે અમે ત્યાં જ ઊભા હતા એટલે અમને પકડ્યા. વળી ગાડીવાળો તો નંબર એકને હાથોહાથ પકડ્યો તેમ કહે છે. પણ નંબર બે તથા ત્રણ માટે કંઈ કહેતો નથી. તેઓ ત્યાં ઊભા હતા તે ઉપરથી તેઓ નંબર એકના સાગરીતો હોય તેવો શક જાય છે. અલબત્ત કોર્ટે નંબર બે ત્રણને છોડી દીધા ને નંબર એકને ગાડીવાળાની વાત માની સજા કરી.

## ૨૦ : વકીલનો ધંધો

સારો વકીલ ગામમાં મોભાદાર તથા પ્રતિષ્ઠિત ગણાય છે. તે સજ્જન પણ હોય છે ને લોકો તેના પ્રત્યે માનથી જુએ છે. જો કે એવો વકીલ પણ અસત્ય વિના પોતાની શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી શકતો નથી. કેસ જીતવા માટે તેને પણ અસત્ય ઉચ્ચારણો કરવાં પડે છે. સાક્ષીઓને વાતફેર કરવા કહેવું પડે છે.

તે છતાં સજ્જન વકીલો ને અસજ્જન વકીલો પણ હોય છે. એકને જૂઠું બોલવું પડતું હોય તો તે માત્ર પુરાવાના કાયદાની વિચિત્રતાને કારણે પણ તે કૌભાંડ રચતો નથી, ખોટા સાક્ષીઓ ઊભા કરતો નથી કે બીજા કાવાદાવા કરતો નથી. જ્યારે અસજ્જન વકીલ કાવાદાવામાં રચ્યોપચ્યો રહે છે. બીજાને કાયદાની ચુંગાલમાં ફસાવવાના માર્ગો–પોતાના દુષ્ટ હેતુ અસીલોને બતાવતો રહે છે. તે બીજા અનેક આડા માર્ગે ધનપ્રાપ્તિ કરવાનું ચૂકતો નથી.

અદાલતમાં પક્ષકારોની દુષ્ટતા કે અસત્યતા વકીલને સ્પર્શતી નથી. તે તો હમેશ પોતાના 'અસીલની સૂચના

મુજબ' બોલે છે. તે પોતાનું કાંઈ બોલતો નથી સિવાય કે કાયદાના મુદ્દા પર. બાકી તે જે કાંઈ બોલે છે તે તેના અસીલની વતીથી, અસીલ બોલતો હોય તો જે બોલે તે બોલે છે.

ધારાશાસ્ત્રીઓની આ સ્થિતિમાં કેટલીક વખત વિચિત્રતા ઊભી થાય છે. તે હરહમેશ કોઈ એક જ જાતના પક્ષકારનો વકીલ હોતો નથી. એક વખત વાદીનો તો બીજી વખત પ્રતિવાદીનો, એક વખત આરોપીનો તો બીજી વખત ફરિયાદીનો તે વકીલ હોય છે. ને કેટલીક વખત એવી સ્થિતિ ઊભી થાય છે કે એક વખતે તે જે પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે તેથી ઊલટું પ્રતિપાદન કરવાની ફરજ તેની પર આવી પડે છે. એટલે વારંવાર એને જુદાજુદા વેષ ભજવવા પડે છે. કોઈ વિદૂષકને પણ આંટી ખવડાવે તેવો પાઠ તેને સતત ભજવવાનો હોય છે. તેમ કરતાં તે આંચકો ખાતો નથી; કારણકે તેને માટે તો હરહમેશની વાત બની ગઈ હોય છે. પરંતુ વકીલોની આ વિચિત્રતા અસીલોના ધ્યાનમાં આવ્યા વિના રહેતી નથી. ઘણી વખતે તેઓ પરસ્પર તે બાબત મજાક પણ કરી લે છે.

વકીલોની સ્થિતિ કાયદામાં અદાલતના અફસર જેવી છે—ન્યાયનાં કાર્યમાં મદદ કરનાર તેઓ રાજ્યનાં એક અંગ છે, ને તેથી તે કામમાં મદદ કરવાની તેમની ફરજ છે. આ કારણે જેમ ટેકસીવાળો ટેકસી ભાડે લઈ જવાની સ્ટેન્ડ પર ના પાડી શકે નહીં તેમ વકીલ પણ કોઈ વાજબી કારણ વિના કોઈ કેસ લેવાની ના પાડી શકે નહીં. અલબત્ત ફીનો પ્રશ્ન રહે છે ને વકીલ માગે તે ફી આપવા અસીલ તૈયાર હોય તો તે કેસ તે લેવા બંધાયેલો છે. કાયદાએ

લાદેલી એ ફરજ છે.

વકીલોની આ વિશિષ્ટ સ્થિતિને કારણે તેઓ અન્ય નોકરી કે ધંધો કરી શકતા નથી ને કરે તો તેને પ્રેક્ટિસમાંથી રુખસદ લેવી પડે છે. કાયદાએ એ રીતે લાદેલી ફરજો ઘણી છે. તે જ રીતે વકીલો કોઈ પ્રોમીસરી નોટ, ચેક કે લેણદેણ ખરીદી શકે નહિ, કે પોતાના નામે વેપાર પણ કરી શકે નહિ. વિમાની એજન્સી પણ રાખી શકે નહિ. જાહેરખબર આપી શકે નહિ. અરે, પાટિયું પણ બહુ મોટું મારી શકે નહિ!

## ૨૧ : અહંભાવ

'કદાચ તમારા અસીલે ફરિયાદીએ જે માર્ગ સૂચવ્યો તે સ્વીકારી લીધો હોત તો તેની સામે આ કેસ થવા વખત ન આવત.'

'વાત ખરી છે નામદાર! પણ જો અમીલો આ પ્રમાણે એકબીજા વચ્ચે સમજૂતી કરત તો કદાચ અમે અહીં હોત જ નહીં; કદાચ આપ નામદારને પણ આ આસને બિરાજવાની જરૂરત ન રહેત!'

'તેમ કદાચ બન્યું હોત તો તેથી કંઈ ખોટું ન થાત. આપણે કોઈ બીજા ધંધા–નોકરી કરત પણ આ ખાનાખરાબીથી તો સમાજ બચી જાત.'

એક ચાલતા મુકદ્દમા દરમ્યાન એક ન્યાયમૂર્તિ તથા એક ધારાશાસ્ત્રી વચ્ચે થયેલા વાર્તાલાપની ઉપર આપેલી નોંધ એક સંસ્થા તરીકે એક અદાલતનું મૂલ્યાંકન તેનાં જ અંગો કેટલું કરે છે તે બતાવે છે.

એનો અર્થ એ છે ને હકીકત પણ એમ છે કે અદાલતમાં જે ઝઘડા ચાલે છે તેમાંથી અડધા એવા હોય છે કે જે માણસે જો સહેજ સમજશક્તિ બતાવી હોત તો કદી અદાલતમાં આવ્યા જ ન હોત.

પરંતુ દરેક માણસમાં 'અહંભાવ' હોય છે. પોતાની વાત જ ખરી હોય છે અને સામાની વાત ખોટી છે એમ તે માને છે. સામાને ખોટો પાડવાની તેનામાં વૃત્તિ જાગે છે. ઘણી વખત સાચજૂઠનો સવાલ બાજુ ઉપર રહે છે ને 'વટ' ને ખાતર માણસો લડે છે ને પાયમાલ થાય છે.

દીવા જેવી ચોખ્ખી વાત હોય કે અસીલ આમાં લડે તો પાયમાલ થાય તેમ છે છતાં જો કદાચ ધારાશાસ્ત્રી સલાહ આપે તો અસીલને જ તે ગમતી નથી. 'તમે તમારે લડોને। ભલે ગમે તે ખરચ થાય. હારીએ તો અપીલ કોર્ટ ક્યાં નથી? સુપ્રીમ કોર્ટ ક્યાં નથી?' અપીલ કોર્ટની વાત કરનારા આ બિચારાઓને ભાગ્યે જ ખ્યાલ હોય છે કે અપીલ કોર્ટમાં સફળ થવાની સંભાવના ઓછી હોય છે. અપીલ કોર્ટ નીચલી કોર્ટના ચુકાદામાં જવલ્લે જ વચ્ચે પડે છે. વચ્ચે પાડવા માટે ભારે જહેમત અને દલીલબાજી કરવી પડે છે. કેટલીક બાબતોમાં તો અપીલ કોર્ટ વચ્ચે જ પડતી નથી પણ કાયદાની આ આંટીઘૂંટીની તેને ખબર હોતી નથી તેથી તે લડવામાં માને છે. વળી કેટલાક માણસોના કાયદા વિષે વિચિત્ર ખ્યાલો હોય છે. તેઓ માને છે કે કાયદો તો તેમની કલ્પના ને માન્યતા પ્રમાણે જ હોય છે ને તેમનો જે કેસ હોય છે તે મુજબ કાયદો ઘડાયો હોય છે।

## ૨૨ : ભુલભુલામણી

કાયદાના ઘડતરમાં નોકરશાહી ઘણી વિવિધ રીતો અખત્યાર કરે છે. એક કાયદાના સુધારા વિશે કેવી જાતની જાહેરાતો કરવામાં આવે છે તેનો નમૂનો નીચે આપ્યો છે:

૧૯૦૮

ઈસવી સન ૧૮૫૭ના રજિસ્ટ્રેશનના કાયદાની ૧૭મી કલમની ૭મી પેટા કલમના 'બ' વિભાગમાં લીટીના છેલ્લા ત્રણ અક્ષરો રદ કરવામાં આવે છે.

૧૯૨૮

ઈસવી સન ૧૮૫૭ના રજિસ્ટ્રેશનના કાયદાની ૧૭મી કલમની ૭મી પેટા કલમમાં 'બ' વિભાગમાં પહેલી અને ત્રીજી લીટી વચ્ચે નીચેના શબ્દો ઉમેરવા 'જો અરજદાર ઇચ્છે તો ....'

૧૯૩૨

ઈસવી સન ૧૮૫૭ના રજિસ્ટ્રેશનના કાયદાની ૧૭મી કલમની ૭મી પેટા કલમમાં 'બ' વિભાગમાં છેલ્લી ત્રણ લીટીઓ ૧૮૫૭ના કાયદામાં જે પ્રમાણે હતી તે પ્રમાણે વાંચવી–સિવાય કે તેમાં વચમાંથી 'અરજદાર' શબ્દ ઉડાવી દેવો.

૧૯૪૦

૧૮૫૭ના રજિસ્ટ્રેશનના કાયદાની કલમ ૧૭માં પેટા કલમ સાતમાં વિભાગ 'બ' સંવત ૧૯૦૮માં સરકારી ગેઝેટ વૉલ્યુમ નં. ૧૨ પાનાં નં. ૧૧ પર સરકારી ઠરાવ નં. જી. ૧૭/૧૭૫૩ ૧૯૦૮ મુજબ જે સુધારો કરવામાં આવ્યો હતો તે આથી રદ કરવામાં આવે છે.

૧૯૪૪

૧૯૫૭ના રજિસ્ટ્રેશનના કાયદાની કલમ ૧૭માં ૧૯૦૮, ૧૯૨૮, ૧૯૩૨ તથા ૧૯૪૦માં જે સુધારા થયા હતા તે રદ કરી તે બધાને બદલે નીચેનો પેરા ઉમેરવો કે 'ઠરાવવામાં આવે છે....'

(સત્ય પરિસ્થિતિને રજૂ કરતું આ માત્ર કલ્પિત દૃશ્ય જ છે.)

## સાહિત્યચોરો માટે અનુકરણીય !

કોઈ પરભાષાના પુસ્તક કે લેખનાં ભાષાંતરને પોતાના મૌલિક સર્જન તરીકે ખપાવી ગૌરવ લેવા પ્રયત્ન કરે છે.

પરંતુ તેમને માટે એક અનુકરણીય દૃષ્ટાંત છે. બંગાળમાં કંપની સરકારની સુપ્રીમ કોર્ટમાં એક ન્યાયમૂર્તિ પાસે એક મોટી જાગીરનો કેસ આવ્યો. તેમાં દત્તક લેવા વિષેના હિંદુ કાયદાનો મોટો પ્રશ્ન ઊભો થયો. આ બાબતમાં અંગ્રેજ ન્યાયમૂર્તિઓ પ્રાચીન હિંદુ-ગ્રંથો પર આધાર રાખતા. તેમની કોર્ટમાં એક મહાપંડિત રઘુમણિ વિદ્યાભૂષણે 'દત્તકચંદ્રિકા' નામક એક મહાગ્રંથ રજૂ કર્યો ને જણાવ્યું કે આ એક મહાન પ્રાચીન ગ્રંથ છે ને દત્તકવિધાન અંગે આધારભૂત છે. તે મુજબ ચુકાદો અપાયો, પણ કેટલાક વિવેચકોનું માનવું છે કે આવો કોઈ પ્રાચીન ગ્રંથ હતો જ નહિ. પરંતુ પંડિતે પોતે જ મૌલિકપણે લખીને તેને પ્રાચીન તરીકે ખપાવ્યો હતો ને તે મુજબ ચુકાદો મેળવ્યો હતો.

મૌલિક સર્જન કરીને તેને કોઈ અન્ય લેખકને નામે ખપાવવું ને બીજાનું ચોરેલું પોતાને નામે ખપાવવું-કેટલો તફાવત ?

*

# છઠ્ઠો વિભાગ

## છઠ્ઠો પરિચય

## ૧ : જ્યાં સત્ય અસત્યથી જિતાય છે

જે માણસ વિચારક કે ચિંતક હોય તે જો કોઈ પણ અદાલતમાં બેચાર કલાક ગાળે તો તેનું મગજ અનેક જાતના વિચારોથી ઊભરાઈ જાય છે. અહીં એટએટલી જાતના માણસો આવે છે, એવાએવા પ્રકારના કિસ્સાઓ રજૂ થાય છે ને સમાજજીવન તથા માનવજીવનની એવી રોમાંચક, ઘૃણાસ્પદ અને ભાતભાતની તસવીરો રજૂ થાય છે કે માનવી ઘડીભર સ્તબ્ધ બની જાય છે.

અદાલતની કાર્યવાહીમાં રચ્યાપચ્યા રહેનાર વકીલો જો ઘડીભર વિચાર કરવા બેસે તો તેમને એક ઘણી વિચિત્ર ને પહેલી નજરે ન માની શકાય તેવી વસ્તુસ્થિતિની પ્રતીતિ થાય છે ને તે એ છે, કે આ અદાલતોમાં ઘણી વખત સત્યનો વિજય અસત્યને આધારે પ્રાપ્ત કરવો પડે છે. એટલે કે સાચા કેસો જૂઠું બોલીને, અર્ધસત્ય બોલીને, કોર્ટને કે સામા પક્ષને આડે માર્ગે દોરીને કે ખોટી જુબાની અપાવીને જીતવા પડે છે. અંતે ઘણા કિસ્સામાં સત્યનો જય થાય છે પણ તે અસત્યનાં એક કરતાં વધારે સ્વરૂપોની સીડીઓને આધારે.

ફોજદારી તથા દીવાની બધી જ અદાલતોની કાર્યપદ્ધતિ ત્રણ કાયદાઓથી નક્કી થયેલી છે. એક છે સિવિલ પ્રોસિજર કોડ (દીવાની કામ ચલાવવાની રીત). આ માત્ર દીવાની અદાલતોને જ લાગુ પડે છે. બીજો છે ક્રિમિનલ પ્રોસિજર કોડ (ફોજદારી કામ ચલાવવાની રીત)–આ માત્ર ફોજદારી અદાલતોને લાગુ પડે છે ને ત્રીજો છે Evidence Act (પુરાવાનો કાયદો)–આ દીવાની તથા ફોજદારી બંને અદાલતોને

લાગુ પડે છે.

કોર્ટની અંદર કોઈ પણ કેસને દાખલ કરવાના પગલાથી માંડીને તેનો ચુકાદો—ઠેઠ છેલ્લી અપીલ સુધી આવે ત્યાંસુધીની કોર્ટની કાર્યપ્રણાલિ તથા જુબાનીઓ કેવી રીતે નોંધવી તેની નિયમાવલિ આ ત્રણે કાયદાઓમાં સમાઈ જાય છે.

દરેક કેસમાં કેસને સાબિત કરવાની જવાબદારી કેસને રજૂ કરનાર ઉપર હોય છે. એટલે કે ફરિયાદી કે વાદી ઉપર હોય છે. ફોજદારી કિસ્સામાં આમાં કોઈ અપવાદ નથી. પરંતુ કેટલીક વખત દીવાની કેસોમાં પ્રતિવાદીએ કાંઈ કબૂલાતો કરી લીધી હોય તો પછી તે કબૂલાતોમાંથી છટકવાની જવાબદારી તેના પર રહે છે. કાયદામાં તેને પુરાવાનો બોજો Onus of proof કહે છે. એટલે જે મુદ્દો કે હકીકત પુરવાર કરવાની જવાબદારી જેના પર હોય તેણે તે પૂરી કરવી પડે છે. ને જો તેમ કરવામાં તે નિષ્ફળ જાય તો તે હારી જાય છે.

કોર્ટ તો એક તટસ્થ વ્યક્તિ છે. સાચું શું કે ખોટું શું તેની તેને ખબર નથી. તે તેણે શોધી કાઢવાનું હોય છે. તે માટે તેણે દસ્તાવેજો ને સાક્ષીપુરાવા ઉપર આધાર રાખવાનો હોય છે. એ બધું ઉપર લખ્યા ત્રણ કાયદાના ચોકઠામાં રહીને થઈ શકે છે. કેસને એ ચોકઠામાં લાવવા માટે પક્ષકારોને ઘણી વખત અસત્યનો આશ્રય લેવો પડે છે. તદ્દન સાચું બોલીને કોઈ કેસ જીતી શકાતો હશે પણ તે તો કેસનાં મૂળભૂત તત્ત્વો જ એવાં હોય કે જૂઠું બોલવું ન પડે, પણ બાકી તો દરેક હકીકતને કાયદાના ચોકઠામાં બેસતી કરવા માટે કોઈક અસત્ય અથવા બનાવટનો આશ્રય

લેવો પડે છે. કેટલીક વખત સાક્ષીઓને લાવવા પડે છે અગર તો સાક્ષીઓ હોય તેને જુબાની અમુક જ રીતે આપવી તેવું શીખવવું પડે છે. આ એક ઘણી આકરી કસોટી છે, અણગમતી વાત છે, વિચિત્ર અને દુઃખજનક છે.

તે છતાં એ હકીકત છે કે આજની કાયદા-પ્રણાલીમાં આ જાતની તરકીબો ન અજમાવવામાં આવે તો સાચા કેસ પણ માર્યા જાય છે.

પહેલાંના યુગોમાં કાજીઓ ન્યાય ચૂકવતા, પંચ ફેંસલો કરતાં તે વખતે પુરાવાના આવા કાનૂનો ન હતા પણ એ જ વખતે બંને પક્ષને સાંભળીને સત્યાસત્યનો નિર્ણય થતો. કદાચ તે વખતે લોકો વધારે સત્યપ્રિય હશે; કારણકે આજે તો લોકોને કાયદો કહે તેમ બોલવાનું હોય છે. એટલે કદાચ અસત્ય બોલવાની ઇચ્છા ન હોય તોપણ કેટલીક વખત કેટલીક વાતો છુપાવવી પડે છે ને અમુક જ વાતો રજૂ કરવી પડે છે. પરંતુ આ જગતમાં કોઈ ચીજ સંપૂર્ણ નથી. જ્યાં શુભ છે ત્યાં અનિષ્ટ પણ છે એટલે કેટલાંક અનિવાર્ય અનિષ્ટોને નિભાવી લેવાં જ રહ્યાં.

## ૨ : નવલકથાની અવાસ્તવિકતા

એક વખતે ફુરસદના સમયે એક નવલકથાનું હું વાંચન કરતો હતો. એક પ્રતિષ્ઠિત લેખકની એ પ્રસાદી હતી. આવા લેખકને હાથે સામાન્ય રીતે ધારી શકાય તેવી ઉત્કૃષ્ટ શ્રેણીની એ નવલકથા હતી.

એ કથામાં બેત્રણ પ્રકરણોમાં અદાલતમાં બનતા પ્રસંગો આપવામાં આવ્યા હતા. નવલકથાની નાયિકા–કોઈ એક સ્ત્રી

પાત્ર સામે અદાલતમાં મુકદ્દમો ચાલી રહ્યો હતો અને એ મુકદ્દમાના પ્રસંગનું ખૂબ જ જ્વલંત ભાષામાં બયાન કરવામાં આવ્યું હતું.

પરંતુ તે પ્રકરણો વાંચતાં એક ધારાશાસ્ત્રી તરીકે મને ખ્યાલ આવ્યો કે અદાલતમાં મુકદ્દમો ખરી રીતે જેમ ચલાવાય છે એવી રીતે આ પ્રકરણોમાં ચાલતો બતાવવામાં આવ્યો ન હતો.

ન્યાયમૂર્તિ હતા, પોલીસ હતા, શિરસ્તેદાર હતા, વકીલો હતા, સાક્ષીઓ હતા, બધું હતું; પરંતુ એ બધાંનું વર્તન અને વર્ણન અદાલતમાં હોય છે તે રીતે ન હતું. અદાલતમાં જ્યારે એક મુકદ્દમો ચાલે છે, ત્યારે કાયદેસર રીતે જે પ્રણાલિકા અનુસરવામાં આવે છે તેવી પ્રથા આમાં વર્ણવવામાં આવી ન હતી. એટલે કે આવા બનાવનું વર્ણન કાયદેસર નહિ પણ 'ગેરકાયદેસર'(!) હતું.

એ લેખકે બતાવ્યું હતું તે રીતે મુકદ્દમાઓ અદાલતમાં ચાલતા નથી. અદાલતોમાં દીવાની તથા ફોજદારી બન્ને પ્રકારના મુકદ્દમાઓ ચલાવવાની ચોક્કસ રસમ હોય છે. ફોજદારી કેસોમાં પણ 'સમન્સ' કેસ અને 'વૉરન્ટ' કેસ એવી બે પ્રથાઓ હોય છે. એટલે જ્યારે અદાલતનો પરિચિત આદમી આવી કથાઓમાં આવાં વર્ણનો વાંચે છે, ત્યારે તેને સહેજ હસવું આવે છે. તેને તે વિચિત્ર ને અવાસ્તવિક લાગે છે. ને જ્યારે લેખક સુપ્રસિદ્ધ ને વાસ્તવિકતાને વરવાનો દાવો કરનાર હોય છે ત્યારે આ બધું બેહૂદું લાગે છે.

આનું કારણ એ હોય છે કે આ લેખકોએ અદાલતોમાં જઈ મુકદ્દમાનું સંચાલન ખરી રીતે જોયું હોતું નથી.

જોયું હોય તો ઉપરચોટિયું ને દરેક પગથિયાની સમજણ વિનાનું તેનું અવલોકન હોય છે. તેમ જ આવા મુકદ્દમા કેવી રીતે ચાલે તેની સમજણ ધારાશાસ્ત્રી પાસેથી લેવાની તસ્દી તેમણે લીધી હોતી નથી. એટલે કોઈ ઓપરેશનના વર્ણનમાં ઓપરેશન કર્યા પછી તબીબે ક્લોરોફોર્મ આપવાનું શરૂ કર્યું તેવું વર્ણન આવે ત્યારે તે વાત જેવી બેહૂદી લાગે તેવી જ આ વાત બેહૂદી લાગે છે.

લેખકો સામાન્ય રીતે કલ્પનાને વળગીને આવાં વર્ણનો લખી નાખે છે. ને તેથી જીવનમાં બનાવો જે રીતે બને છે તે રીતે તેનું વર્ણન રજૂ કરવાનો હેતુ મારી જાય છે. વાસ્તવિકતા દૂર હડસેલાઈ જાય છે. જો કે આ અવાસ્તવિક છે, એવો ખ્યાલ કે સમજણ અદાલતના ક્ષેત્રથી દૂર રહેલા વાંચકોને આવતો નથી.

પરંતુ સવાલ એ છે કે આવી પરિસ્થિતિ યોગ્ય છે?

જેમ નવલકથામાં તમે મુંબઈ કે અમદાવાદ શહેરનાં વર્ણનમાં ચૂક કરતા નથી, જેમ રેલવે-પ્રવાસમાં કડી જવાની ગાડી ગોધરામાં બદલાય એવો પ્રસંગ આવતો નથી, જેમ નવલકથામાં કોઈ પારસીને કાઠિયાવાડી ફેંટો બાંધેલો વર્ણવતા નથી કે કોઈ ઋષિમુનિને મોજાં પહેરેલાં દર્શાવતા નથી તેવી રીતે નવલકથામાં અદાલતનો પ્રસંગ રજૂ કરો ત્યારે ત્યાં ખરેખર જે રીતે બનાવ બનતા હોય તે જ રજૂ કરવા જોઈએ.

નવલકથાઓમાં તબીબી જગત કે અદાલત જગત કે ઇજનેરી જગત રજૂ થાય, ત્યારે તે જેવું હોય તેવું જ રજૂ કરવું જોઈએ. માત્ર કલ્પનાનું ચિત્ર તે ન હોવું જોઈએ. કેટલીક નવલકથાઓમાં આરોપીની ઊલટતપાસ

કરવામાં આવે છે તેવા પ્રસંગ અપાય છે, પણ તે ભૂલભરેલું છે. કારણકે આજના ભારતના કાયદા મુજબ આરોપીની ઊલટતપાસ થઈ શકતી નથી; માત્ર 'તારી સામે જે જુબાની પડી છે તેને અંગે તારે શું કહેવું છે?' એટલું જ પૂછવામાં આવે છે ને તેના ઉત્તરમાં તેને જે નિવેદન કરવાનું હોય તે કરવાની છૂટ રહે છે. કોઈ ન કહેવું હોય તો તે જવાબ આપવા 'ના' પાડી શકે છે.

એટલે જ્યારે લેખકો કે સાહિત્યકારો જે જગતનો પોતાને અંગત પરિચય ન હોય તે જગતના પ્રસંગોને ચીતરવા બેસે ત્યારે તેમણે કાં તો એ જગતનો અંગત અનુભવ લઈને બધી વાતો બરાબર સમજવી જોઈએ. અગર તો આવાં લખાણો તે જગતના જાણકારને બતાવી યોગ્ય સુધારાવધારા કરાવી લેવા જોઈએ ને વાર્તાને ખરેખર વાસ્તવિક બનાવવી જોઈએ.

## ૩ : ઝેરનું મારણ ઝેર

કાંટો કાંટાને કાઢે છે, ગરમી ગરમીને હઠાવે છે ને ઝેર ઝેરનું મારણ છે. કુહાડી લાકડાના હાથાવાળી બનતાં લાકડાને કાપે છે. દરેક વસ્તુનો દુશ્મન તે જ વસ્તુમાં રહેલો હોય છે. તેવી જ રીતે કાયદાનો પ્રતિકાર કાયદામાં જ રહેલો હોય છે. કાયદાનાં જડણાં તોડવાની યુક્તિઓ કાયદામાંથી જ મળી આવે છે, કાયદાની ધારને કાયદો જ બુઠ્ઠી બનાવે છે ને કાયદાના સાણસામાંથી છટકવાનો માર્ગ કાયદો જ બતાવે છે. કાયદાના હેતુને મારી નાખવાના રસ્તા તેમાંથી જ મળી રહે છે. તે કારણે કાયદાઓમાં

વારંવાર ફેરફાર ને સુધારા કરવા પડે છે. આવકવેરાના કાયદામાં તો દર વર્ષે સુધારાવધારા કરવા પડે છે; કારણકે જેમ જેમ તેની કલમો કડક બનાવવામાં આવે છે તેમ તેમ તેમાંથી છટકવાની તરકીબો આવકવેરો ભરનારા તથા તેના નિષ્ણાત સલાહકારો શોધી કાઢે છે. બુદ્ધિની ખરી હરીફાઈ તો આવકવેરો વસૂલ કરનાર તથા આવકવેરો આપનાર વચ્ચે ચાલી રહી છે ને તેમાં અજબ છટકાં ને તરકીબો જોવા-જાણવા મળે છે. દર વર્ષે આવકવેરા ખાતા તરફથી જે અહેવાલ બહાર પડે છે તેનો અભ્યાસ કરવામાં આવે તો ખૂબ જ રસિક ને મનન કરવાયોગ્ય બાબતો મળી રહે છે. આવકવેરામાંથી છટકવા વેપારીઓ કેવી બુદ્ધિ લડાવે છે ને કેવી ખૂબી દાખવે છે તેનાં તાજુબ કરે તેવાં દષ્ટાંતો મળી રહે છે ને કેટલાક કિસ્સા તો એવા હોય છે કે આપણને તેના સર્જક માટે માન થયા વિના રહેતું નથી!

કાયદાની છટકબારીનુ બીજું વ્યાપક ક્ષેત્ર જકાતી દીવાલ છે. જકાતમાંથી છટકવા માલને છુપાવીને કેવી રીતે લાવવામાં આવે છે, તેના પકડાયેલા દાખલા ખૂબ અવનવા છે. કોઈ બૂટના સોલમાં વસ્તુ છુપાવે છે. કોઈ ચોપડીઓનાં પાનાં વચ્ચે કોરીને જગ્યા કરી વચમાં કિંમતી વસ્તુ છુપાવીને ચોપડી હાથમાં લઈને હિંમતથી બહાર નીકળે છે. કોઈ ગુપ્ત ખાનાં રાખે છે. જ્યારે કેટલાક તો જકાતદ્દારીમાંથી જવાઆવવાની જેમને પરવાનગી હોય તેવાઓની છાયાનો લાભ લે છે.

" જકાતના કાયદાને થાપ આપવા માટે તો દુનિયામાં અઠંગ ઉઠાવગીરો જંગી ટોળીમાં જામી પડેલા છે. તેમનાં જગતવ્યાપી સંગઠનો ને શાખાઓ છે ને કરોડો રૂપિયાની

ઊથલપાથલ તેઓ કરે છે. ગુપ્ત નૌકાઓ દ્વારા અજાણ્યા સમુદ્રકાંઠે માલ ઉતારવાના કિસ્સા બને છે. જકાતની ચોરીની આવી કેટલી યે તાજ્જુબીભરી કથાઓ જગતનાં અખબારોમાં પ્રસિદ્ધ થતી રહે છે.

યુરોપની ધરતીમાં તો રાજ્ય-રાજ્ય વચ્ચે માનવીઓને પણ પ્રવેશવાના પ્રતિબંધો છે. આને કારણે એક સરહદમાંથી બીજી સરહદમાં માનવદેહની જકાતચોરી કરવાના વ્યાપક ધંધા ચાલે છે ને એવી રીતે માનવીઓને લાવવા-લઈ જવાના પ્રયાસો માટે ભારે કિંમત આપવામાં આવે છે.

ઈંગ્લેંડમાં 'પરદેશીઓ'ને હદપાર કરવાની સત્તા છે, પણ બ્રિટનના વતનીને હદપાર કરવાની સત્તા નથી. એક કાયદો એમ છે કે જે કોઈ સ્ત્રી બ્રિટનના વતનીને પરણે તે સ્ત્રી પણ બ્રિટનની વતની બને છે. આ કાયદાનો લાભ લઈને યુરોપખંડમાંથી ઈંગ્લેંડમાં ઊતરતી કેટલી યે સ્ત્રીઓ. ઈંગ્લેંડમાં કોઈ બ્રિટનવાસી સાથે લગ્ન કરી લે છે. આવાં લગ્નો સગવડિયાં હોય છે. લગ્ન કરાવનાર ટોળી હોય છે. ને આવી રીતે 'વરરાજા' બનનાર પગારદાર માણસો હોય છે. તેઓ જેની સાથે પોતે લગ્ન કરે છે તે સ્ત્રીને કદી ઓળખતા હોતા નથી કે લગ્ન કર્યા પછી એક દિવસ-એક કલાક પણ તેઓ સાથે રહેતા નથી. લગ્નની વિધિ માત્ર તે સ્ત્રીને ઈંગ્લેંડની વતની બનાવવા માટે હોય છે. તે પતી જાય પછી તેઓનો મેળાપ પણ થતો નથી. તે માણસને માત્ર વરરાજા બનવાની 'ફી' મળી જાય છે; જ્યારે પેલી ટોળી સારી જેવી રકમ પડાવે છે ને આ સ્ત્રીને હદપાર કરી શકાતી નથી. આ યુક્તિનો લાભ લેનાર સ્ત્રીઓ ઘણેભાગે પરદેશી જાસૂસો હોય છે!

## ૪ : વિષચક્ર

'સાહેબ, તે મને છેતરી ગયો છે.'

'સાહેબ, ના, ઊલટો તે મને બનાવી ગયો છે.'

એક પક્ષ બીજા પક્ષને દુષ્ટ, નાદાન, પાખંડી કહે છે. બીજો પક્ષ પહેલાને ચોર, ચાંડાળ ને પાપી કહે છે.

એક પક્ષ બીજાને દગાબાજ, વિશ્વાસઘાતી, નીચ, હલકટ કહે છે. બીજો પક્ષ પહેલાને ફરેબી, જાલીમ, નાલાયક કહે છે.

એક પક્ષ બીજાને દુનિયાનો ઉતાર કહે છે. બીજો પહેલાને નરાધમ જંતુ જેવો ગણે છે.

એક પક્ષ બીજાને ઝેરી નાગ, છૂપો વીંછી અને ઝેરનો કટોરો કહે છે. તો બીજો પક્ષ પહેલાને વિકરાળ ને નિષ્ઠુર વાઘ, કાળામીંઢ પથ્થર ને હળાહળ જીવલેણ વિષ કહે છે.

એક પક્ષ બીજા વિષે કહે છે કે એ એટલો તો અધોગતિ ને વિનિપાત પામેલો છે કે તેની સાથે હાથ મિલાવો તો હાથ અભડાય, વાત કરો તો પાપ લાગે ને તેને કોઢિયા જેવો અસ્પૃશ્ય ગણે છે. બીજો પક્ષ પહેલાનો પડછાયો પડે તો નાહવું પડે તેમ કહે છે.

એક પક્ષ બીજા પ્રત્યે રોષાગ્નિથી પ્રજળી રહ્યો હોય છે. તેને લાગે છે કાયદો હાથમાં લેવાય તો તેનો ટોટો પીસી નાખું. બીજો પક્ષ પહેલાને જીવતો જલાવી દેવા જેવો પાપી, પાખંડી ગણાવે છે.

એકના દિલમાં આગ હોય છે. બીજાના દિલમાં દાવાનળ હોય છે. એક વેરાગ્નિથી જળી ઊઠ્યો હોય છે. બીજો ખુન્નસથી બળીઝળી ઊઠે છે.

એકને લાગે છે સામા પક્ષે તેના પર જગતના બધા અત્યાચારો કર્યા છે. બીજાને લાગે છે પહેલા પક્ષે ન્યાય-નીતિને નેવે મૂક્યાં છે.

એકને લાગે છે, 'જગતમાં ક્યાંય ન્યાય જેવું નથી.' બીજાને લાગે છે, કે 'જગતમાં ક્યાંય માનવતા નથી.'

એકને લાગે છે કે દુનિયા માત્ર શ્રીમંતો ને લાગવગવાળાઓની છે; બીજાને લાગે છે કે દુનિયાને જે ઊંધા પાટા બાંધી જાય તે ફાવી જાય છે.

એક પૈસાને શાપ આપે છે. બીજો ગરીબીને ગાળ આપે છે. અદાલતોની કાર્યવાહીમાં બન્ને પક્ષોએ એકમેક સામે કરેલા આક્ષેપો તથા વ્યક્ત કરેલી મનોવ્યથાનો આંક ને સરવાળો કાઢીએ તો ઉપર લખ્યું તેવું પરિણામ આવે છે.

અદાલતની કાર્યવાહી નિહાળતાં અને પક્ષકારોના પરસ્પરના આક્ષેપો ને રોષનો અભ્યાસ કરતાં એમ થાય છે કે જગત શું ખરેખર આવું નાચીજ, આટલું બધું ભ્રષ્ટ છે ? માનવી શું આવો હીણો, વિનિપાતને વરેલો અને માનસિક રક્તપિત્તના રોગથી પીડાતો છે ?

જગત ખરેખર એવું હોઈ શકે નહિ. જો હોય તો જગતનો વિનાશ આજ પહેલાં ઘણા વખતે થઈ ગયો હોત. જગતમાં ઘણી ઉમદા ચીજો છે. ઉત્તમ ને પાવનકારી વસ્તુઓ છે. મહાન અને પુણ્યશાળી જીવો છે. સજ્જનતા છે, નીતિ છે, ગુણ છે, સ્વભાવની અમીરી છે, દયા છે, ઉદારતા છે. આવું ઘણું છે પણ તેનું પરિબળ ઓછું છે.

અદાલતમાં બન્ને પક્ષો એકબીજા સામે પૂર્વગ્રહથી પીડાતા હોય છે. તેમની આંખો વૈરાગ્નિના ઝેરથી વ્યાપ્ત બનેલી હોય છે. તેમનું માનસ સંક્ષુબ્ધ ને ધૂમ્રમય હોય

છે એ કારણે બુદ્ધિની સમતોલતા તેમણે ગુમાવી દીધી હોય છે. એટલે પરસ્પર બંને પક્ષો એક ભયંકર ને નાપાક વિષચક્રમાં પડી જાય છે.

## ૫ : શ્યામલ ધૂમ્રશિખા

અદાલતની દુનિયા એ એક એવી દુનિયા છે કે જ્યાં તમને તરેહતરેહના માનવીઓનો ભેટો થાય છે. એ એક એવી આલમ છે કે ત્યાં જેમ ભાતભાતનાં યંત્રો દ્વારા ભાતભાતની વસ્તુઓનું ઉત્પાદન થતું દિગ્મૂઢપણે જોઈએ છીએ, તેમ માણસના મનની તરેહતરેહની કલ્પનાઓ, ચિત્રવિચિત્ર યુક્તિઓ, મગજના રંગબેરંગી ફાંટાઓ ને દિલની શ્યામલ ધૂમ્રશિખા જોવા મળે છે.

અહીંયાં વાદીનું કે પ્રતિવાદીનું, ફરિયાદીનું કે આરોપીનું, પોલીસનું કે વકીલનાં મન, બુદ્ધિ અને શક્તિ નિરંતર યુક્તિ–પ્રયુક્તિઓના સંશોધનમાં જ લાગી રહ્યાં હોય છે. વાદીને એમ થાય છે કે હું કેસ જીતી જાઉં. પ્રતિવાદીને થાય છે કે સામા પક્ષનો દાવો કેમ ઊડી જાય, ફરિયાદીને થાય છે કે આરોપીને ક્યારે જેલમાં મોકલું ને આરોપીને થાય છે કે હું કેમ છૂટી જાઉં, ને વકીલોને થાય છે કે પોતે કેમ કરીને કેસ જીતે કે જેથી પોતાના અસીલને લાભ થાય ને પોતાની કીર્તિ વધે!

એટલે દરેક પક્ષ અહીંયાં એક અગર બીજા પ્રકારના ષડ્યંત્ર, તરકીબો ને છટકબારીના સતત ચિંતનમાં જ રહ્યો કરે છે. કાયદાની બારીઓ શોધાય છે. કાયદામાં કાંઈ ભૂલ છે? કાયદો બરાબર પ્રસિદ્ધ થયો છે? સામા પક્ષે કોઈ

કાનૂની ભૂલ કરી છે? મુદત વીતી ગઈ છે? સામા પક્ષે કોઈ કાગળ–દસ્તાવેજ–લેખિત શબ્દ–પોતાના હિસાબમાં ભૂલ થાય તેવો લખ્યો છે? સામા પક્ષના દસ્તાવેજો તથા જુબાનીમાં કોઈ જગ્યાએથી ઉપયોગી થાય તેવો વિરોધાભાસ છે? પોતાના અસીલનું વર્તન કાયદાના વર્તુળમાં આવી જાય છે કે બહાર રહે છે? સામો પક્ષ હાજર છે કે ગેરહાજર છે? ઓળખીતા છે? ફોડી શકાય છે? ન્યાયમૂર્તિ ભલાભોળા છે? તેને આડે માર્ગે દોરવી શકાય છે?

માણસના મગજમાં કોઈ જળધોધની માફક વિચારોનો પ્રવાહ વહેતો જ રહે છે. વિગ્રહ અને પ્રેમમાં જેમ ગમે તે સાધનો વાજબી મનાય છે તેમ અહીં એક માત્ર હેતુ 'જીત'નો હોય છે. તે મેળવવા માટે ગમે તે માર્ગ વર્જ્ય ગણવામાં આવતો નથી; અપવાદો હોય છે પણ તેની સંખ્યા ને પ્રમાણ એટલાં અલ્પ હોય છે કે સામાન્યપણે જે છે તે વિષે વિનાસંકોચે લખી શકાય.

## ૬ : ઊલટી ગંગા

અદાલતનું કામ કાયદાનું શાસન સુરક્ષિત રાખવાનું તથા ન્યાય આપવાનું છે. અદાલત એ દરેક માણસને મન ન્યાયનું સ્થાન છે. ન્યાય આપવા માટે કાયદાની રચના કરવામાં આવી છે. કાયદાના સિદ્ધાંતોને અનુસરીને અદાલતો ન્યાય–અન્યાયનો નિર્ણય કરે છે; પરંતુ કેટલીક વખત કાયદાની રચના બધી પરિસ્થિતિને લક્ષમાં લઈને કરવામાં આવી હોતી નથી. કાયદો તો માનવરચિત છે એટલે માનવસહજ ક્ષતિઓ તેમાં રહી જાય છે. કાયદાના અર્થ ને પાલન

ન્યાયમૂર્તિઓ કરે છે; ને દરેક ન્યાયમૂર્તિની બુદ્ધિશક્તિ, આવડત, સમજણ સરખી હોતી નથી. આ કારણે અદાલતોમાં કેટલીક વાર કાયદાનો અમલ થાય છે પણ ન્યાયનું પાલન થતું નથી.

માણસો દરરોજના જીવનમાં જે હજારો પ્રકારના વહેવારો–લેતીદેતી કરે છે તે દરેક વ્યવહારને પોતાના ચોકઠામાં સમાવી લેવા કાયદો પ્રયત્ન કરે છે. તમો કોઈ દુકાને જઈને ઘડિયાળ ખરીદો તો એ ઘડિયાળ હાથમાં લીધી, જોઈ, ભાવ ઠરાવ્યો, ખરીદીને પૈસા આપ્યા ને પાછળથી તે બરાબર ન નીકળી તે પાછા આપવા ગયા; એ દરેક પગથિયાને કાયદાની કલમો મુજબ તેના ચોકઠામાં ગોઠવી શકાય છે; પણ ખરીદનારને તેની ખબર હોતી નથી. જેમ આપણે નાનપણથી શ્વાસ લઈએ છીએ તે વાયુને ઑકિસજન કહેવાય છે તેની આપણે શાળામાં ઉચ્ચ ધોરણમાં પહોંચ્યા પછી ખબર પડે છે; જેમ માણસ જિંદગીભર બોલે છે, વાત કરે છે, તે બોલી તથા વાતચીતને ભાષાશાસ્ત્રમાં 'ગદ્ય' કહેવાય છે, પણ તે ગદ્ય કહેવાય છે તેની તેને ખબર નથી હોતી; તેવી રીતે માણસ તેના નિશદિનના પરસ્પરના વહેવારમાં જે જે કાર્યો કે વર્તન આચરે છે. તે તે કાયદાની કોઈ ને કોઈ કલમોમાં ઘટાવી શકાય છે, પણ તેની તેને ખબર હોતી નથી.

આનો અર્થ એ નથી કે કાયદા ઉપરથી વર્તન કે વ્યવહાર નક્કી થાય છે; પણ હકીકત એમ છે કે વર્તન કે વ્યવહાર ઉપરથી કાયદો નક્કી થાય છે. કાયદો માણસના રોજના વહેવારને ચોક્કસ વ્યાખ્યાઓમાં બાંધી લે છે, પણ તેનું ઉદ્ભવસ્થાન તો વહેવાર છે. એટલે કે પ્રથમ વહેવાર ને પછી કાયદો. વ્યવહાર વ્યાપક બને અને તેનું નિયમન

કરવાની જરૂર પડે ત્યારે તેને કાયદાનાં સૂત્રોમાં બાંધી લેવામાં આવે છે. દાખલા તરીકે માણસ મકાન બાંધે તો તેને મકાનમાં આવવા-જવાનો રસ્તો જોઈએ. વરસાદ પડે તો વરસાદના પાણીને જવાનો રસ્તો જોઈએ. હવા ને પ્રકાશ જોઈએ. આ બધું અનિવાર્ય છે ને તેથી માણસો જ્યારે સમાજરૂપે રહેવા માંડ્યા, ત્યારે તેમણે આપમેળે તેના નિયમો સ્વીકારી લીધા ને તેને અનુસર્યા ને તે વ્યવહાર ઉપરથી જે કાયદાની રચના થઈ, તેને Rights of Easements કહેવામાં આવે છે.

આવી રીતે માત્ર માણસોએ સ્થાપિત કરેલા ને અનુસરતા વહેવારોને કાયદાની ચોક્કસ ભાષામાં ગોઠવવામાં આવ્યા ને તે કાયદા કહેવાયા.

પરંતુ જેમ જેમ સમાજ પ્રગતિ પામતો ગયો તેમ તેમ માનવીમાનવી વચ્ચેના વહેવારો વધુ ગૂંચવણભર્યા બનતા ગયા. યુદ્ધ જેવા આપત્તિકાળે અનેક પ્રશ્નો ઊભા કર્યા ને તેથી આવા કાળમાં નવાનવા કાયદાઓ કરવાની જરૂર પડી. જે વસ્તુઓ કદી ગુનો ન હતી તેને ગુનો ઠરાવવામાં આવી. જે કદી બન્યું નથી તે બનશે એમ માનીને તેને માટે કાયદાથી અગાઉથી જોગવાઈ કરવામાં આવી.

આ રીતે વીસમી સદીમાં કાયદાનો જુગજૂનો શિરસ્તો ફરતો ગયો ને વર્તન તથા વ્યવહાર ઉપરથી કાયદો કરવાને બદલે કાયદાથી જ વર્તન તથા વ્યવહારનું નવું નિયમન થવા લાગ્યું. એમ ઊલટી ગંગા વહેવા લાગી.

જેમ જેમ સમય પસાર થશે તેમ તેમ નવા સંજોગો ને નવા વિચારોનો ઉદ્ભવ થશે ને તે મુજબ કાયદાનાં ઘડતર ને સ્વરૂપમાં ફેરફાર થશે.

## ૭ : ઘડતરની ક્ષતિઓ

કાયદો એ મનુષ્યકૃત વસ્તુ છે: કાયદાનું ઘડતર એ માણસની બુદ્ધિનું ફળ છે. સદીઓના અનુભવ પછી કાયદાનાં નવાંનોખાં સ્વરૂપો ઘડાતાં જાય છે દેશદેશના જુદાજુદા કાળના કાયદાઓનો અભ્યાસ અને અનુકરણ પરસ્પર કરવામાં આવે છે.

દરેક દેશના જુદાજુદા કાયદાઓ જોશો તો જણાશે કે જેમ વિવિધ ધર્મોનાં મૂળ તત્ત્વો સમાન છે તેવી જ રીતે જુદાજુદા દેશના કાયદાઓના મૂળભૂત સિદ્ધાંતો એક જ હોય છે.

બીજાની માલિકીની ચીજ લઈ જવી તે ચોરી. કોઈએ સોંપેલી ચીજ ઓળવી જવી તે વિશ્વાસઘાત. કોઈને મારવું તે હુમલો. કોઈના ઘરમાં વિના હક્કે પ્રવેશવું તે ગૃહપ્રવેશ. એ રીતે માનવીમાનવી વચ્ચેના પરસ્પરના સરળ વ્યવહારને વિકૃત કરનારાં જે કૃત્યો તેમાંનાં ઘણાંને ગુનો ગણવામાં આવ્યાં ને તેવો ગુનો કરનારને સજા કરવાની જોગવાઈ કરવામાં આવી.

સમાજ જેમ જેમ વિકસતો ગયો, માનવવ્યવહારો જેમ જેમ વધુ વિસ્તૃત અને ગૂંચવાડાભર્યા બનતા ગયા તેમ તેમ કાયદાનાં સ્વરૂપો ને શબ્દરચના બદલાતાં ગયાં. વીસમી સદીમાં ખાસ કરીને યુદ્ધકાળને લીધે તથા રાજ્યદ્વારી પ્રવૃત્તિઓને કારણે ગુનાઓનાં નવાંનવાં સ્વરૂપો પ્રકટ થવા લાગ્યાં. એ બધાંને પહોંચી વળવા નવાનવા કાનૂનો કરવા પડ્યા.

આધુનિક યુગમાં સમાજની સુધારણા પણ કાયદાથી કરવાની જરૂર પડી. કાળાં બજાર માટે કાનૂનો કરવા

પડ્યા. આ બધું નવું હતું. જૂના યુગમાં એનો કોઈ આધાર ન હતો. એટલે નવાનવા રચાતા કાયદા–કાનૂનોમાં ક્ષતિઓ-ઘણી વખત ગંભીર ક્ષતિઓ જણાવા લાગી. એવા અસંખ્ય કાયદા–કાનૂનો થયા કે જેની રચનામાં ભારે ભૂલો દેખાઈ છે. આને કારણે નિર્દોષ લોકોને ઘણું સહન કરવું પડયું છે. તે ઉપરાંત ખરા ગુનેગારો છટકી પણ ગયા છે. એટલે આપણા કાનૂનના ઘડવૈયાઓએ કાનૂનની રચના ખૂબ જ સંભાળપૂર્વક કરવાની છે. પિનલકોડ, પુરાવાનો કાયદો, કરારનો કાયદો જેવા પહેલા ઘડાયેલા કાયદાઓ આજે સો–પોણોસો વર્ષથી અમલમાં છે પણ તેની રચાયેલી એક પણ કલમમાં ક્યાંય ક્ષતિ માલૂમ પડી નથી. કાયદો સ્પષ્ટ, ચોક્કસ અને કોઈ પણ જાતના અપવાદવિનાનો હોવો જોઈએ. દોષપૂર્ણ કાયદાના પરિણામે નિર્દોષ અગર ગરીબ માણસોને ખૂબ સહન કરવું પડે છે.

## ૮ : 'વાડ ચીભડાં ગળે'

'વાડ ચીભડાં ગળે' એ આપણી ઘરગથ્થુ કહેવત છે. જેને રક્ષણનું કે સાચવણીનું કામ સોંપ્યું હોય એ એનું રક્ષણ કરવાનું કામ ન કરે પણ ઊલટું ભક્ષણ કરે તો !

દારૂબંધીનો વહીવટ જેને સોંપ્યો હોય તે પોતે જ દારૂ પીવા માંડે, તિજોરી પર હથિયારબંધ પહેરો રાખવાનું જેને સોંપ્યુ હોય તે જ તિજોરી તોડીને નાસી જાય, દુશ્મન સામે લડવા મોકલેલી લશ્કરી ટુકડી પોતાની જ લશ્કરી ટુકડી સામે લડવા માંડે, વાલી તરીકે કોઈ પ્રાણસને કોઈ બાળા સોંપી હોય તે પોતે જ તેની ઇજ્જત લેવા તૈયાર થાય, જેને માલ વેચવા સોંપ્યો હોય તે પોતે જ માલ

વેચીને ભાગી જાય; આ અને આવી વિચિત્રતા આ જગતમાં જોવા મળે છે.

અણુબૉંબ બનાવવાનું જેણે શોધ્યું હોય તે પોતે જ તે બનાવટની વાત દુશ્મનને જણાવી દે, જાસૂસીનું જેને સોંપ્યું હોય તે જ વિરોધપક્ષને પોતાના પક્ષની બાતમી આપી દે એ જેટલું બેહૂદું લાગે છે એટલું જ તે શકય પણ છે અને બને પણ છે.

આધુનિક યુગમાં લાંચરુશવતનું જોર વધી ગયું છે એટલે જુદાજુદા દેશોમાં તેમ આપણા દેશમાં પણ લાંચ-રુશવત વિરોધી ખાસ ખાતાં ખોલવામાં આવ્યાં છે. એક લાંચ-રુશવત વિરોધી ખાતું આપણે ત્યાં પણ અસ્તિત્વમાં છે અને અનેક અમલદારોને તથા બીજાઓને તેણે સપડાવ્યા છે. આ લાંચ-રુશવત વિરોધી ખાતામાં પણ લાંચ-રુશવત પેસી ગઈ છે. સતીત્વના રક્ષણની જેને જવાબદારી સોંપી હોય તે પોતે તો સચ્ચારિત્ર્યવાન હશે એમ માની લેવું રહ્યું. ઈશ્વરની પૂજા કરનાર પૂજારી તો ઈશ્વરનો અનુરાગી હશે તેમ ખરે જ મનાય. પણ જ્યારે પૂજારી પોતે જ પથ્થરની મૂર્તિને પથ્થર જ ગણે ત્યાં બીજું શું બાકી રહે?

તે મુજબ લાંચ-રુશવત વિરોધી ખાતામાં જ જો લાંચ-રુશવત હોય તો એ એક વિચિત્ર જાતનો અનુભવ કહેવાય.

આજે માનવીનાં નીતિ-ધોરણ કેટલાં નીચે ઊતરેલાં છે તેનો આથી પુરાવો મળે છે. વળી જે લોકોને રાજ્ય કરવાનું છે તેમનું કામ કેટલું કપરું છે તે પણ આથી જણાઈ આવે છે. સિપાઈને બંદૂક આપી. તે બંદૂક ફોડે પણ અંદરની ગોળી સીસાને બદલે માટીની નીકળે તો? સિપાઈ શું

કરે ? રાજ્યશાસન જેને કરવાનું છે તેણે તો માણસોથી કામ લેવાનું છે. શું પોલીસ કે શું રેવન્યુ વહીવટ, શું બંદરી વહીવટ કે શું મુલકી વહીવટ–દરેક ખાતામાં ને દરેક જગ્યાએ માણસો આજે જેવા છે તેવા માણસો દ્વારા જ વહીવટ ચલાવવાનો છે. માણસોની નીતિમત્તા ઓછી હોય, તેમની કાર્યદક્ષતા ઓછી હોય તો પછી રાજ્યકર્તા પણ શું કરે ? અમે તે છાપનું રાજ્ય હોય પણ તે દરેક માટે આ કોયડો રહેવાનો જ છે.

ખરી રીતે દુનિયા ઉપર સ્વર્ગ ઉતારવાની વાત તો ઘણા કરે છે પણ સ્વર્ગ ઊતરતું નથી; કારણકે તે માટે કોઈ જાદુઈ કિમિયો હજુ સુધી હાથ લાગ્યો નથી. જે કાંઈ કરવાનું છે તે બધું માણસો દ્વારા જ કરવાનું છે. માણસો જ સાધન છે. તે સાધન જ જો પોલું, કુત્રિમ અગર અવિશ્વસનીય હોય તો પછી પરિણામ કેવી રીતે સારું આવી શકે ?

આપણા દેશના નહિ પણ જગતના સર્વ દેશોની આ હાલત છે ને સર્વત્ર માનવી અનેક પ્રકારની પીડાઓ ભોગવી રહ્યો છે. તેના ઉદ્ધારનો કોઈ માર્ગ દેખાતો નથી; કારણકે બધી જગ્યાએ એક અગર બીજી રીતે ‘ લાંચ–રુશવત વિરોધી ખાતામાં લાંચ’ એવું દ્રશ્ય જોવા મળે છે.

## ૯ : એલ. બી. ડબલ્યુ.

જગવિખ્યાત ક્રિકેટપટુ ડોન બ્રેડમેને પોતાનાં જીવન-સંસ્મરણો આલેખતું એક પુસ્તક લખ્યું છે.

આ પુસ્તકમાં ક્રિકેટની રમત વિષે ઘણી રસિક વાતો તેણે લખી છે. તેમાં ક્રિકેટમાં એલ. બી. ડબલ્યુ. નામે ઓળખાતા એક નિયમ વિષે એક પ્રકરણ છે. સાદી ભાષામાં

આ નિયમનો અર્થ એ છે કે દડો સીધો વિકેટમાં જતો હોય તો તેને ખેલાડી બેટથી અટકાવવાને બદલે પગથી અટકાવે તો તે આઉટ ગણાય.

બ્રેડમેન લખે છે કે જ્યારે ક્રિકેટની રમત શરૂ થઈ ત્યારે આ નિયમ હતો નહિ. પણ એક વખત એવું બન્યું કે રમતાંરમતાં એક અપ્રામાણિક ખેલાડીએ દડાને બેટથી અટકાવવાને બદલે પોતાનો પગ આડો ધરીને બોલને વિકેટમાં જતો અટકાવ્યો. આ પછી તો બીજા ખેલાડીઓને પણ થયું કે આ સારું થયું ને તેમણે પણ તેમ કરવા માંડયું. એક દોષ જ્યારે વ્યાપક બને ત્યારે તેને નિવારવા કે અંકુશમાં રાખવા નિયમની જરૂર પડે છે. તે મુજબ ક્રિકેટની મુખ્ય સંસ્થાએ આ અપ્રામાણિકતાને કાબૂમાં રાખવા એલ. બી. ડબલ્યુ. ના નામે ઓળખાતા નિયમની રચના કરી. તે પછી તો તેની શબ્દરચનામાં ફેરફારો થયા ને હજુ પણ થશે.

પણ મુખ્ય વાત એ છે કે જ્યારે માણસ 'રમત' નથી રમતો પણ કોઈ પણ બહાને અપ્રામાણિકતા આચરે છે, ત્યારે કાયદાની જરૂર પડે છે. આ નિયમ થયા છતાં ખેલાડીઓ હજુ પણ પોતાના પગે દડો અટકાવે છે. જો કે તેમ થતાં તેઓ આઉટ થાય છે. એટલે તેથી તેઓ કોઈ ગેરવાજબી લાભ ઉઠાવી જતા નથી.

માનવસહજ નબળાઈઓનું આ એક ઉદાહરણ છે. દરેક ક્ષેત્રમાં માણસ પોલું દેખીને પેસી જવા માગે છે. એ અપ્રામાણિકતાનો પડઘો કાયદા અને કાનૂનમાં પડે છે. આજના કાયદા ને કાનૂનોનો અતિરેક બતાવે છે કે માણસ સીધી ચાલ ચાલતાં ભૂલી ગયો છે.

# સાતમો વિભાગ

## સાતમો પરિચય

## ૧ : જ્યારે રાક્ષસ જાગે છે!

[૧]

રાત જામી છે. છાતીમાં છરી ભોંકાય તેમ એન્જિનની ફ્લેશ લાઈટ અંધકારનાં કાળજાં ચીરતી ચાલી જાય છે. કોઈ ભૂતાવળ કારમી ગતિએ અંધકારને વીંધીને ચાલી જતી હોય તેમ દૂરથી લાગે છે. જામતી રાતનાં સૂમસામ વાતાવરણમાં મુસાફરો ઊંઘતા, જાગતા, તંદ્રા અનુભવતા, વળતી સવારનાં સ્વપ્નાં જોઈ રહ્યા છે. અચાનક ભૂકંપ થયો હોય તેમ ટ્રેન કંપી ઊઠે છે ને કોઈ જ્વાળામુખી ફાટે તેમ ડબ્બાઓનો કચ્ચરઘાણ થઈને નીચે પડે છે!

સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધોનાં આક્રંદથી આકાશ ગાજી ઊઠે છે. અનેક આશાભર્યા યુવાનોના દેહના લૂંદા થઈ ગયેલા દેખાય છે. અનેકના દેહો વિરૂપ બને છે. અનેકનાં અંગ-ઉપાંગો જુદાં પડે છે. કાળીચૌદશની ભેંકાર રાત્રિની પિશાચ-લીલા જેવું દૃશ્ય નજરે ચડે છે.

ને જુઓ જુઓ, આ શું થાય છે? મરેલાં, મરતાં, ઈજા પામેલાં, વેદનાની ચીસો પાડતાં માનવીઓને ક્રૂર રીતે હડ-સેલીને-ફેરવીને તેમનાં ખિસ્સાં તપાસતાં માનવીઓ નજરે ચડે છે. જે હાથ ચડે તે લઈ લે છે ને આગળ વધે છે જ્યારે ચારે બાજુ કોઈ રણક્ષેત્ર જેવી કરુણ કિકિયારી થઈ રહી છે ને જ્યાં માનવતાના મહેરામણને છલકાવવાની જરૂર છે, ત્યાં થોડા નિષ્ઠુર માનવીઓ તૂટી પડેલી ટ્રંકો ને છૂટી પડેલા બિસ્રાઓની જાંચ કરે છે ને જે કાંઈ કિંમતી વસ્તુ હાથ પર આવી તે લઈને નાસવા માંડે છે.

એક આદમી આવે છે ને રૂક જાવનો હુકમ કાઢે છે.

તેની સાથેના બંદૂકધારીને આદેશ આપે છે કે લૂંટ કરનારને ગોળીથી ઉડાવી દો ને પિશાચલીલા અટકી પડે છે.

[૨]

સમુદ્રને કાંઠે એક વિશાળ નગરી છે. સમુદ્રમાં અનેક વહાણો નાંગરેલાં છે. કાળ ચોઘડિયે વહાણમાંથી બૉમ્બો ફાટે છે. ભયાનક આગ લાગે છે. બંદર નજીકની માલમત્તા આગની જ્વાળાઓમાં સપડાય છે, મકાનો તૂટે છે. સળગે છે, માનવીઓ જીવતા આગમાં સપડાય છે, વેપારીઓ હાટ ઉઘાડાં મૂકીને નાસવા માંડે છે.

એ તકનો લાભ લઈને ચોર, લૂંટારા, ગુંડાઓ લૂંટના પંથે પ્રયાણ કરે છે. ઉઘાડાં ઘરો ને દુકાનોમાંથી કિંમતી ચીજો ઊપડી જાય છે ને લશ્કરને બોલાવીને મામલો કાબૂમાં લેવો પડે છે.

[૩]

આગ લાગે છે: સ્ત્રી, બાળકો, પુરુષો ભયભીત બની પહેરેલે કપડે નાસે છે. મકાન પડે છે. ઘરવખરી ચારે બાજુ વેરાય છે ને ભૂખ્યા શ્વાનો જેમ હાડકાં ઉપર તૂટી પડે તેમ માણસો તૂટી પડે છે ને જે હાથ આવ્યુ તે લઈને નાસવા માંડે છે. કાયદાના રક્ષકોને આકરાં પગલાં લેવા પડે છે ત્યારે આ અટકે છે.

[૪]

કોમકોમ વચ્ચે દાવાનળ સળગી ઊઠ્યો છે ને એક કોમનાં માણસો એ ભોમ તજીને બીજી ભોમ તરફ નાસી રહ્યાં છે. મૂળમાંથી વૃક્ષ ઉથલી પડે ને જળપ્રવાહમાં તણાય તેમ પેઢી દર પેઢીથી વસેલાં માનવીઓ ભયભીત બનીને નાસવા

માંડે છે. બાળકો રડે છે, સ્ત્રીઓ આક્રંદ કરે છે. પળેપળે મોત ડોકિયાં કરે છે. કોઈ અકલ્પ્ય ભય તેના દેહને ધ્રુજાવી રહ્યો છે ને જે મળ્યું તે લઈને નાસે છે. ટ્રેન માટે ટિકિટ લેવી પડે છે. નૌકા માટે જગ્યા મેળવવાની છે. સામાન ઉપાડવા મજૂર જોઈએ છે. ક્યાં ય કોઈ માણસાઈ બતાવતું નથી. એની નિરાધાર ને નિઃસહાય સ્થિતિનો લાભ લઈને તેના પાસેથી જેટલા પૈસા નિચોવાય તેટલા નિચોવવા સૌ પ્રયત્ન કરે છે.

[૫]

એ જ પરિસ્થિતિમાં હિજરતીઓ વસાહતી છાવણીઓમાં આવી પહોંચે છે.

અહીં પણ સ્ત્રીના દેહનું લિલામ કરનારાઓની જાળ બિછાવાઈ જાય છે. કોઈ સહાય આપવાને બહાને, કોઈ નોકરી અપાવવાને બહાને, કોઈ કાંઈ બહાને અહીં પોતાનો દાનવી ધંધો શરૂ કરે છે. કોઈ બનાવટી રાહતસંસ્થાઓ ઊભી કરે છે. કોઈ રાહતસંસ્થાઓમાં કાર્યકરો તરીકે ઘૂસી જાય છે ને કોમી રાક્ષસના પંજામાંથી બચીને નાઠેલી યુવતીઓ પોતાના જ કોમી રાક્ષસોના પંજામાં ફસાય છે. શું કોમવાદ એ ભયાનક છળ છે? અંતે માનવી દરેક સ્થળે માનવી જ છે!

[૬]

જળરેલ આવે છે. વાવાઝોડું થાય છે. દાવાનળ લાગે છે. રાજકીય તોફાનો થાય છે ને અરાજકતા ઘડીવારમાં ફેલાઈ જાય છે. એ કેમ બને છે?

## ૨ : આદિ માનવનો બહિષ્કાર

પહેલું દૃષ્ટાંત પટણા મેલમાં થયેલા કરુણ અકસ્માતનું છે. આ મેલમાં મુસાફરી કરી રહેલા બિહારના એક પ્રધાને જણાવ્યુ હતું, કે આ ઘોર અને કરુણ અકસ્માત થયો અને ચારે તરફ કારમી કિકિયારીઓ ઊઠી ત્યારે કેટલાક માણસોએ લૂંટફાટ શરૂ કરી હતી. ને તેમણે પોતાના રક્ષકને ગોળીબાર કરવાનો હુકમ આપ્યો ત્યારે જ અટકી હતી.

બીજું દૃષ્ટાંત મુંબઈના ધડાકાનું છે. ધડાકા વખતે લશ્કરી પહેરો ન ગોઠવ્યો હોત તો ભારે અરાજકતા ફેલાત. તેવી જ પરિસ્થિતિ અમેરિકાના એક બંદરે પાકિસ્તાન માટેનો શસ્ત્ર દારૂગોળો ફાટ્યો ત્યારે થઈ હતી. તે શહેરને લશ્કરી પહેરા નીચે મૂકવું પડ્યું હતું. બીજાં દૃષ્ટાંતો કોમી હુલ્લડોનાં તથા હિજરતીઓનાં છે. બંને બંગાળમાંથી અરસપરસ હિજરત કરી જતાં હિજરતીઓ પાસેથી અનેકગણા દામ લઈ તેમની નિરાધારીમાંથી પૈસા કમાવાની નિષ્ઠુરતા જોવામાં આવી હતી ને હિજરતી છાવણીઓમાં આવેલી બાળાઓને ફસાવી તેમનો વેપાર કરવાની ચાલી રહેલી હીન પ્રવૃત્તિ બહાર આવી હતી.

સવાલ એ છે કે માનવી શું સ્વભાવથી જ કાયદાને માન આપનારો હોય છે ? આપણે દરરોજના વહેવારમાં જોઈએ છીએ તો જણાય છે કે સમાજનો વહેવાર વ્યવસ્થિત ને નિયમિત ચાલે છે. માણસો પોતપોતાનો ધંધોનોકરી કરે છે. પોતપોતાને રસ્તે જાય–આવે છે. કોઈ ગુના બને છે તો તેનું પ્રમાણ બહુ ઓછું હોય છે. સામાન્ય માનવી ( Average Man ) કાયદાભીરુ લાગે છે. તે

ગુનાથી દૂર રહે છે. તે પોતાના કામમાં રચ્યોપચ્યો રહે છે. પણ ઉપર લખાયેલા બનાવો બને છે ત્યારે એવું શું બને છે કે જેને લીધે ગુનેગારોની સંખ્યા ખૂબ વધી જાય છે? સામાન્ય સંયોગોમાં જે માણસો કાયદાને માન આપી જીવતા દેખાય છે તેઓ એકદમ ગુનેગારોની જમાતમાં ભળી જાય છે. કેમ ભળી જાય છે? લશ્કર બોલાવવું પડે, ગોળીબાર કરવો પડે, એ બધું એમ સૂચવે છે કે ગુનેગારોની સંખ્યા એટલી વધી ગઈ છે કે સામાન્ય પગલાં નાકામયાબ નીવડે છે. આ નવાનવા ગુનેગારો બહારથી આવ્યા હોતા નથી. સમાજમાં જે માણસો છે તે જ આ માણસો છે. આવો કોઈ પ્રસંગ ઉપસ્થિત થયો ન હતો ત્યાંસુધી તેઓ સારા સજ્જન, નિરપરાધી પ્રજાજન દેખાતા હતા, પરંતુ આવો કોઈ પ્રસંગ આવ્યો ત્યારે સમાજે તથા કાયદાએ બાંધેલાં બંધનો તૂટી પડ્યાં ને માણસ પોતાની મર્યાદા વટાવીને ગુનેગારીના જુવાળમાં સપડાયો.

આ દૃશ્યો એમ અનુમાન કરવા આપણને પ્રેરે છે કે માણસ જો નિર્દોષ દેખાતો હોય, બેગુના દેખાતો હોય, શરાફ દેખાતો હોય તો તેની મૂળભૂત વૃત્તિઓને કારણે નહિ પણ બાહ્ય બંધનોને કારણે, સમાજે રચેલી દીવાલોને કારણે, કાયદાએ ઊભા કરેલા ભયને કારણે અને રોજના જીવનની ઘરેડને કારણે.

તો શું દરેક માણસ વૃત્તિથી જ સમાજવિરોધી ગુનો કરવા ટેવાયેલો છે? દરેક માણસ માટે તેમ ન કહી શકાય, પણ જ્યારે આ દૃષ્ટાંતો જેવી અરાજકતા પ્રસરે છે, ત્યારે ઘણી મોટી સંખ્યાના માણસોની શુભ ભાવનાનાં બંધનો

તૂટી જાય છે ને માણસ ગુનેગારીને પંથે વળે છે.

તો પછી ફરીફરીને એ સવાલ ઊભો થાય છે કે માણસ સ્વભાવથી ગુનો કરવાની વૃત્તિવાળો છે કે નહિ ? કે સ્વભાવથી તે નિરુપદ્રવી છે ? જંગલી પશુઓનું દૃષ્ટાંત લઈએ તો જંગલોનાં આ પશુઓ કોઈ બંધનમાં માનતાં નથી. નિરંકુશ તથા સ્વેચ્છાથી તેઓ વિહાર કરે છે. તેમને મન આ થઈ શકે કે આ નહિ થઈ શકે તેવો ખ્યાલ હોતો નથી. પણ જ્યારે તેમને પકડીને પાળવામાં આવે છે તથા કેળવવામાં આવે છે, ત્યારે તેમનો સ્વભાવ બદલાઈ જાય છે.

માનવીનું પણ તેવું જ કાંઈક છે. મૂળ જંગલનો રહેવાસી માનવી સમાજ બનાવીને રહેવા લાગ્યો. જંગલના તેના સંસ્કારો હતા એટલે તેને કાબૂમાં રાખવા સમાજે નિયમો કર્યા. વર્ષો ને સદીઓના વહેવા સાથે માણસ માટે તે નિયમો સ્વભાવની એક પ્રકૃતિ બની ગઈ ને તેથી તે પાળેલાં પ્રાણીની માફક કાયદાથી ડરી રહેવા લાગ્યો પણ તેની વૃત્તિનાં મૂળ તો હતાં તે જ રહ્યાં. આ કારણે જ્યારે જ્યારે પણ કાંઈ એવું બને છે ત્યારે ત્યારે તેની વૃત્તિ બદલાઈ જાય છે ને તેનું મૂળ સ્વરૂપ પ્રકાશે છે. કેટલા કોનાં દિલમાંથી મૂળ વૃત્તિ સાવ નાબૂદ થઈ હોય છે ને તેઓ આવા સંયોગોમાં પણ પોતાની શરાફી અને સજ્જનતાને વળગી રહે છે.

## ૩ : બનાવટ ચાલશે નહિ

'તમારા અસીલ તરફથી તમોએ તા. ૧૪ની તારીખની આપેલી નોટિસ મારા અસીલને તા. ૨૧મીને રોજ મળી છે ને મારા અસીલે તમારી મજકૂર નોટિસનો જવાબ

આપવાની મને નીચે મુજબ સૂચના આપી છે:

પ્રથમ તો તમારી નોટિસ પર તમે ૧૪મી તારીખ નાખી છે તે એમ બતાવવા માટે કે આ નોટિસ તમોએ ૧૪-મીએ લખી છે, પરંતુ કવર ઉપરની ટપાલની છાપથી જણાય છે કે આ નોટિસ ૧૭મી તારીખે લખવામાં આવી છે. આ નોટિસ ૧૭મી તારીખે લખી છે છતાં તેના પર ૧૪મી તારીખ નાખવા પાછળ તમારા અસીલનો ગુપ્ત હેતુ રહેલો છે. "તેનું કારણ એ છે કે મારા અસીલે પોતાના લેણા પૈસા માટે તમારા અસીલને ૧૬મી તારીખે એક પત્ર લખ્યો છે તે તમારા અસીલને ૧૭મી તારીખે મળ્યો છે પરંતુ મારા અસીલનો મજકૂર તા ૧૬મીનો પત્ર મળ્યો તે પહેલાં તમારા અસીલે આ નોટિસ લખાવી છે એવું દેખાડવાના બદ ઇરાદાથી ૧૭મી તારીખે લખાયેલા કાગળ પર ૧૪મી તારીખ નાખવામાં આવી છે. આ હકીકત મારો અસીલ યોગ્ય સમયે ને સ્થળે પુરવાર કરશે તેની ખાતરી રાખજો."

તમારા અસીલની નોટિસમાં જે જે હકીકતો જણાવી છે તે સદંતર બનાવટી, ખોટી, કલ્પિત અને તમારા અસીલની મેલી મુરાદને બર લાવવા માટે ઉપજાવી કાઢેલી છે. તમારા અસીલે કરેલા આક્ષેપો ગલત અને પાયાવિનાના છે.

તમારા અસીલે જે બનાવોનું વર્ણન આપ્યું છે તે તમારા અસીલના વિકૃત માનસની પ્રતિકૃતિ છે. મારા અસીલે તમારા અસીલની અનેક બદમાશીઓ, નાદાનિયતો અને લફંગાવેડા આજ સુધી ચલાવી લીધા છે પણ જેમ જેમ મારા અસીલે તમારા અસીલ સાથે સુલેહશાંતિથી વાટાઘાટનો પ્રયાસ કર્યો છે તેમ તેમ તમારા અસીલના મનમાં એવો ભ્રમ પેદા થઈ ગયો છે કે મારો અસીલ તમારા અસીલથી

ગભરાઈ ગયો છે. પણ તમારા અસીલને આ વાત નોંધી લેવા કહેજો કે તેના ગમે તેવા નીચ કાવાદાવા, પાજી પ્રપંચો ને હલકટ કારવાઈઓથી મારો અસીલ ડરી જશે નહિ. ને જે બાજી તમારો અસીલ તેની દુષ્ટ બુદ્ધિથી તૈયાર કરી રહ્યો છે તેમાં તે પોતે જ ફસાઈ જશે ને તેનો અંજામ તેને માટે કરુણ આવશે.

તમારા અસીલનાં ગુનાહિત કાર્યોની યાદી કરવા બેસું તો તેની યાદી લાંબી થાય. પણ આજ સુધીનાં તેનાં પાપી ને ગેરકાયદેસર કૃત્યોમાં ભલે ગમે તેટલો ફાવ્યો હોય પણ હવે મારા અસીલે તેના જડમૂળને ઉખેડી નાખી તેની સાનને ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો છે.

મારા અસીલે પોતાના લેણા પૈસા આપી જવા માટે તમારા અસીલને કાગળ લખ્યો ને જણાવ્યું કે આજ સુધીની કરેલી ઉઘરાણીઓ નકામી ગઈ હોઈને હવે તેને કાયદેસર પગલાં લેવાં પડશે. આવા સાદા ને કાયદેસરના કાગળનો સીધો જવાબ આપવાને બદલે લખે કે એ કાગળ આવ્યો જ નથી ને એ કાગળ મળ્યા પહેલાં જ તમારા અસીલે આ કાગળ લખાવ્યો છે તેવી બનાવટ કરવાનો હેતુ સ્પષ્ટ જણાઈ આવે છે; પણ તમારા અસીલને એ વાતની નોંધ લેવા દો કે તેની આવી કોઈ હોશિયારી ચાલશે નહિ ને મારા અસીલના જે પૈસા લેણા છે તે તેણે આપવા જ પડશે. ને તેમાંથી કોઈ પણ જાતની તરકીબો કરીને તે છટકી શકશે નહિ.

મારા અસીલ વિષે કલ્પિત બનાવોની જે પરંપરા ઊભી કરવામાં આવી છે તે હડહડતાં જુઠાણાંઓથી ભરપૂર છે ને મારો અસીલ તમારા અસીલના દરેક ફરેબ ને બનાવટને યોગ્ય સમયે ખુલ્લાં પાડીને તેને તેના યોગ્ય અંજામે પહોંચાડશે

તેની ખાતરી રાખશો.

છેવટે તમારી નોટિસના જવાબમાં જણાવવાનું કે તમારા અસીલની આવી રીતભાત અને વર્તનથી હવે મારા અસીલને ખાતરી થઈ છે કે કોર્ટમાં ગયા વિના તેના પૈસા મળશે નહિ. એટલે મારા અસીલે તમારા અસીલ સામે તાત્કાલિક દાવો નોંધાવવાની સૂચના આપી છે. મજકૂર દાવાના તમામ ખર્ચની જુમ્મેદારી તમારા અસીલની રહેશે.'

## ૪: વૈતાલનો સાગરીત

અમારા અસીલની સૂચનાથી આ નોટિસ લખી તમોને જણાવવાનું કે,

તમો નં. ૧ના એક સાધુ બાવા હોવાનો દાવો કરો છો. તમોએ અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે એમ જણાવો છો. વૈતાલ તમારા હાથમાં છે ને અંતરિક્ષની ગેબી શક્તિઓ ઉપર તમો કાબૂ ધરાવો છો તેવો તમો દાવો કરો છો. તમો નં. ૨ અને ૩ તેના સાગરીતો છો.

કાળે કરીને એક વખત અમારા અસીલને તમારી પિછાણ થઈ. અમારા અસીલ સંસારનાં અનેક સુખદુઃખોથી ઘેરાયેલા હતા. તેમને તેમની પત્ની સાથે બનતું ન હતું, ને પત્નીના કારણે તેમની જિંદગી અસહ્ય બની ગઈ હતી. તમોએ મારા અસીલને જણાવ્યું કે તમો તમારી ગેબી શક્તિઓને કારણે મારા અસીલનાં તમામ દુઃખદર્દો દૂર કરશો તે માટે મારા અસીલને તમે પ્રથમ તમારા મુરીદ બનાવ્યા. જો કે મારા અસીલનો ધર્મ જુદો હતો છતાં તમારી ભૂરકીથી અંજાઈને મારા અસીલે તમો કહો તેમ કર્યું

રાખ્યું. આ મુરીદ બનવા માટે તમે એક ભેદી ક્રિયા મધ-રાતે કરી હતી તે વખતે અંતરિક્ષનાં ભૂતો ને યક્ષોને તમે બોલાવ્યાં હતાં ને તમારા તરફની વફાદારીના સોગંદ તમે મારા અસીલ પાસે લેવડાવ્યા હતા; તમારા ધર્મસ્થાનકની મુલાકાત લીધા પછી જ જમવું તેવું વ્રત લેવડાવ્યુ હતું. મારા અસીલનો ધર્મ જુદો હોવા છતાં આ બધું તમોએ આપેલી આશાઓને કારણે તેણે સ્વીકાર્યું હતું ને આ બધું ખાનગી રાખવાનું તમે જણાવ્યું હતું.

તે પછી તમે મારા અસીલને એક તાવીજ તથા વીંટી આપ્યાં હતાં ને જણાવ્યું હતું કે આ તાવીજ તથા વીંટીના પ્રતાપે મારા અસીલની પત્ની તેની સાથે સારી રીતે વર્તશે. પરંતુ થોડા દિવસ પછી તો મારા અસીલની પત્ની તેને છોડીને ભાગી ગઈ. તમને જ્યારે આ વાત કરી ત્યારે તમે જણાવ્યું કે સારું થયું; કારણકે જો તે રહી હોત તો મારા અસીલનો જાન જોખમમાં આવી જાત, એવી રીતે તમે મારા અસીલને સમજાવી લીધા.

તે પછી તો તમે તમારો કાબૂ મારા અસીલ ઉપર વધારતા ગયા ને મારા અસીલ તમારા વધુ ને વધુ સકંજામાં ઊતરતા ગયા. તમે મારા અસીલને તમારી સાથે ધંધો કરવા કહ્યું ને મારા અસીલે તે મુજબ ધંધો કર્યો. ધધાનો કાબૂ તમો નં. ૨-૩ના હાથમાં હતો. તે ધંધાના કેટલાય પૈસા તમો હજમ કરી ગયા.

મારો અસીલ તમારી એવી જાદુઈ અસર નીચે આવી ગયો હતો કે તમો કહો તેમ કરવા તે તત્પર થતો હતો. ને તમારી કોઈ પણ માગણીનો ઇન્કાર કરી શકતો ન હતો.

તમે ને તમારા ચેલાઓ તમારી ગેબી શક્તિઓની મોટી-મોટી વાતો કરી મારા અસીલને આંજી દેતા હતા. તથા મહિને પંદર દિવસે જાદુઈ-દરબારો ભરી, અનેક ભેદી ક્રિયાઓ કરી મારે મોટી છાપ ઊભી કરતા હતા.

પરંતુ મારા અસીલનાં દુઃખદર્દો દૂર થયાં નહિ ને ઊલટો તે પૈસેટકે ખલાસ થઈ ગયો. તમે તેની મોટી રકમ ખિસ્સામાં મૂકી ને તેને અનેક રીતે હેરાન તથા પાયમાલ કર્યો. પણ હવે તેની આંખ ઊઘડી છે ને તે તમારી સામે કાયદેસર પગલાં લેવા માગે છે. તો આ નોટિસથી તમને જણાવવાનું કે આ નોટિસ મળ્યેથી ચાર દિવસમાં તમે તમારી વર્તણૂકનો ખુલાસો કરશો. નહિ તો તમારી સામે મારા અસીલ કાયદેસર પગલાં લેશે.'

## ૫ : ભિક્ષુકની સૃષ્ટિ

સાક્ષીના પીંજરામાં આવતાં જ્યારે મેં તેને જોયો ત્યારે હું સહેજ ચમક્યો; કારણકે મને તે ચહેરો જરા પરિચિત લાગ્યો.

એનો દેહ સહેજ વાંકો વળેલો હતો. એનાં કપડ ફાટેલાં ને ગંદાં હતાં. એનું માથું ખુલ્લું હતું ને લઘરિય વાળ જેમતેમ લટકી રહ્યા હતા. તેનો દેહ અસ્વચ્છ હતો તેનું મુખ ઘૃણાજનક લાગે તેવું હતું.

મને યાદ આવ્યું કે અઠવાડિયે એકાદ વખત હું મારા મિત્રને મળવા જતો ત્યારે એક રસ્તાના નાકે ઊભે રહીને કરુણ સ્વરે પાઈ-પૈસાની ભીખ માંગતો મેં તે જોયેલો. એના હાથમાં પતરાંનો એક ખવાઈ ગયેલો વાટકે

રહેતો ને કોઈ કોઈ વખત બેચાર પાઈ કે પૈસા તેમાં પડેલા દેખાતા.

ભિખારીઓને ઉત્તેજન આપવાના મતનો હું નહીં, પરંતુ તેના કરુણાર્દ્ર ચહેરાને હું ભૂલી શક્તો નહીં. મને થતું કે અહો આપણા દેશની કેવી કંગાલિયત છે કે આવા માનવીઓ ઠેરઠેર નજરે પડે છે.

મારા મગજમાં આ બધા વિચારપ્રવાહો વહી રહ્યા હતા, ત્યાં તો તેણે સાક્ષીના પીંજરામાંથી પોતાની ફરિયાદ રજૂ કરવા માંડી.

આરોપી એક સામાન્ય કક્ષાનો વણિક વેપારી હતો. કોઈ એક નાનકડા રસ્તે તે પોતાની નાનકડી હાટડી ચલાવતો હતો.

ભિખારીએ જુબાની આપતાં જણાવ્યું કે પોતે રસ્તાનો રખડતો ભિખારી હતો. તે ભીખ માગતો તે પૈસા પોતાને રહેવાનું કોઈ સ્થળ ન હોઈને આરોપીને સાચવવા આપતો.

ત્રણચાર દિવસે પાંચછ રૂપિયા તે આરોપીને ત્યાં જમા કરાવતો. કોઈ વખતે આઠદશ રૂપિયા પણ જમે કરાવતો તેમાંથી કોઈ વખતે રૂપિયો બે રૂપિયા ઉપાડતો. આ જ પાંચ વર્ષથી તેનો વહેવાર ચાલે છે. તે હિસાબ રાખતો નથી, પણ ઓછામાં ઓછા ૨૫૦ રૂપિયા આરોપી પાસે તેના રહ્યા હશે.

તેણે કહ્યું કે છેલ્લો તે આરોપી પાસે ગયો ત્યારે આરોપીએ તેને જણાવ્યું કે તેની પાસે તેની કોઈ રકમ નીકળતી નથી. તેથી પોલિસમાં ફરિયાદ કરતાં આરોપીના ચોપડા જપ્ત કરવામાં આવ્યા પણ તેમાંથી તેનું ખાતું નીકળ્યું નહિ.

તેનો સાક્ષી હતો એક બીજો ભિખારી. તે પોતાની કમાણી એક બીજા વેપારીને ત્યાં મૂકતો. તે પરસ્પર એક-બીજાના સાક્ષી રહેતા.

કેસની બીજી વિગતો કે પરિણામની સાથે આપણે નિસ્બત નથી પણ જ્યારે સાક્ષીના મુખમાંથી પોતાની કથની રજૂ થઈ ત્યારે ભિખારી જગતનું એક નવું જ ચિત્ર રજૂ થયું.

પાઈપાઈ એકઠી કરીને વ્યાજે ફેરવતા આ ભિખારીઓ દયાને પાત્ર હતા? દાનધર્મની આપણી લાગણીઓનો યોગ્ય ઉપયોગ થઈ રહ્યો છે? એવો વિચાર સહેજે સ્ફુરે છે.

## ૬ : નવલકથાઓ ઝાંખી પડે છે

અદાલતમાં કેટલીક વખત એવા વિચિત્ર કિસ્સાઓ આવે છે કે જેમની હકીકતો કોઈ ગુપ્તચરની વાર્તા કે કોઈ-કલ્પિત રોમાંચક નવલકથાને પણ ઝાંખી પાડે છે.

હજુ થોડા વખત પહેલાં જ પૂરો થયેલો 'ભોવાલ સંન્યાસી' કેસ એ એનો પુરાવો છે.

આજથી ૩૦–૩૫ વર્ષ પહેલાં ભોવાલનો એક કુમાર અવસાન પામ્યો. તેનાં સગાવહાલાં સ્મશાને જઈ તેને અગ્નિદાહ દઈ આવ્યાં છતાં એક માનવી આવીને કહે છે કે હું તે જ કુમાર છું કે જે મરી ગયો મનાતો હતો. વરસાદને લીધે રાત્રે ડાઘુઓ મારા દેહને સ્મશાનમાં મૂકી પાછા આવ્યા ને સાધુઓની એક મંડળી મને ઉપાડી ગઈ ને જીવતો કર્યો. ૨૫ વર્ષે મને સ્મૃતિ લાધી ને હું અહીં આવ્યો. માટે મરી ગયેલો કુમાર હું છું એવું જાહેર કરો અને મને મારી જાગીર અપાવો; ને લાખોની આવકવાળી એ જાગીર અદાલતે તેને

અપાવી. તેની વાત સાચી માની. અપીલ કોર્ટે પણ તે વાત માન્ય રાખી. દુનિયાની કોઈ અદાલતમાં આવો કિસ્સો ભાગ્યે જ આવ્યો હશે.

આ કેસ ખૂબ જ રસિક છે. ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ તો આ કેસ ખૂબ જ અભ્યાસ કરવા જેવો છે; કારણકે કેસને સાબિત કરવા તથા જૂઠો ઠરાવવા બંને પક્ષોએ જે જાતના પુરાવાઓ રજૂ કર્યા હતા તથા જે જાતની અનેક શાસ્ત્રીય બાબતો ચર્ચી હતી તે ખૂબ જ રસમય છે. કુમાર જીવતો હતો ત્યારે તેની ટેવો કેવી હતી, તે ઘોડેસવારી જાણતો, તે ટેનિસ વગેરે રમતો, તે તરતો, તે અમુક શબ્દો અમુક રીતે બોલતો, અમુક અક્ષરો અમુક રીતે લખતો વગેરે અનેક ઝીણામાં ઝીણી બાબતો વિષે ચોકસાઈ કરવામાં આવી હતી. તે દિવસે વરસાદ હતો કે નહિ તે માટે ૩૦ વર્ષ પહેલાંના વરસાદની નોંધના ચોપડા કાઢવામાં આવ્યા હતા. માણસની સ્મૃતિ ૨૦ વર્ષ સુધી નાશ પામે કે નહિ તે માટે માનસશાસ્ત્રીઓની જુબાની લેવાઈ હતી !

×

થોડા વર્ષ પહેલાં મદ્રાસની અદાલતમાં એક અતિ વિચિત્ર બનાવ બન્યો હતો. અનેક ચિત્રપટમાં બનતા બનાવ જેવો ચમત્કારિક બનાવ હતો.

'અ' નામના માણસ પર 'બ' નામના માણસનું ખૂન કરવાનો આરોપ હતો. એ બંને વચ્ચે દુશ્મનાવટ હતી તેવો પુરાવો પણ રજૂ થયો હતો. જંગલમાંથી 'હાડકાં' મળી આવ્યાં હતાં. તે 'બ' નાં હતાં એવો દાક્તરી પુરાવો રજૂ થયો હતો. તે જંગલ તરફ 'અ' અને 'બ' ગયા હતા તેવો પુરાવો રજૂ થયો હતો. 'બ'નાં કપડાં પણ જંગલમાંથી

લોહીવાળી હાલતમાં મળી આવ્યાં હતાં.

'અ' કહેતો હતો કે તે કંઈ જાણતો ન હતો. આ બનાવટી કેસ હતો; પણ પુરાવાની કડીઓ એક પછી એક મળતી આવતી હતી. તે 'અ'ને છૂટવાનો કોઈ માર્ગ દેખાતો ન હતો. છેલ્લા તબક્કામાં કેસ પ્રવેશી ચૂક્યો હતો. ને તે વખતે અચાનક બધાની અજાયબી વચ્ચે 'બ' અદાલતમાં હાજર થયો. તેણે જણાવ્યું કે એક આકસ્મિક કામને અંગે ઘણે દૂર તેને જવું પડયું હતું. તે પત્ર લખી શક્યો ન હતો ને મહિનાઓ વીતી ગયા હતા. તે જીવતો હતો. તેનું ખૂન થયું ન હતું.

અંતે જણાયું કે 'બ' ગુમ થયો છે તેથી તેનું ખૂન થયું છે એમ માનવામાં આવ્યું. હવે ખૂનીને શોધવાનો રહ્યો. ગામના ફોજદારને 'અ' સામે વેર હતું. તેના બીજા એચાર બદમાસ વિરોધીઓ હતા. તે બધાંએ ભેગા થઈને 'અ' સામે આ બનાવટી મુકદ્દમો ઊભો કર્યો હતો. તે એટલે સુધી કે કહેવાતા માર્યા ગયેલા માનવીનાં અસ્થિ પણ તેઓ લઈ આવ્યા હતા.

અંતે પેલા ફોજદાર સામે ખોટો કેસ ઊભો કરવા માટે કામ ચલાવવામાં આવ્યું ને તેને સજા થઈ; પણ સવાલ એ છે કે 'બ' થોડા મહિના મોડો આવ્યો હોત તો 'અ' તો ફાંસીને માંચડે જ લટકતને?

આવા કેટલા નિર્દોષો આ રીતે પાખંડનો ભોગ બનીને ફસાઈ જતા હશે? એ માનવીની લાગણી કેવી હશે? તે પોતે નિર્દોષ છે એમ ખાતરી છતાં જો તેને ફાંસીને માંચડે લટકવું પડે તો આ દુનિયા પ્રત્યે તેને કેટલી નફરત આવતી હશે? આવા બનાવોનો ઈલાજ શો?

## ૭ : ત્રાટકનો પ્રયોગ

'તમે ધંધો શું કરો છો ?'

'દુકાન છે.'

'શેની ?'

'પરચુરણ સામાન વેચવાની.'

'તે પહેલાં શું ધંધો કરતા હતા ?'

'ચ્યાસ્તેલનો.'

'ને તે પહેલાં ?'

'વીમાની એજન્સી હતી.'

'ને તે પહેલાં ?'

'અરે ભાઈ, ઘણા ય ધંધા કર્યા છે.'

'પણ કહો તો ખરા ?'

'જુઓ, કાપડની દલાલી કરી છે. રૂનો સટ્ટો કર્યો છે. મોટરનાં ટાયર વેચ્યાં છે. પસ્તી વેચી છે. દવા બજારમાં દુકાન પણ નાખી હતી. ઝવેરાતનો પણ વેપાર કર્યો છે ને કમિશન એજન્ટની પેઢીઓ પણ ચલાવી. મોટરમાં ફર્યા છીએ ને ઘરે ભાડાની ટાંચ પણ આવી છે!'

'તમારું જીવન તો બહુરંગી જણાય છે; પરંતુ તમને પૂછું છું કે પેલા ખૂણામાં બેઠાબેઠા મહારાજ માળા ફેરવી રહ્યા છે તેમને તમે શા માટે અદાલતમાં લઈ આવ્યા છો!'

ને બધાની નજર અદાલતને એક ખૂણે બેઠેલા સાધુ પર પડી. ઉઘાડો દેહ, વધારેલી દાઢી ને જરા ટૂંકું પંચિયું, ગળામાં રુદ્રાક્ષની માળા, ભાલમાં ત્રિપુંડ; ગળું, વક્ષઃસ્થળ ને ભુજાઓ પર ભસ્મનુ આલેખન ને હાથમાં માળા લઈને એ માનવી ઈશ્વરનું ભજન કરતો મેજિસ્ટ્રેટ પર નજર સ્થિર

કરી બેઠો હતો.

અદાલતમાં કુતૂહલ અને હાસ્યનું મોજું રેલાયું ને બધાં આ ભેદ જાણવા વધુ ઉત્સુક બન્યાં. ઉપરના પ્રશ્નો પૂછનાર આરોપીના ધારાશાસ્ત્રીએ સ્પષ્ટતા કરતાં જણાવ્યું કે 'નામદાર, આ ફરિયાદી જમાનાનો ખાધેલ આદમી છે. તેણે ખૂબ દુનિયા જોઈ છે ને દુનિયાને ખૂબ રમાડી છે. પણ આવા માણસોના કિસ્સામાં બને છે તેમ તે સાધુ બાવાઓમાં ખૂબ માને છે. એટલે આ કેસ તેના લાભમાં ઊતરે તેવી જાતનો અદાલત પર પ્રભાવ પાડવા આ માણસ આ સાધુને અહીં લઈ આવ્યો છે.'

'તમારે ગભરાવું નહિ. એની એવી કોઈ દૈવી શક્તિની અસર આ અદાલત પર થશે નહિ.' નામદાર મેજિસ્ટ્રેટે પેલા ધારાશાસ્ત્રીને ધીરજ આપી.

અદાલતમા કીસમ કીસમના માનવીઓ આવે છે. ચલતાપુર્જાઓ આવે છે ને આખી દુનિયાને ખિસ્સામાં લઈને પણ ફરનારા આવે છે. તે ઉપરાંત ઉપર નિર્દેશ કરેલા વહેમી ને શ્રદ્ધાળુ માણસો પણ આવે છે. દોરા, ધાગા, તાવીજ ને મન્ત્રોમાં માનનારા આવા લોકો ખુદ 'જાદુ કરનાર' સાધુ બાવાને પણ અદાલતમાં લાવતાં અચકાતા નથી.

ઘણાં વર્ષો પર મુંબઈના એક પરામાં ભવિષ્ય જોવાનો તથા ત્રિકાળદર્શી હોવાનો દાવો કરનાર એક સાધુને મુંબઈની અદાલતમાં લાવવામાં આવ્યો, ત્યારે તે માણસે તેના ધારાશાસ્ત્રીને સૂચન કર્યું કે મને મેજિસ્ટ્રેટની ખુરસી સામે બરોબર સીધી લીટીમાં બેસવા દેજો. ત્રાટક, હીપ્નોટિઝમ, પ્રેતવિદ્યા ને બીજી અનેક વિદ્યાઓનો તે જાણકાર હતો એમ

તેનો દાવો હતો. ને આ બેઠક મેળવીને તેણે મેજિસ્ટ્રેટ સામે પોતાનું 'નાટક' ચલાવેલું. પણ એ મેજિસ્ટ્રેટ પણ જમાનાના ખાધેલ હતા. આરોપીની બધી દૈવી વિદ્યાઓ નિરર્થક ગઈ ને તેને સજા થઈ!

અદાલતી ક્ષેત્રમાં આવી વસ્તુ માનવસ્વભાવની એક અનોખી બાજુનો પરિચય આપે છે.

## ૮ : ધારાશાસ્ત્રીનાં ધર્મસંકટો

મારા મેજ સામે આવીને તે બેઠો ત્યારે તે ખુશમિજાજમાં હતો. તેની કલ્પનાસૃષ્ટિમાં કોઈ મનોરમ ચિત્ર વિલસી રહ્યું હશે એમ તેનાં નયનો પરથી લાગતું હતું. કોઈ અજબ ખુમારીથી તેનો સ્વર કાંપતો હતો.

ને ધીમેથી તેણે પ્રશ્ન પૂછ્યો : 'ધારો કે કોઈ બાઈને તેના પતિ સાથે ન રહેવું હોય તો?'

'પુખ્ત વયની હોય તો પોતાની ઇચ્છા મુજબ રહી શકે છે.' મેં જવાબ આપ્યો.

'પણ ધારો કે તે રીતે જુદી રહ્યા પછી તેની સાથે કોઈને રહેવું હોય તો રહેનાર સામે કોઈ કેસ થઈ શકે?' તેણે બીજો પ્રશ્ન પૂછ્યો.

અમારો ધંધો એવો છે કે અમારી પાસે આવનાર માણસો અધું બોલે ત્યાં આખું અમે જાણી જઈએ છીએ. અમારા અસીલો અમારી સમક્ષ અસત્ય બોલતા હોય તો તે પણ અમે પારખી જઈએ એટલે ત્રાહિત માણસ વિષે પૂછતો હોય તેવી રીતે વાત કરનાર આ માનવીની આખી વાત મેં કલ્પી લીધી.

મેં તેને સીધો જ સવાલ પૂછયો ને કહી દીધું કે તેને જે કહેવું હોય તે છૂટથી કહી શકે છે.

તેણે જણાવ્યું કે તે એક માળામાં રહે છે. પાડોશમાં એક દંપતી રહે છે. શ્રમજીવીવર્ગનું એ દંપતી છે. પુરુષ સવારના આઠથી રાતના આઠ સુધી ધંધાર્થે જાય છે. વચમાં એકાદ કલાક જમવા આવે છે. પોતે એકલો, છેલબટાઉ ને ખાસ કામધંધા વિનાનો છે. આ સંયોગોનું પરિણામ પેલી સ્ત્રી અને તેની વચ્ચે 'પ્રેમ'માં પરિણમ્યું છે. હવે તેઓ 'જુદાઈ' સહી શકે તેમ નથી ને તેથી તે 'કાયદાની સલાહ' લેવા આવ્યો હતો. 'સર્પ મરે નહિ ને લાઠી ભાગે નહિ.' તેઓ સાથે રહી શકે છતાં કાયદાની જંજીરો તેમને સ્પર્શી શકે નહિ એવો કોઈક રસ્તો 'ફી' ખર્ચીને તે પ્રાપ્ત કરવા તૈયાર હતો.

કોઈનું ઘર ભાંગતું હતું. 'પ્રેમ' એ તો માત્ર પાખંડ હતું ને તે છતાં માણસને કોઈ ધર્મગુરુ કે નીતિશાસ્ત્રજ્ઞ તરીકે ઉપદેશ આપવાનું શક્ય ન હતું.

×

'સાહેબ અમે બંને કૉલેજમાંથી સીધાં જ આવીએ છીએ. આ બાળા અને અમે સાથે અભ્યાસ કરીએ છીએ. બન્ને એક જ જ્ઞાતિનાં છીએ, પણ બાળાના પિતા શ્રીમંત ને સામાજિક શ્રેણીમાં ઉચ્ચ કહેવાતા કુળના છે, હું નિર્ધન અને ઊતરતા કુળનો છું; પણ અમારે લગ્ન કરવાં છે. માબાપની અમને પરવા નથી. પણ આના પિતાને ખબર પડે કે અમે અહીં આવ્યાં છીએ તો અમારું આવી બને; તેથી કૉલેજમાંથી ગાપચી મારી આપની સલાહ લેવા આવ્યાં છીએ કે કેવી રીતે 'કાયદેસર' લગ્ન અમે કરી શકીએ.'

ધર્મસંકટ હતું છતાં આ કિસ્સો 'સાચો' લાગ્યો. કાયદાની સલાહથી લગ્ન થયાં ને આજે તે બાળાના પિતાએ પોતાના જમાઈરાજને અપનાવી લીધા છે.

×

એની આંખો પરથી જ મને જણાઈ આવ્યું, કે આ અસીલ લુચ્ચો છે. ને તેણે જ્યારે ગંભીરતાપૂર્વક વાત કરી ત્યારે પણ મને સમજ પડી ગઈ કે તે જે કહે છે તે ખોટું છે, છતાં તેની વાત સાંભળવા જેવી હતી.

તેણે કહ્યું, કે 'મકાનમાલિકે તેના પર ત્રણ મહિનાના ભાડાનો દાવો કર્યો છે. ખરી રીતે મેં ભાડું આપી દીધું છે. આ રહી રસીદો.' એમ કહી તેણે મને રીતસરની રસીદો દેખાડી. તેણે મને તેનો ચોપડો પણ દેખાડ્યો. તેમાં પણ ભાડાના રૂપિયા આપ્યા તેમ રીતસર નાખ્યું હતું ને તે એવી રીતે લખેલ હતું, કે ચોપડા ખોટા છે એમ કોઈ કહી શકે નહિ. તે છતાં તેણે ભાડું આપ્યું ન હતું તેમ મને લાગ્યું. કઈ ખૂબીથી આ બિલ તેણે મેળવી લીધાં હતાં તે એક કોયડો હતો.

પણ અસીલને તે ખોટો છે એમ કેમ કહેવાય?

અંતે કેસ ચાલ્યો. ઘણા કિસ્સામાં બને છે તેમ સત્ય અંતે તરી આવે છે. આ કિસ્સામાં પણ એમ જ બન્યું. સત્ય તરી આવ્યું ને તે હારી ગયો.

×

'તમે તો બાપ સાહેબ, પણ આ કેસમાં હારવું નથી. બાપડી વળી કેની જાત? ભલેને હજાર રૂપિયા ખર્ચ થાય પણ તેને તો સાત ભવ દેખાડું.' એમ કહી તેણે ટેબલ પર હાથ પછાડ્યો ને પછી ગજવામાંથી પાકીટ કાઢીને કહે: 'લ્યો સાહેબ, આપની આ ફી–માગો તે, પણ આ કેસમાં

જીતવું જોઈએ.'

એ માણસની પત્નીએ તેની સામે ભરણપોષણનો દાવો માંડ્યો હતો. પાંચ વર્ષથી તેણે તેને કાઢી મૂકી હતી. તે એક બીજી સ્ત્રી સાથે રહેતો હતો. પત્નીને તે ભરણપોષણ માટે એક પૈસો પણ આપતો ન હતો.

ઘણા કાલાવાલા, આજીજી તથા વાટાઘાટો પછી નિરાધાર પત્નીએ કોર્ટનો આશ્રય લઈને મહિને પંદર રૂપિયાની ખોરાકી-પોષાકીની માગણી કરી હતી.

આ માણસે બીજી સ્ત્રીના મોહમાં આ નારીને અન્યાય કરી કાઢી મૂકી હતી. પાંચ વર્ષ સુધી તેની સામે જોયું ન હતું. કાયદેસર તેને નિભાવવાની તેની ફરજ હતી. તેને પૈસો ય આપ્યો ન હતો.

આખરે જ્યારે તે બાઈએ કોર્ટનો આશ્રય લઈને આ સ્થિતિવાળા માણસ પાસેથી મહિને ૧૫) રૂપિયાની માગણી કરી હતી, ત્યારે આ માણસ તેને મહિને પંદર રૂપિયા આપવાને બદલે કેસ લડવા 'હજારો' ખર્ચ કરવા તૈયાર હતો!

તેણે પત્નીનો દ્રોહ કર્યો તેની તેને પરવા ન હતી પણ 'બાયડી'એ ઊઠીને કોર્ટમાં પોતાની સામે કેસ કર્યો તેનો તેને ઝાળ લાગી ગઈ હતી ને ગમે તેમ કરી તેને જીતવા ઇચ્છતો હતો.

સમાજના એક સભ્ય તરીકે, સામાજિક એક કિસ્સા લેખે, આ પ્રશ્નમાં આ માનવી માટે કોઈ બચાવનો શબ્દ કહી શકાય તેમ ન હતું. પણ અહીં તો એને 'કાયદેસર' ઇલાજ જોઈતો હતો!

આવાં ધર્મસંકટોનો પાર હોતો નથી—જેની ધર્મ-બુદ્ધિ જાગૃત હોય તેને માટે.

## ૯ : પૈસા લેતા આવજો

'સાહેબ!'

'કેમ, શું છે?'

'એક સલાહ લેવી છે.'

'શું છે?'

'અમારે દીકરી છે ને તેને....ગામ પરણાવી છે. સાંભળ્યું છે કે તેને બહુ દુઃખ છે. મારફૂટ થાય છે ને દીકરી કદાચ કાંઈક કરી બેસે તેવો ભય છે, તો શું કરવું?'

'અરે કરવું શું, હમણાં એને કોર્ટમાં હાજર કરાવું ને તમને સોંપાવી દઉં.'

'એમ થાય તો તો બહુ જ સારું.'

'અરે, તેનાં સાસરિયાંની છાલ ઉખાડી નાખીએ. ફરીથી તમારી દીકરીનું નામ ન લે તેવું કરી દઉં.'

'અરે સાહેબ, તો તો એટલું જ જોઈએ છીએ.'

'પણ મારી ફી ....' વકીલે હવે ધીરે રહીને વાત મૂકી.

'સાહેબ, અમે તો ગરીબ માણસ છીએ. લાંબી પહોંચ નથી. આ તો દીકરીનાં દુઃખે પેટ પર પાટા બાંધીને પણ તમારી ફી આપશું.'

'એ ગમે તે હોય. તમારું કામ 'આમ' કરી આપું. દીકરીને કોરટમાં પોલીસ મારફત હાજર કરાવી દઉં, પછી તો કોરટ કરે તે ખરું; પણ ફીના પૈસા પહેલાં જોઈશે રૂા. ૧૦૦) થશે.'

'પણ સાહેબ, કાંઈક રાહત આપો.'

'એ કાંઈ નહિ બને. ઇચ્છા હોય તો કહો.'

'પણ સાહેબ, આપણને તો કાંઈ વાંધો નહિ આવે ને? ને તે આપણા ઉપર તો કાંઈ નહિ કરે ને?'

'અરે કાંઈજ નહિ થાય. તમતમારે જુઓને કે કેવો રંગ જામે છે?' વકીલે પોરસ ચડાવ્યો.

'ઠીક ત્યારે સાહેબ, કાલ આવશું.'

'પણ પૈસા લેતા આવજો.' વકીલે છેલ્લી યાદી આપી.

દીકરીનો બાપ ને તેનો સાથી નીચે ઊતર્યા. તેની ચાલમાં દિલનું દર્દ દેખાઈ આવતું હતું. તેની મુખરેખાઓ ઊંડી ચિંતા ને ઉપાધિને વ્યક્ત કરતી હતી.

'કાકા!' તેના સાથીદારે કહ્યું. 'વકીલે વાત તો ઘણી મોટી કરી ને આમ કરી નાખું ને તેમ કરી નાખું તેમ કહ્યું. પણ મને વહેમ પડે છે.'

'શું?'

'કે આ તો કમાવાના ધંધા છે. વકીલ આમ ન કહે તો આપણે તેને કેસ આપીએ શેના? ને ફી પણ શેની આપીએ? પણ મને એમ થઈ આવે છે, કે આમાં ક્યાંક ભૂલ થાય છે. આપણે કોઈ બીજા વકીલની સલાહ લેશું?'

'તને એમ લાગતું હોય તો ભલે તેમ કરીએ.'

ને બંને એક સારા લેખાતા વકીલના પગથિયે ચડ્યા. વાત કરી.

'છોકરીનાં લગ્ન થયે કેટલો વખત થયો?' વકીલે પૂછ્યું.

'એક વર્ષ.'

'એક વર્ષમાં દીકરી તમારે ત્યાં કેટલી વખત આવી?'

'એકે વખત નહિ. સાહેબ, તેને આવવા જ નથી દેતા.'

'વારૂ, તમે તેને મળેલા?'

'હા, તેના સાસરે ગયેલા ત્યારે મળેલા.'

'ત્યારે તેણે કોઈ વાત કરેલી?'

'ના.'

'કોઈ કાગળ-પત્ર ચિઠ્ઠી-ખિઠ્ઠી છે તેની?'

'ના.'

'ત્યારે તમે છોકરીને પૂછી જોયું છે કે પુછાવી જોયુ છે કે તને કબજે કરવા કોર્ટમાં અરજી કરવામાં આવે તો તું અમારી વાતને ટેકો આપીશ?'

'ના.'

'તો ધારો કે તમે અરજી કરો ને કોર્ટ છોકરીને બોલાવી મંગાવે ને છોકરી કહે કે મારે કાંઈ દુઃખ નથી તો તમારી શી સ્થિતિ? ને આ તો કુટુંબ ને સમાજનું કામ છે. છોકરીના જીવનનો પ્રશ્ન છે. તેના પતિની શી ઇચ્છા છે તે જાણ્યુ? તેનો પતિ દુઃખ ન દેતો હોય તો પછી તેનાં માબાપને આ રીતે કોર્ટમાં તમે હલકાં પાડો તો તેની ને તમારી છોકરી વચ્ચે પણ વિખવાદ જાગે તેનો વિચાર કર્યો?' વકીલે વાત સમજાવવા માંડી. 'માટે પહેલાં છોકરીને સીધી કે આડકતરી રીતે પુછાવો કે તે આવવા ખુશી છે? એ તમારા આક્ષેપોને ટેકો આપે તેવી જુબાની આપશે? ને તે હા પાડે તો જ અરજી કરો. નહિ તો કાયદેસર રીતે પણ તમારી સ્થિતિ બગડે ને સામાજિક રીતે તો વધુ બગડે. આ બાબત એવી છે, કે જેમાં માત્ર કાયદાની કલમો પર મિજાજ રાખી, લડાયક માનસ કેળવવાનું નથી.' વકીલે પોતાનું વક્તવ્ય પૂરું કરતાં કહ્યું. 'ને આ મારી સલાહ છે. તે છતાં તમારે પગલાં લેવાં હોય તો અમારો તો તે ધંધો છે ને તમને લઈ આપીશું. પણ તમને જે ખરી વાત

છે તે કહી દીધી, છતાં તમારે જાણી કરીને કૂવામાં પડવું હોય તો તમારી મરજી.'

'સાહેબ, આપેલી ખરી સલાહ માટે આભાર. અમે તો લોકવાત સાંભળી કે દીકરીને ખૂબ દુઃખ છે, તેથી અહીં દોડ્યાં આવ્યાં.'

'એવી લોકવાતો જલદી માનવી નહિ ને બધી હકીકતની ખાતરી કર્યા પછી જ અદાલતે ચડવું.'

બન્ને નીચે ઊતર્યાં. 'કેમ કાકા! હું કહેતો હતો ને કે આમાં કાંઈક વહેમ છે. દીકરીનો ભવ બગાડતા બચ્યા.'

## ૧૦ : અસીલની ભ્રમજાળ

કોઈ પણ ઝઘડામાં બંને પક્ષ કદી જીતી શકતા નથી. દરેક અદાલતી કિસ્સામાં એક પક્ષ હારે છે ને બીજો જીતે છે; અગર તો બંને વચ્ચે સમાધાન થાય છે. તે સમાધાનનો અર્થ એટલો કે બંને પક્ષ થોડું ગુમાવે છે ને થોડું મેળવે છે; અગર તો બંને પક્ષ અડધું જીતે છે ને અધું હારે છે.

પરંતુ પક્ષકાર જ્યારે અદાલતે ચડે છે, ત્યારે તે તો એમ જ માને છે કે તે પોતે જીતવાનો છે.

'કેમ વકીલ સા'બ, આપણો કેસ કેવો લાગે છે?'

'અરે ઘણો મજબૂત, આમાં સામાવાળાનું કાંઈ ચાલવાનું નથી.'

કદાચ તે જ વખતે ને તે જ મિનિટે સામાવાળો બીજા વકીલની કચેરીમાં બેઠો હશે ને તેણે એ જ પ્રશ્ન પૂછયો હશે ને તેને પણ એ જ જવાબ મળ્યો હશે.

સામાન્ય રીતે, દરેક માણસને પોતાનું દૃષ્ટિબિંદુ સાચું

લાગે છે ને તે રીતે દરેક પક્ષકાર માને છે કે પોતે જીતવાનો છે; પરંતુ વકીલ એ તો કાયદાનો નિષ્ણાત છે ને તે હકીકતો જાણીને સામાન્ય રીતે કહી શકે છે કે આ કેસનું પરિણામ આ પ્રમાણે આવવાનું છે.

કેસનો અંજામ ઘણી બાબતો ઉપર આધાર રાખે છે. જેમ યુદ્ધ શરૂ થયા પછી તેનું વહેણ કઈ બાજુ જશે તે કોઈ કહી શકતું નથી તેમ એક ચાલતા કેસે અનેક ફણગા ફૂટે છે ને કેસનું સ્વરૂપ બદલાઈ જાય છે. ખરાબમાં ખરાબ દેખાતો કેસ પણ કોઈ અણધારી વસ્તુને કારણે સુધરી જાય છે. કાં તો કોઈ સાક્ષી ફરી જાય છે, કાં તો કોઈ દસ્તાવેજમાંથી કાંઈક લાભકારક લખાણ નીકળી આવે છે, કાં તો કોઈ જુબાનીમાં ભૂલ થાય છે, કાં તો કોઈક કાયદાની બારીકીનો સવાલ નીકળી પડે છે ને કાં તો સામા પક્ષની કોઈ ભૂલ, ગફલત કે ત્રુટી હારને જીતમાં પલટાવી નાખે છે. આવી બધી ગણતરીઓને કારણે પણ વકીલ પોતાના અસીલને હિંમત આપે છે કે તે જીતશે.

આ ઉપરાંત એક બીજી મહત્ત્વની હકીકત પણ લક્ષમાં લેવા જેવી છે.–અહીં કોઈ પણ અસીલને વકીલ એમ કહે કે તમારું કાંઈ ચાલશે નહિ તો વકીલને પોતાની ઑફિસે વહેલાં તાળાં મારવા પડે!

કોઈ પણ અસીલને તેનો કેસ ચાલી શકશે નહિ એમ કહેવું તેને ગળે ઊતરતું નથી. એની સ્થિતિ તો શબ્દવ્યૂહમાં પ્રવેશપત્રો ભરનાર હરીફનાર જેવી હોય છે. હરીફ જ્યારે પ્રવેશપત્રો ભરે છે ત્યારે માને છે કે તેણે ભરેલો ઉકેલ તદ્દન ખરો છે, પરંતુ હકીકતમાં તેમ નીકળતું નથી. અસીલ

પણ એમ જ માને છે કે પોતે જીતવાનો છે; તેથી વકીલ સીધી ને સાદી સલાહ આપવાની હિંમત કરી શકતો નથી. કરે છે તો કાં તો તે અસીલ ગુમાવે છે ને કાં તો નબળામાં ખપે છે.

એ રીતે જોતાં ધારાશાસ્ત્રીનું કાર્ય ખૂબ મુશ્કેલ હોય છે. જાતજાતના અસીલો સાથે કામ લેવામાં અસાધારણ કુનેહ અને વ્યવહારબુદ્ધિની જરૂર પડે છે.

## ૧૧ : ભેદી કિસ્સા

'તમે કહો છો કે તમારી સામે આ ખોટો કેસ કરવામાં આવ્યો છે?'

'હા નામદાર.'

'તમારે ને ફરિયાદીને કાંઈ દુશ્મનાવટ છે?'

'ના સાહેબ.'

'બીજી કોઈ અદાવત?'

'ના સાહેબ.'

'તો પછી તમારી સામે ખોટો કેસ કરવાનું કારણ શું?'

'તે હું કહી શકતો નથી.'

'પણ આ શહેરમાં આટલા હજારો માણસો છે તે બધાને મૂકીને તમને જ શોધી કાઢી તમારા પર આ બનાવટી કેસ કરવાનુ પ્રયોજન શું?'

'તેનો ખુલાસો મારી પાસે નથી.'

અદાલતમાં કેટલીક વખત ઉપર મુજબ પ્રશ્નોત્તરી સાંભળવા મળે છે.

એક માણસ બીજા પર કેસ કરે છે. તેનાં અનેક કારણો હોય છે. તેમાંનું એક કારણ તો એ હોય છે, કે તે કેસ સાચો હોય છે. બીજું કારણ દુશ્મનાવટ હોય છે. ત્રીજું કારણ એ હોય છે કે ફરિયાદીને શક હોય છે ને ખરો ગુનેગાર ખાતરીથી કોણ તે તે કહી શકતો ન હોય ત્યારે છીંડે ચડ્યો તે ચોર એમ તે માને છે. ચોથું કારણ પૈસા પડાવવાનું હોય છે. જ્યારે કેટલાક કિસ્સા એવા હોય છે કે જેમાં કોઈ કારણ કલ્પી શકાતું નથી. પરંતુ કેટલાક લોકો એવા બદમાશ ને લુચ્ચા હોય છે કે તેઓ બીજાને ફસાવવામાં એક જાતનો આનંદ લે છે. જેમ કેટલાક નિર્દય માનવીઓ બીજાને રિબાવવામાં એક જાતની લહેર અનુભવે છે તેવી જ રીતે કોઈ માણસને કાયદાની ચુંગાલમાં ફસાઈ ને તરફડતો જોઈને આવા લોકો માનસિક પ્રમોદ અનુભવે છે. જેમ કેટલાક માણસો ક્રિકેટ, ટેનિસ કે શેતરંજની રમતમાં આનંદ માને છે તેમ આવા લોકોને મન પણ આ એક રમત હોય છે ને તે રમત તેમનો ધંધો થઈ પડે છે. બીજાઓને કાયદાની ચુંગાલમાં કેમ ફસાવવા તે જ તેમનો ઉદ્યોગ હોય છે. આવા કિસ્સાનો ભોગ બનેલો માનવી 'ખોટો કેસ કરવાનું કારણ શું?' ના પ્રશ્નનો ઉત્તર આપી શકતો નથી. કેટલીક અદાલતો પણ આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર ન મળી શકવાને જ કારણે તેને જવાબદાર માની લે છે ને તે મુજબ ચુકાદો આપે છે. આમ નિર્દોષ માણસો ફસાઈ જાય છે.

## ૧૨ : ચતુરાંકી નાટક

### પ્રથમ અંક

'પંડિત ! બેલાર્ડ એસ્ટેટ પર આવેલા....પેટ્રોલ પંપ નજીક કાલે સવારે અગિયાર વાગે મળજો. લી. લીના.'

એક વખત એક અંગ્રેજી દૈનિકના અંગત કૉલમોમાં ઉપરનો ગુપ્ત (!) સંદેશ પ્રસિદ્ધ થયો હતો. અખબારોની કૉલમમાં કેટલીયે વાર અનેક ભેદી ગુપ્ત સંદેશાઓ પ્રકટ થાય છે. જેઓ પત્રવ્યવહાર કે બીજી રીતે એકબીજા સાથે સંપર્ક સાધી શકતા નથી તેઓ આમ સંદેશાઓ મોકલે છે. ઉપરનો સંદેશો આવા જ પ્રકારનો હતો છતાં તેમાં રહેલી કેટલીક વિચિત્રતાઓ ખાસ લક્ષ ખેંચતી હતી. આવા સંદેશાઓ હમેશાં સંજ્ઞાત્મક હોય છે. એટલે માત્ર વાંચનાર તથા મોકલનાર બે જ જણાં તે સમજી શકે. વળી તેમાં કયાંય મિલનસ્થાનનો નિર્દેશ હોય તો તે પણ માત્ર જેને ઉદ્દેશીને તે લખાયો હોય તે જ સમજી શકે. પરંતુ ઉપરના સંદેશામાં જો કે સંદેશો મોકલનાર તથા જેના પર તે હતો તે બન્નેને પિછાની શકાતાં ન હતાં છતાં એક પ્રેમિકા પોતાના પ્રેમિકને અમુક દિવસે સવારે ૧૧ વાગે અમુક જાણીતા સ્થળે મળશે એ નિર્દિષ્ટ હતું તે સંદેશો એટલો ખુલ્લો હતો કે તે સ્થળે તે સમયે ગમે તે માનવી જઈને આ બંનેના મિલાપને જોઈ શકે. આ વિચિત્રતા જરા વિચાર કરાવે તેવી હતી તે છતાં તે માટે કોઈ કારણ હશે એમ માનીને વાંચનારે મન મનાવી લીધું.

### દ્વિતીય અંક

ઉપરના સ્થળે ઉપરના સમયે એક આંગ્લ યુવતી આવે

છે. તે મિલનસ્થાને ઊભી રહે છે ને જેને પોતે સંદેશો મોકલ્યો હતો તેની રાહ જુએ છે. નજીકના પેટ્રોલ પંપ પાસે બે-ચાર મજૂર જેવા જણાતા લોકો મોટર સમારવાના કામમાં મશગૂલ હોય તેવી રીતે કામ કરતા હતા.

પેલી યુવતી ઘણો વખત રાહ જોઈને અંતે ચાલી ગઈ. તેના વદન પર નિરાશા હતી ? પ્રેમી આવ્યો નહિ માટે નિઃશ્વાસ હતા ? ગમે તે હો પણ તેની મુખમુદ્રા અસ્વસ્થ લાગતી હતી.

## તૃતીય અંક

મુંબઈની એક આલીશન હોટેલના એક વ્યવસ્થિત અને સુઘડ ખંડમાં એક યુવતી બેઠી હતી. એ ઉપર જોયેલી-જ યુવતી હતી. તેનો ચહેરો ચિંતામગ્ન હતો. તેના હાથમાં એક ચિઠ્ઠી હતી. ચિઠ્ઠીમાં લખ્યું હતું, કે 'કરોળિયો ભલે આમંત્રણ આપે પણ કરોળિયાની જાળમાં ચાલી જાય તેવી માખી ભોળી ન હતી. હવે તારે તે વસ્તુ પાછી મેળવવી હોય તો આવતી કાલે સાંજે...ડોક પર આવજે. દરવાજે એક આદમી તને મળશે ને તેને ...રૂપિયાનું કવર આપજે પછી પાછળથી હોટેલમાં જજે, ત્યાં તને બીજો માણસ મળશે તે તને તારી વસ્તુ પાછી આપશે.'

## ચતુર્થ અંક

- ઉપર જણાવેલા સમયે ગોદીના એક દરવાજે એક અપૂર્વ દૃશ્ય ભજવાઈ ગયું.

સાંજના સમયે પેલી આંગ્લ યુવતી ગોદીના તે દરવાજા તરફ જઈ રહી હતી ગોદીની અંદરથી એક અગ્રેજ દરવાજા તરફ આવી રહ્યો હતો તેવે વખતે સામાનથી ભરેલી એક

ટેકસી પેલી યુવતીને વટાવીને દરવાજામાં પ્રવેશી. એ ટેકસીમાં બુરખો પહેરેલી એક મુસ્લીમ બાનુ હતી. તેના પગમાં મજાનાં ભરેલાં મનોહર ચંપલ હતાં. આખી ટેકસી સામાનથી લદાયેલી હતી. સાથે એક-બે પરિચારકો હતા. દરવાજામાં પ્રવેશતાં જ પેલી ટેકસી ઓટવાઈ ગઈ ને માણસો તે સમી કરવા લાગ્યાં. તે જ સમયે પેલી આંગ્લ યુવતી અને પેલા અંગ્રેજનો દરવાજા નજીક ભેટો થયો. આંગ્લ યુવતીએ એક કવર તે અંગ્રેજને આપ્યું; હજુ તો પેલો અંગ્રેજ તે કવર ખિસ્સામાં મૂકે છે ત્યાં તો એક અજબ બનાવ બન્યો. પેલી ટેકસીમાં બેઠેલી બુરખો પહેરેલી સ્ત્રી પેલા અંગ્રેજ તરફ દોડી. અંગ્રેજ ભાગ્યો. પેલી સ્ત્રી પાછળ પડી. મુંબઈના ઇતિહાસમાં કદી ન દેખાયેલું એ દૃશ્ય હતું. એક અંગ્રેજની પછવાડે એક મુસ્લિમ બાનુ દોડી રહી હતી! ગોદીમાં હાહાકાર થઈ ગયો. માણસો ટોળે વળ્યાં. અંતે તે બાનુએ તે અંગ્રેજને પકડ્યો, બુરખો ફેંકી દીધો ને પ્રેક્ષકોએ સ્તબ્ધ બની જોયું, કે એ બુરખાધારી સ્ત્રી બીજું કોઈ નહીં પણ મુંબઈની છૂપી પોલીસનો એક વિખ્યાત ઈન્સ્પેકટર હતો!

ઉપરના ચારે બનાવો એકસાથે સંકળાયેલા છે. એક જ ઘટનાની તે જુદીજુદી કડીઓ છે. કોઈ કાલ્પનિક જાસૂસકથાને ભુલાવે તેવી એ વાત છે.

મુંબઈની એક હોટેલમાં એક આંગ્લ યુવતી ઊતરી હતી. એક દિવસે તેનો એક અતિ મહત્વનો દસ્તાવેજ ચોરાઈ ગયો પછી તેને એક નનામો પત્ર મળ્યો કે જો તેને તેનો દસ્તાવેજ પાછો જોઈતો હોય તો તેણે રૂપિયા ૫૦૦ આપવા ને તે કયારે કયે સ્થળે તે રૂપિયા આપવા આવશે તેની જાહેરાત પંડિતને ઉદ્દેશીને એક અંગ્રેજી અખબારમાં કરવી,

તે મુજબ પ્રથમ અંકની જાહેરાત કરવામાં આવી તે જ સાથે છૂપી પોલીસને ખબર અપાઈ ને તે લોકો મોટર સમારનાર મજૂર તરીકે તે સ્થળે હાજર હતા. ગમે તે કારણે 'માખી જાળમાં સપડાઈ નહિ.'

પછી બીજો પત્ર મળ્યો. તેમાં ગોદીને દરવાજે આવી એક માણસને પૈસા આપવાનું જણાવ્યું ને બીજો માણસ તે દસ્તાવેજ આપશે તેમ જણાવ્યું. છુપી પોલીસે આ જ સમયે ગુપ્ત વેશ ધર્યો. ઇન્સ્પેકટર મુસ્લિમ બાનુનો વેશ પરિધાન કરી ટેકસી ભાડે કરી તે જ સમયે ત્યાં આવ્યાં. ઉપર વર્ણવ્યું તેમ, ને માણસ સપડાઈ ગયો.

## કોણ હોશિયાર ?

લોકલબોર્ડી વગેરે સંસ્થાઓમાં સભ્યો, પ્રમુખો વગેરે પોતાના લાગતાવળગતાને સંસ્થામાં ગોઠવી દેતા હતા,તે અનિષ્ટ ટાળવા સંયુક્ત પ્રાંતની સરકારે એક હુકમ ફરમાવ્યો :

'કોઈ પણ સ્થાનિક સંસ્થામાં તે સંસ્થાના પ્રમુખ, હોદ્દેદાર કે સભ્યના સગાને પ્રાંતિક સરકારની મંજૂરી વિના નોકરીએ રાખી શકાશે નહિ.'

'સગો' કોને કહેવાય તેની વ્યાખ્યા આપતાં સરકારે ઠરાવ્યું કે 'સગો' એટલે બાપ, ભાઈ, પુત્ર, કાકા, કાકાનો દીકરો, મામા, મામાનો દીકરો, બનેવી, ફૂવા ને સાળો.'

એક લોકલબોર્ડના ચાલાક પ્રમુખે સરકારના આ ઠરાવની શબ્દરચના જોતાં તેને જણાયું કે આ નિયમ તો માત્ર 'પુરુષ સગા'ને લાગુ પડે છે. 'સ્ત્રી-સગા'ને નહિ ને તેણે પોતાની જ પુત્રીને નીમી દીધી. સરકારને ખબર પડી પ્રમુખે કહ્યું, કે તમારો નિયમ આને લાગુ પડતો નથી. સરકારે પણ જોયુ કે ઠરાવ માત્ર પુરુષ-સગાને જ લાગુ પડતો હતો. અંતે સરકારને આ નિયમ સુધારવો પડ્યો.

*

## પ્રજાએ ઘડયો ને પ્રજાએ પાળ્યો

'હિંદુ કાયદો શું છે? તેને કોણે રચ્યો? કોણે એને બનાવ્યો? કેમ તે અમલમાં મુકાયો?'

'કાયદો' શબ્દ આજે આપણે જે અર્થમાં સમજીએ છીએ એ અર્થમાં 'હિંદુ કાયદો' એ 'કાયદો' નથી.

કોઈ લોકસભાએ એને ઘડ્યો નથી. કોઈ ચક્રવર્તી રાજરાજેન્દ્રે તેને ફરમાવ્યો નથી. કોઈ માંધાતા સરમુખત્યારે વટહુકમ બહાર પાડી તેનો અમલ કર્યો નથી. કોઈ રાજસત્તાએ તેને સ્થાપ્યો નથી. કોઈ પોલીસ કે લશ્કરી દળે તેનો અમલ ચાલુ કર્યો નથી.

હિંદુ કાયદો એ એક એવી અજબ વસ્તુ છે, કે જેના પ્રસાર અને અમલનો અભ્યાસ આજના વટહુકમ ને સરમુખત્યારીયુગમાં કરવા જેવો છે.

પોલીસની લાઠી, અદાલતની શિક્ષા, જેલના સળિયા આજના કાયદા તથા કાનૂનો પ્રજા પાસે પળાવે છે. પ્રજાને તે પાળવા પડે છે. ધારાસભાઓમાં ભારે ક્રિયાઓ તથા પ્રક્રિયાઓ પછી તે પસાર થાય છે.

'હિંદુ કાયદો' એવી કોઈ વિધિમાંથી પસાર થયેલો નથી. કોઈ રાજદંડના નામે તેનો અમલ થયો નથી.

હિંદુ કાયદો એ ખરી રીતે જોઈએ તો પ્રજાનો કાયદો છે. પ્રજાએ પોતે તેને ઉત્પન્ન કર્યો છે. પ્રજાએ પોતે તેને સ્વેચ્છાથી ને સ્વયંભૂ પાળ્યો છે. હજારો વર્ષના વીતવા સાથે તેમાં ક્ષતિઓ આવી હશે. તેમાં આજના યુગને અનુકૂળ ન થાય તેવાં વિધાનો હશે; પરંતુ કાયદો કેમ થાય, કેવી રીતે પળાય, તેનો આદર્શ જો જોવો હોય તો તે 'હિંદુ

કાયદા'માં મળી રહેશે.

આજે તો આપણે એમ માનીને બેઠા છીએ, કે કાયદો એ તો રાજ્યસત્તાના અધિકારની વાત છે. તેની રચના, અમલ અને પાલન માટે આપણે પશુબળની પ્રતિનિધિ એવી સત્તા તરફ જોઈએ છીએ.

પરંતુ પ્રાચીન ભારતની એ બલિહારી છે કે તેનાં કાયદા ને કાનૂનો કોઈ રાજ્યસત્તાએ સ્થાપ્યા ન હતા. કોઈ ફરમાન દ્વારા એ અમલમાં આવ્યા ન હતા.

ડહ્યા, બુદ્ધિમાન અને જ્ઞાની માણસોએ એ કાયદા–કાનૂનની રચના કરી ને પ્રજાએ તેને સ્વીકારી લીધી. એ ડાહ્યા ને જ્ઞાની માણસોને આપણે આજે ઋષિઓ તરીકે સન્માનીએ છીએ.

પ્રાચીન ભારતના આ જ્ઞાની પંડિતો ને આર્ષદ્રષ્ટાઓએ ભારતની પ્રજા માટે 'ધર્મશાસ્ત્રો'ની રચના કરી. આજે જેને આપણે કાયદો કહીએ છીએ તેને તેઓ 'ધર્મશાસ્ત્રો' કહેતા.

જેમ કાયદાની કલમો છે તેમ તેની કલમોને 'સૂત્રો' કહેતા ને 'સૂત્રો'ના રૂપમાં પ્રજાએ પાળવાના નિયમો લખાતા, ફેલાતા પ્રજા તે ઝીલતી ને પાળતી. તે માટે કોઈ દંડ–ભયની જરૂર નહોતી.

હિંદુ કાયદાનાં આદ્ય પ્રેરણાસ્થાનો શ્રુતિ, સ્મૃતિ અને સ્મૃતિ ઉપરનાં ભાષ્યો છે. તેનું મૂળ ઉદ્ભવસ્થાન સ્મૃતિઓ છે. આ સ્મૃતિઓમાં સૌથી અગ્રણી ને શ્રેષ્ઠ સ્મૃતિ તે મનુસ્મૃતિ છે. ભગવાન મનુ હિંદુ કાયદાના આદ્યપ્રણેતા મનાય છે. તેમણે સમાજ, રાજકારણ, જીવન આદિ વિષયો અંગે પાળવાના કાયદાની રચના કરી છે. તેમણે જ કહ્યું છે ને કે જેમ મધમાખી પુષ્પમાંથી મધુરસ ચૂસે છે તેવી

રીતે રાજકર્તાએ પ્રજા પાસેથી કરવેરા વસૂલ કરવા જોઈએ. ભગવાન મનુના એ સૂત્રને સમજવાની સૌથી વધુ જરૂર આજના યુગમાં છે. ભગવાન મનુની સ્મૃતિ પછી બીજો મહાન ગ્રંથ યાજ્ઞવલ્કય સ્મૃતિ છે. નારદ સ્મૃતિ તે પછીનો ગ્રંથ છે.

આ ગ્રંથોમાં હિંદુ કાયદાના મુખ્ય સૂત્રોને સ્થાપિત કરવામાં આવ્યાં છે ને પ્રજાએ તેમને સ્વેચ્છાએ પાળ્યાં છે.

પરંતુ એ તો મહાન જ્ઞાની મુનિઓએ રચેલાં સૂત્રો હતાં. સામાન્ય માનવી તે સમજે ને પાળે તે માટે આ સ્મૃતિઓના અર્થો સમજાવતાં ભાષ્યો ને ટીકાઓ લખવામાં આવી છે.

એ બધાં ભાષ્યોમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી સત્તાવાર એવી ટીકા યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર વિજ્ઞાનેશ્વરે લખી છે. તે મીતાક્ષર કહેવાય છે. આજે બંગાળને બાદ કરતાં ભારત-ભરમાં વિજ્ઞાનેશ્વરે મીતાક્ષરમાં હિંદુ કાયદાનું જે વિવરણ કર્યું છે તે વિવરણ જ કાયદારૂપે અમલમાં છે.

રૂઢિચુસ્ત અને સુધારકો જેમ સર્વત્ર હોય છે તેમ અહીં પણ બન્યું. સદા બળવાખોર મનાતું બંગાળ સુધારક બન્યું. જિમૂતવાહન નામના એક પંડિતે મીતાક્ષરથી જુદા પડી પોતાની જુદી ટીકા લખી, ત્યારથી બંગાળમાં 'દાયભાગ' નામનો હિંદુ કાયદો પાળવામાં આવે છે. મીતાક્ષર કરતાં તેમાં થોડા ફેરફારો છે. પણ બંગાળે પોતાનો સુધારક ભાગ ભજવ્યો છે.

બંગાળ સિવાય હિંદભરમાં અન્યત્ર 'મીતાક્ષર' મુજબનો હિંદુ કાયદો અમલમાં છે. પરંતુ જેવી રીતે મધ્યસ્થ સરકારનો કાયદો હોવા છતાં મદ્રાસ, મુંબઈ, બિહાર, ઉત્તર

કાયદા 'માં મળી રહેશે.

આજે તો આપણે એમ માનીને બેઠા છીએ, કે કા૨ એ તો રાજ્યસત્તાના અધિકારની વાત છે. તેની રચ અમલ અને પાલન માટે આપણે પશુબળની પ્રતિનિધિ એ સત્તા તરફ જોઈએ છીએ.

પરંતુ પ્રાચીન ભારતની એ બલિહારી છે કે તે કાયદા ને કાનૂનો કોઈ રાજ્યસત્તાએ સ્થાપ્યા ન હતા કે ફરમાન દ્વારા એ અમલમાં આવ્યા ન હતા.

ડહ્યા, બુદ્ધિમાન અને જ્ઞાની માણસોએ એ કાયદા કાનૂનની રચના કરી ને પ્રજાએ તેને સ્વીકારી લીધી ડાહ્યા ને જ્ઞાની માણસોને આપણે આજે ઋષિઓ તરી સન્માનીએ છીએ.

પ્રાચીન ભારતના આ જ્ઞાની પંડિતો ને આર્યદ્રષ્ટાઓએ ભારતની પ્રજા માટે 'ધર્મશાસ્ત્રો'ની રચના કરી. આજે જે આપણે કાયદો કહીએ છીએ તેને તેઓ 'ધર્મશાસ્ત્રો' કહેતા

જેમ કાયદાની કલમો છે તેમ તેની કલમોને 'સૂત્રો કહેતા ને 'સૂત્રો'ના રૂપમાં પ્રજાએ પાળવાના નિયમે લખાતા, ફેલાતા પ્રજા તે ઝીલતી ને પાળતી. તે માટે કોઈ દંડ-ભયની જરૂર નહોતી.

હિંદુ કાયદાના આદ્ય પ્રેરણાસ્થાનો શ્રુતિ, સ્મૃતિ અને સ્મૃતિ ઉપરનાં ભાષ્યો છે. તેનું મૂળ ઉદ્ભવસ્થાન સ્મૃતિઓ છે. આ સ્મૃતિઓમાં સૌથી અગ્રણી ને શ્રેષ્ઠ સ્મૃતિ તે મનુસ્મૃતિ છે. ભગવાન મનુ હિંદુ કાયદાના આદ્યપ્રણેતા મનાય છે તેમણે સમાજ, રાજકારણ, જીવન આદિ વિષયો અંગે પાળવાના કાયદાની રચના કરી છે તેમણે જ કહ્યું છે ને કે જેમ મધમાખી પુષ્પમાંથી મધુરસ ચૂસે છે તેવી

રીતે રાજકર્તાએ પ્રજા પાસેથી કરવેરા વસૂલ કરવા જોઈએ. ભગવાન મનુના એ સૂત્રને સમજવાની સૌથી વધુ જરૂર આજના યુગમાં છે. ભગવાન મનુની સ્મૃતિ પછી બીજો મહાન ગ્રંથ યાજ્ઞવલ્કય સ્મૃતિ છે. નારદ સ્મૃતિ તે પછીનો ગ્રંથ છે.

આ ગ્રંથોમાં હિંદુ કાયદાના મુખ્ય સૂત્રોને સ્થાપિત કરવામાં આવ્યાં છે ને પ્રજાએ તેમને સ્વેચ્છાએ પાળ્યાં છે.

પરંતુ એ તો મહાન જ્ઞાની મુનિઓએ રચેલાં સૂત્રો હતાં. સામાન્ય માનવી તે સમજે ને પાળે તે માટે આ સ્મૃતિઓના અર્થો સમજાવતાં ભાષ્યો ને ટીકાઓ લખવામાં આવી છે.

એ બધાં ભાષ્યોમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી સત્તાવાર એવી ટીકા યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર વિજ્ઞાનેશ્વરે લખી છે. તે મીતાક્ષર કહેવાય છે. આજે બંગાળને બાદ કરતાં ભારત-ભરમાં વિજ્ઞાનેશ્વરે મીતાક્ષરમાં હિંદુ કાયદાનું જે વિવરણ કર્યું છે તે વિવરણ જ કાયદારૂપે અમલમાં છે.

રૂઢિચુસ્ત અને સુધારકો જેમ સર્વત્ર હોય છે તેમ અહીં પણ બન્યું. સદા બળવાખોર મનાતું બંગાળ સુધારક બન્યું. જિમૂતવાહન નામના એક પંડિતે મીતાક્ષરથી જુદા પડી પોતાની જુદી ટીકા લખી, ત્યારથી બંગાળમાં 'દાયભાગ' નામનો હિંદુ કાયદો પાળવામાં આવે છે. મીતાક્ષર કરતાં તેમાં થોડા ફેરફારો છે. પણ બંગાળે પોતાનો સુધારક ભાગ ભજવ્યો છે.

બંગાળ સિવાય હિંદભરમાં અન્યત્ર 'મીતાક્ષર' મુજબનો હિંદુ કાયદો અમલમાં છે. પરંતુ જેવી રીતે મધ્યસ્થ સરકારનો કાયદો હોવા છતાં મદ્રાસ, મુંબઈ, બિહાર, ઉત્તર

પ્રદેશ વગેરે પ્રાંતિક સરકારો પોતપોતાના કાયદા રચે છે તેવી જ રીતે ભારતભરમાં મીતાક્ષર અમલમાં હોવા છતાં જુદાજુદા વિભાગોમાં જુદાજુદા ભાષ્યકારોનાં મંતવ્ય મુજબ થોડા ફેરફારો સાથે હિંદુ કાયદો અમલમાં છે.

મીતાક્ષરના જે મુખ્ય વિભાગો છે તે નીચે મુજબ છે:

બનારસ પક્ષ, મિથિલા પક્ષ, મહારાષ્ટ્ર પક્ષ, દ્રાવિડ અથવા મદ્રાસ પક્ષ.

દરેક પક્ષે પોતાના આધારભૂત ગ્રંથો માન્યા છે. પહેલા પક્ષે મિત્રવિશ્વનો લખેલ 'વિરમિત્રોદય' અને 'નિર્ણયસિંધુ;' બીજા પક્ષે વાચસ્પતિ મિશ્ર લિખિત 'વિવાદ ચિંતામણી' અને 'વિવાદ રત્નાકર;' ત્રીજા પક્ષે પહેલાંનાં બે પુસ્તકો ઉપરાંત નીલકંઠ ભટ્ટ લિખિત 'વ્યવહારમયૂખ' તથા ચોથા પક્ષે દેવેન્દ્ર ભટ્ટ લિખિત 'સ્મૃતિચંદ્રિકા,' 'પરાશર માધવ' અને 'વિરમિત્રોદય'ને સ્વીકાર્યાં છે.

ગુજરાત, મુંબઈ તથા ઉત્તર કોંકણમાં 'વ્યવહારમયૂખ' સર્વોપરી ગણાય છે જ્યાં મીતાક્ષર તથા 'મયૂખ' વચ્ચે મતભેદ હોય ત્યાં આ વિભાગમાં 'મયૂખ'ને પ્રાધાન્ય મળે છે. એવી રીતે બીજા વિભાગોમાં તેમણે સ્વીકારેલાં પુસ્તકોને પ્રાધાન્ય મળે છે.

તે ઉપરાંત દત્તકના કાયદા વિષે નંદ પંડિત લિખિત 'દત્તકમીમાંસા' તથા 'દત્તકચંદ્રિકા' શ્રેષ્ઠ ગ્રંથો ગણાય છે.

હિંદુ કાયદાનાં આ પુસ્તકો તો છેલ્લાં હજાર બે હજાર વર્ષોનાં છે. મનુ અને યાજ્ઞવલ્કય સ્મૃતિ પણ બે હજાર વર્ષોથી વધુ જૂની નથી. મનુ ભગવાને તો પોતાની સ્મૃતિમાં પૃથ્વી

તથા પોતાના જન્મનું વર્ણન કર્યા પછી ભૃગુને પોતાની સ્મૃતિ સંભળાવી. ભૃગુએ બીજાને તે સંભળાવી. પણ એ કાયદા અને કાનૂનોનું મૂળ સ્થાન તો મહાન ઋષિઓ હતા. તેમનાં નામો છે ગૌતમ, બોધાયન, અપસ્તંબ, વસિષ્ઠ. તે પછી આવ્યા યમ, હરિત, યાજ્ઞવલ્કય, મનુ, હિરણ્યકેશી, ઊસનસ;, કાશ્યપ અને સાંખ્ય અને તે પછી વિજ્ઞાનેશ્વર, જિમૂતવાહન;, પંડિત નીલકંઠ વગેરે થયા. તેમણે મુખ્ય સૂત્રો ઉપર ભાષ્યો લખ્યાં ને પોતાને ગમ્યા તે અર્થો તારવ્યા.

એમ કહેવાય છે કે ભગવાન મનુના પ્રથમ મુખ્ય પુસ્તકમાં ૧૦૦૦ પ્રકરણ અને એક લાખ શ્લોકો હતા. નારદે તેને ટૂંકાવીને ૧૨૦૦૦ શ્લોક કર્યા. સુમતિએ તેમાંથી માત્ર ૪૦૦૦ રાખ્યા ને આજે પ્રાપ્ય માત્ર ૨૬૮૫ શ્લોકો છે. કોંકણમાં અપરારકા નામનો એક રાજા થઈ ગયો. તેણે મીતાક્ષર ઉપર ટીકા લખી છે. તેનાં મંતવ્યો કાશ્મીરમાં સૌથી વધુ પ્રમાણભૂત મનાય છે.

ઉપરના પ્રાચીન ધર્મગ્રંથો ઉપરાંત હિંદુ સમાજમાં સદીઓજૂના રીતરિવાજને ધર્મશાસ્ત્રમાં ખૂબ માન આપવામાં આવ્યું છે. સ્થાનિક રીતરિવાજો મૂળ ધર્મસૂત્રોથી વિરુદ્ધ જતાં હોય તોપણ તેને માન્ય રાખવા એવું ખુદ ધર્મશાસ્ત્રોમાં ઠરાવવામાં આવ્યું છે.

અંગ્રેજ શાસન પછી અંગ્રેજોએ સ્થાપેલી ન્યાયકોર્ટોએ હિંદુ પંડિતોની મદદ લઈને ચુકાદા દ્વારા હિંદુ કાયદાનાં ચોક્કસ અંગોનું સ્પષ્ટીકરણ કર્યું છે ને તેને સ્થિર ને સ્થાપિત કરેલ છે.

ઉપરાંત વિદેશી વિદ્વાનોએ સંસ્કૃતનો અભ્યાસ કરીને

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોનું સંશોધન કર્યું ને તેમણે તેને અંગ્રેજી ભાષામાં ઊતાર્યો તથા જગવિખ્યાત બનાવ્યા.

આધુનિક અદાલતોને જરૂરી લાગતાં ગઈ સદીના કેટલાક બહુશ્રુત ધારાશાસ્ત્રીઓએ હિંદુ કાયદાને પુસ્તકનું સ્વરૂપ આપ્યું.

અંગ્રેજ સરકારે હિંદુ કાયદામાં લગ્ન, વારસાહક્ક, સંયુક્ત કુટુંબ તથા દત્તક વગેરે બાબતોને અસ્પૃશ્ય રાખ્યાં; જ્યારે કરારનો કાયદો, મિલકતની ફેરબદલીનો કાયદો, વાલીપણાનો કાયદો વગેરે નાના કાયદાઓ પસાર કરી તે તે બાબતમાં હિંદુ કાયદાનાં વિધાનોને કાં તો સમાવી લીધાં કે નાબૂદ કર્યાં.

આ છે હિંદુ કાયદો.

ભારતની અનેક પ્રાચીન ગૌરવવંતી વસ્તુઓની માફક એ કાયદો પણ એક મહાન ગૌરવરૂપ હતો. સમયના વહેવા સાથે તેમાં ક્ષતિઓ આવી હશે, દોષો પ્રવેશ્યા હશે, અનધિકૃત ભાષ્યકારોએ તેમાં કંઈક ઉમેરો કર્યો હશે પરંતુ ભારતની પ્રજાની પ્રાચીન સંસ્કૃતિ, સભ્યતા અને તેજસ્વી તવારીખનો જ્યારે વિચાર આવે છે ત્યારે સ્વયં સ્વીકારેલ આ હિંદુ કાયદાની કહાણી રોમાંચક લાગે છે.

---

## તમે પણ વોરંટ વિના ધરપકડ કરી શકો છો

માત્ર પોલીસ અમલદાર જ નહિ પણ કોઈ પણ શહેરી તેની પોતાની નજર સમક્ષ 'કોગ્નીઝેબલ' અને 'જામીન ન આપી શકાય' જેવો ગુનો કરનારની ધરપકડ કરી શકે છે ધરપકડ કર્યા પછી ગુનેગારને નજીકના પોલીસ સ્ટેશને લઈ જવો જોઈએ.

•

# સર્વોદય સમાજનું સર્જન

આદર્શનું આલેખન, આદર્શની કલ્પના, આદર્શનું સ્વપ્ન, આદર્શનું સેવન અને આદર્શની સિદ્ધિ—એ બધાં વચ્ચે કેટલો તફાવત છે? સ્વપ્ન અને સિદ્ધિ વચ્ચે અઘોર રણ-વગડા, અફાટ સાગરો અને જંગી પર્વતોની દુર્જેય દીવાલ ખડી હોય છે. આદિકાળથી આર્ષદ્રષ્ટાઓએ નિષ્કલંક અને પાપરહિત ધરતીની કલ્પના કરી છે. જ્યાં વેર નથી, જ્યાં દ્વેષ નથી, જ્યાં કામ નથી, ક્રોધ નથી, મોહ નથી, જ્યાં ચોરી નથી, પાખંડ નથી, ઠગાઈ નથી, કુદરતે દીધેલી આ અલૌકિક સૃષ્ટિમાં જ્યાં માનવી સરળ, સાદું, વિવેકી, પુનિત જીવન ગુજારતો હોય તેવા સમાજની આકાંક્ષા અને અભિલાષા કોણે નથી સેવી? અને તે છતાં માનવસમાજ આજે અનેક દૂષણોથી અપવિત્ર બન્યો છે. જાણે કે આદર્શ દૂર અને દૂર જતો લાગે છે. સ્વપ્ન સરી પડે છે. શું માનવસમાજ આવો જ રહેશે?

ભારતના આધુનિક સમાજ પર દૃષ્ટિપાત કરતાં વિચારવંત માણસને ક્ષોભ થાય છે. આજે સમાજની સ્થિતિ જોઈ માણસના દિલમાં વિષાદ જાગે છે. નિરાશાવાદીને ભાવી શ્યામ અને અંધકારમય લાગે છે આશાવાદી હોંશ અને જોમથી સમાજને સુધારવા કમર કસે છે.

આજ સુધી સામાજિક સુધારણાની વાત પ્રચાર ઉપર નભતી હતી. નૈતિક ઝુંબેશ દ્વારા દૂષણો દૂર કરવાની આશા રાખવામાં આવતી તેનું મુખ્ય કારણ એ હતું કે દેશ ગુલામ હતો. મુક્તિદિનના સુપ્રભાતથી દેશભરમાં એક આછી ગુલાબી સુરખી છવાઈ ગઈ છે સર્યના પ્રકાશે જેમ સૂર્યમુખી ઊઘડે,

ચંદ્રના શીળા પ્રકાશે જેમ શ્વેત ધવલ મોગરાની કળીઓ ખીલે, તેમ ભારતવાસીઓનાં હજારો હૈયાંમાં આનંદ તથા આશાની પુષ્પકળીઓ નાચી ઊઠી. સામાજિક કાર્યકરોને લાગ્યું કે હવે પોતાનો માર્ગ સહેલો ને ખુલ્લો થશે.

પ્રાંતે પ્રાંતે પ્રજાકીય સરકારો સ્થપાઈ. જે લોકો સમાજના-પરિવર્તનનાં સ્વપ્નો સેવતા હતા તેમાંના ઘણા પ્રધાનો બન્યા. સત્તાની લગામ તેમના હાથમાં આવી. પરદેશી શાસનમાં જે અંતરાયો હતા તે દૂર થયા એટલે સમાજને સુધારવાની શક્યતા સહેલી લાગી.

પ્રજાકીય સરકારોએ સમાજજીવનને કોરી રહેલાં અનિષ્ટોનો નાશ કરવા પગલાં લેવા માંડ્યાં. આજ સુધી જે શક્ય ન હતું તે શક્ય બન્યું એટલે તે દિશામાં વધુ ઝડપ થવા લાગી. દારૂ, જુગાર, આંકફરક, જુગારી તત્ત્વવાળો સટ્ટો, કાળાં બજાર, લાંચ રુશવત—એમ અનેક અનિષ્ટોને દાબી દેવા જુદાજુદા સ્વરૂપના કાયદાઓ વિચારાયા ને ઘડાયા.

જુદાજુદા પ્રાંતે આ બાબતમાં જુદીજુદી રીતે કામ લીધું છે. ક્યાંક ઢીલ થઈ છે તો ક્યાંક ઝડપ. ક્યાંક સુધારાની ધગશે ચિત્રવિચિત્ર અને અવ્યવહારુ કાનૂનો અમલમાં મુકાયા છે. ક્યાંક અતિશય કડકાઈ થઈ છે. ક્યાંક વધુપડતી ભલમનસાઈ દેખાડવામાં આવી છે. ક્યાંક વિવેક ચુકાયો છે તો ક્યાંક સજ્જનતાની ઘેરી છાપ ઊઠી છે.

આજે સર્વત્ર એ વાતનો સ્વીકાર થઈ રહ્યો છે, કે પ્રજાનું નૈતિક ધોરણ નીચું ઊતર્યું છે. અનેક દુર્ગુણો માત્ર વ્યક્તિગત રીતે જ નહિ પણ સામૂહિકરૂપે પ્રજામાં પ્રસરી રહ્યા છે. માનવસહજ સદ્દગુણો લગભગ વિનાશ પામ્યા. માનવ-હૃદયમાંથી માનવતા પરવારી ચૂકી. નિષ્ઠુરતા, એકલ-

પેટાપણું, સ્વાર્થ, સ્વલાભાર્થે અન્યને ગમે તેવું નુકસાન થાય તે પ્રત્યે બેપરવાઈ, હૃદયહીનતા, માત્ર આત્મલક્ષી ક્રૂર મહત્ત્વાકાંક્ષા—આ બધો યુદ્ધકાળનો પરિપાક છે. કાળાં બજાર, લાંચરુશવત અને પૈસો એ જ એક આદર્શ, એ જ એક ધ્યેય, એ જ સર્વસ્વ—એવી આંધળી ભાવનારહિત સર્વગ્રાહી લાલસા વગેરે સમાજના ઉત્કર્ષ અને ઉન્નતિની ભાવના રાખનારાઓનું કાર્ય અનેકગણું મુશ્કેલ અને દુષ્કર બનાવ્યું છે.

જે સમાજની આપણે રચના કરવા માગીએ છીએ તેનું વર્ણન 'સર્વોદય' શબ્દમાં સુંદર રીતે આવી જાય છે. એ ભભકહીન પણ સાદા શબ્દમાં આદર્શ સમાજની ગાંધીવાદી કલ્પના આવી જાય છે. આપણે તેને ગાંધીજીના આદર્શો કહીએ છીએ; કારણકે એ બોધ અને એ આદર્શો હજુ આપણા કાનમાં ગુંજ્યા કરે છે. પરંતુ સૂક્ષ્મસ્વરૂપે જોઈશું તો જણાશે કે સર્વોદય સમાજના આદર્શની કલ્પના ભારતના અને જગતના આજસુધી થઈ ગયેલા મહાન આત્માઓ અને સંતોએ ક્યારની યે રજૂ કરી છે, પરંતુ માનવી એના તરફ જવાને બદલે એનાથી વિમુખ બનતો ગયો છે.

આ પરિસ્થિતિને નિવારવાના બે માર્ગો છે: એક તો સમાજસુધારકો અને સેવકો દ્વારા પ્રજાની કેળવણી, ઉત્કર્ષ અને ઉદ્ધાર, અને બીજો માર્ગ સરકાર તથા તેનાં સાધનો દ્વારા અનિષ્ટોનું નિવારણ. આ બન્ને માર્ગો પરસ્પર વિરોધી નથી; પરંતુ એકબીજાના પૂરક છે. જો એ બંનેનો સમન્વય થઈ શકે તો પરિણામ ઘણું ઉજ્જવળ આવે. એ સમન્વય આકસ્મિક નહિ પણ યોજના તથા હેતુપુરઃસરનો હોવો જોઈએ. દુર્ભાગ્યે આજે એ સ્થિતિ નથી. એક તરફ સમાજસેવકનો વર્ગ કાં તો હતોત્સાહ છે, કાં તો દિશા-

શૂન્ય છે, કે કાં તો ઉદાસીન છે. હવે આપણી સરકાર આવી એટલે આપણે કાંઈ કરવાનું નથી રહેતું, પણ સરકારે જ બધું કરવાનું છે એવું માનનારો એક વર્ગ છે. બીજો વર્ગ એવો છે, કે જેણે પોતાના કાર્યમાં સરકારની સહાયની વધુપડતી અપેક્ષા રાખી હતી પણ તે ન મળતાં તે નારાજી અનુભવે છે. ત્રીજો વર્ગ સમજુ છે; પરંતુ સરકારી તંત્રની મનસ્વિતા તથા વિચિત્રતાથી હતાશા અનુભવે છે. બીજી બાજુ સરકારી પ્રજામાન્ય તંત્રવાહકો ફરિયાદ કરે છે, કે લોકસેવકો વધુપડતાં માન અને મદદની આશા રાખીને સરકારીતંત્ર સાથે સહકાર કરતા નથી. તે સાથે જ સરકારી કાયદા–કાનૂનો તથા અન્ય પગલાં એવાં અપૂર્ણ, અવ્યવહારુ તથા જૂનવાણી બ્રિટિશ નોકરશાહીના માનસની બંધિયાર હવાથી છવાયેલાં હોય છે કે તેથી કાર્ય સહેલું બનવાને બદલે વિકટ બને છે. સક્રાંતિકાળના આવા વિરોધાભાસી અને પરસ્પર સહાયરૂપ બનવાને બદલે અંતરાયરૂપ બને તેવાં બળો વચ્ચે જ્યારે જનતાનું ભાવિ તોળાઈ રહ્યું છે તેવે વખતે શું થઈ શકે તેનો વિચાર કરવા જેવો છે.

સર્વોદય સમાજનો જે પુનિત આદર્શ છે તે સિદ્ધ કરવા કાયદો, પોલીસ અને અદાલત શું કરી શકે? કેટલાં ઉપયોગી નીવડે? તેના દ્વારા શું સિદ્ધ થઈ શકે?

સર્વોદય સમાજ! કોને એ આદર્શ ન ગમે? પણ આદર્શ અને વ્યવહાર એ કેટલાં ભિન્ન છે! વ્યવહારના ખડક ઉપર હજારો આદર્શોના ભાંગીને ભૂકા થઈ ગયા છે તે છતાં કર્મને વરેલા પુરુષાર્થી માણસોએ તો પ્રયત્ન કરવો જ રહ્યો.

એ મહાન આદર્શ અને કાયદો, પોલીસને અદા

લત વચ્ચે સંબંધ શો એનો વિચાર કરીએ. કાયદો શા માટે થયો? પોલીસ શા માટે રચાઈ? અદાલત શા માટે સ્થાપવામાં આવી? આદિ કારણ તો–વ્યવસ્થા તથા રક્ષણ માટે પોલીસની રચના થઈ; ગુનેગારોને શિક્ષા આપવા તથા બે ઝઘડતા પક્ષો વચ્ચે ન્યાય તોળવા અદાલતની સ્થાપના થઈ અને એ લોકોને દોરવણી આપવા કાયદો ઘડાયો; કારણકે જો ન્યાયના કોઈ ચોક્કસ નિયમો ન હોય તો ગમે તેવી શુદ્ધ બુદ્ધિની પોલીસ કે અદાલત પણ કેવી રીતે પોતાનું કાર્ય કરી શકે? એટલે કાયદાની જરૂર પડી પર્વતમાંથી પાતળી દોરી જેવું શરૂ થતું નાનકડું ઝરણું જેમજેમ આગળ વધતું જાય છે તેમતેમ વિસ્તૃત સ્વરૂપ ધારણ કરી અને અંતે મહાનદરૂપે સમુદ્રને મળે છે; તે રીતે પ્રાથમિક જરૂરિયાતના સામાન્ય કાનૂનોથી શરૂ થઈને આજે કાયદો મહાસાગર બન્યો છે.

ત્યારે બીજો સવાલ એ ઊભો થાય છે, કે કાયદો, પોલીસ, અદાલત, નૈતિક ભીતિ–એ બધું છતાં અનિષ્ટો ને ગુનેગારીનું પ્રમાણ વધતું કેમ જાય છે? તેમાંયે આ વીસમી સદીમાં જેમ દાક્તરો વધ્યા તેમ રોગ વધ્યા, તેવી રીતે જેમ કાયદા વધ્યા તેમ ગુના પણ વધ્યા છે. જેલ, દંડ, સજા વગેરેની આકરી ભીતિ છતાં ગુનેગારી વધી છે એ એક અજબ બીના છે. કેટલાં ય એવાં કૃત્યો હતાં કે જે ગુનો ગણાતાં ન હતાં તે તેનાં વ્યાપક સ્વરૂપને લીધે ગુનો બન્યા છે. કેટલાંક કૃત્યોને આધુનિક કાયદાએ ગુના બનાવ્યાં છે. જે ગુનાઓ હતા તેના સ્વરૂપ અને ક્ષેત્રમાં અનેક જાતના ફેરફારો થયા છે. એ બધાં પછી પણ એવું શું છે કે જેને કારણે અનિષ્ટોને દાબી દેવાના સતત પ્રયત્નો

છતાં તે દબાતાં નથી ?

માત્ર કાયદાના ક્ષેત્ર પૂરતો વિચાર કરીએ તો તેનાં કારણો નીચે મુજબ ગણાવી શકાય :

(૧) કાયદાના ઘડતરની અપૂર્ણતાઓ.

(૨) કાયદામાં કે તેના અમલમાં કડકાઈનો અભાવ.

(૩) કાયદાનું પાલન જેને કરાવવાનું છે એવા પોલીસ દળમાં :

(અ) કાર્યદક્ષતાનો અભાવ,

(બ) અનુભવનો અભાવ,

(ક) લાંચરુશવતનો પ્રસાર,

(ડ) ગુનેગારવર્ગના સાથીઓની એ દળમાં હાજરી.

(૪) શ્રીમંતો ને પૈસાદારો પૈસાને જોરે બચે છે અને ગરીબો ફસાય છે.

કોઈ પણ અનિષ્ટને ઊગતાં દાબી દેવું હોય તો તેને માટે ઘડાતા કાયદાનું સ્વરૂપ એવું જોઈએ, કે જ્યારે જ્યારે જે પરિસ્થિતિ ઊભી થાય ત્યારે ત્યારે તેને પહોંચી વળે તેવી જોગવાઈઓ કાયદામાં હોવી જોઈએ.

કાયદો બરોબર હોય છતાં તેનો અમલ ઢીલો હોય તો કાયદાનો જે ડર લોકોને લાગવો જોઈએ તે લાગતો નથી.

નરમાશના બે વિભાગો છે : એક તો કાયદો જ ઢીલો હોય ને બીજું કાયદાનો અમલ ઢીલો હોય.

સૌથી વધુ મહત્ત્વનો મુદ્દો એ છે, કે કાયદાનું પાલન જેના દ્વારા જ મુખ્યત્વે થાય છે તે પોલીસતંત્ર પર જ બધાનો આધાર છે. કાયદા ગમે તેટલા સુંદર અને સંપૂર્ણ હોય, અદાલતો ગમે તેટલી જાગૃત, કડક અને કાર્યક્ષમ હોય, પણ જો પોલીસતંત્ર ઢીલું હોય, લાંચિયું હોય, સડેલું

હોય, કાર્યદક્ષ ન હોય તો બધા પ્રયત્નો વૃથા જાય છે.

દરેક નવા કાયદા સાથે જો પોલીસદળ કાબેલ ન હોય કે અનુભવી ન હોય તો એ નવો કાયદો ઉપયોગી બનવાને બદલે પ્રજાના નાના માણસોને માત્ર રંજાડવાનું સાધન બને છે; જે હેતુ માટે તે કાયદો કરવામાં આવ્યો હોય છે તે હેતુ પાર પડતો નથી.

તે ઉપરાંત ગુનેગાર વર્ગના, જેને આપણે 'પાંચમી કતારિયા' કહીએ તેવા, મિત્રો ને સાથીઓ પોલીસદળમાં ઘૂસી ગયેલા હોય છે. આ લોકો પોતાના સાથીદારોને પોલીસદળની તૈયારીની કે તેનાં આગામી પગલાંની માહિતી અગાઉથી આપી દે છે; એટલે પોલીસ જ્યારે આવી પહોંચે છે ત્યારે 'પંખી છૂ' થઈ ગયેલું હોય છે! વળી જે લોકો જાણીતા દાદાઓ હોય છે તેઓને ઘણા પોલીસ અમલદારો સાથે મૈત્રી હોય છે. એક બાજુ આ દાદાઓ ગુનાઓ દ્વારા કમાણી કરે છે, બીજી બાજુ પોલીસ અમલદારો સાથેની તેમની મૈત્રીને કારણે તેઓ સામે અસરકારક પગલાં લેવાતાં નથી.

તે ઉપરાંત 'લાગવગ' મોટો ભાગ ભજવે છે. 'અ' નામનો માણસ પકડાઈ ગયો એટલે તે પોલીસમાં 'લાગવગ' લગાડવા ખૂબ પ્રયત્ન કરે છે ને મોટા ને સારા ગણાતા માણસો પણ કેટલીક વખત શરમથી, કેટલીક વખત સગાં-સંબંધીઓને કારણે લાગવગ વાપરવા પ્રયત્ન કરે છે.

એટલે માત્ર કાયદાથી સર્વોદય સમાજની રચના સિદ્ધ થઈ શકે નહિ, કાયદો માત્ર મદદરૂપ બની શકે. સર્વોદય સમાજ તો નિઃસ્વાર્થ સેવકોની તપશ્ચર્યાથી જ સ્થાપી શકાશે.

*

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| **અંતર નિરીક્ષણ**—લે. મહારાણા ઓફ પોરબંદર | ૨૨૪ | ૧–૦ | ૦–૨ |
| **સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ** (અને વિચારોના | | | |
| ચમત્કાર): લે. ઓરિસન સ્વેટ માર્ડન | ૪૯૬ | ૩–૦ | ૦–૪ |
| **ગુલાબસિંહ**—અધ્યાત્મ વિચારપ્રેરક નવલકથા: | | | |
| સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત | ૪૧૬ | ૪–૦ | ૦–૫ |
| **વનરાજ ચાવડો**: સ્વ. મહીપતરામ નીલકંઠ | ૩૨૦ | ૨–૮ | ૦–૪ |
| **ભારતીય સંસ્કૃતિ**—લે. શ્રી. કનૈયાલાલ મુનશી | ૧૩૨ | ૦–૧૨ | ૦ ૨ |
| **સુવર્ણયુગ**— ,, ,, ... | ૯૨ | ૦–૮ | ૦–૨ |
| **સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**—૮૫ પત્રો | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **આત્મનિરીક્ષણ અને સંકલ્પ**—લે૦ ર૦ વ૦ દેસાઈ | | | |
| સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સાહિત્ય પ્રારંભિકા**—શ્રી. હિંમતલાલ ગણેશજી | | | |
| અંજારિયા કૃત ... ... ... | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **ગુજરાતની ગઝલો**—દી. બ. કૃષ્ણલાલ ઝવેરી: | | | |
| જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ | ૧૮૦ | ૧–૦ | ૦–૨ |
| **કહેવતો**—જાણવા જેવી ઉપયોગી કહેવતોનો સંગ્રહ | ૧૫૬ | ૧–૪ | ૦–૨ |
| **અંતરની વ્યથા**—લે૦ સોપાન: ૫ આત્મકથાઓ | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| **આગળ ધસો**—'પુશિંગ ટુ ધી ફ્રંટ'નું ભાષાંતર | ૪૬૮ | ૩–૦ | ૦–૫ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **શ્રીરમણ મહર્ષિ**—સુધારાવધારા સાથે (૨જી આવૃત્તિ) | ૨૧૬ | ૨–૦ | ૦–૪ |
| **હંસ મહારાજ**—વેદાંત જેવા ગહન વિષયને વિવિધ | | | |
| દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક | ૨૮૦ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી આત્માનંદ સરસ્વતી**-ચરિત્ર ને ઉપદેશો | ૧૯૨ | ૧–૮ | ૦–૩ |

| | | | |
|---|---|---|---|
| મહર્ષિ દયાનંદ—નવી આવૃત્તિ ... ... | ૧૫૨ | ૧–૮ | ૦–૨ |
| ભિક્ષુ અખંડાનંદ–(ચરિત્ર) શ્રી. સોપાન અને શ્રી. જ્યોતીન્દ્ર દવે કૃત ... ... | ૪૭૮ | ૩–૦ | ૦–૬ |
| રામકૃષ્ણ પરમહંસ–પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| સ્વામી વિવેકાનંદ–જીવનપ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૪–૦ | ૦–૭ |
| સ્વામી રામતીર્થ–વિસ્તૃત ચરિત્ર તથા ઉપદેશો | ૬૭૨ | ૩–૮ | ૦–૯ |
| ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર | ૧૫૯૬ | ૮–૦ | ૦–૧૫ |
| જ્ઞાનેશ્વર મહારાજ ને મ. એકનાથનાં ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦–૫ |
| સંત તુકારામ–સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... | ૬૪૮ | ૩–૦ | ૦–૬ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| મહાત્મા સરયૂદાસજી, ભૂધર ભક્ત ને જાનકીદાસજીના ચરિત્રો ... ... | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| ભક્તચરિત્ર–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| બૂકર ટી. વોશિંગ્ટન–હબસી વીરની પ્રેરક અને બોધક આત્મકથા ... | ૨૨૪ | ૧–૮ | ૦–૪ |
| સ્વામીશ્રી નિત્યાનંદ–જીવનચરિત્ર ઉપદેશો સાથે | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય–યોગીશ્વરનું જીવનચરિત્ર | ૮૮ | ૦–૮ | ૦–૧ |
| આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨જો, ૭૦ બોધક ટૂંકાં ચરિત્રોનો સંગ્રહ ... ... | ૬૨૪ | ૩–૦ | ૦–૭ |
| ભારતના વીર પુરુષો–૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો–મારવાડના રજપૂતયુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |
| શ્રી શારદામણિદેવી–(ચરિત્ર) લે૦ આનંદચૈતન્ય | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |
| કાકાનો સંજય–પ્રાચીન મિસરની સંસ્કૃતિનો પરિચય, ૫૧ ચિત્રો સાથે મોટા અક્ષરોમા | ૩૨૦ | ૧–૧૨ | ૦–૩ |

૪૮–૪૯ **ગુજરાતનાં લોકગીતો :** લે૦ શ્રી મધુભાઈ પટેલ :
જન્મયાત્રાથી આરંભી મરણયાત્રાના તાદશ પ્રસંગો
રજૂ કરતા સરળ લોકગીતો ને કથાઓનો સંગ્રહ ૨૭૨ ૧–૪

૫૦ **કોઈ ને કહેશો નહિ :** લેખિકા રંભાબહેન ગાંધી :
સમાજનું તાદશ ચિત્રણ રજૂ કરતાં નાટકોનો સંગ્રહ ૧૬૮ ૧–૪

૫૧ **શ્રીમત શંકરાચાર્ય :** લે૦ શ્રી વામનરાવ પ્રા. પટેલ
શ્રીમત શંકરાચાર્યનું જીવનચરિત્ર ઉપદેશો સાથે ૧૪૪ ૦–૧૦

૫૨ **જગન્નાથપુરી ને ઓરિસાના પુરાતન અવશેષો :**
લે૦ ડો. ભોગીનાલ જ. સાંડેસરા: ભારતની સાંસ્કારિક
એકતાનું દર્શન કરાવતું સચિત્ર પુસ્તક ૯૬ ૦–૧૦

૫૩–૫૪ **આરોગ્યની બારમાસી :** લે૦ પ્રાગજી મો. રાઠોડ
આહારવ્યવહાર વિષે તથા બીજા ઉપયોગી લેખો ૨૧૪ ૧–૮

૫૫ **શાકભાજી અને બીજા લેખો** (બાગાયત ઝૂલો) **:**
લે૦ શ્રી. માર્તંડરાય શિવભદ્ર પંડ્યા: શાકભાજી–
સંબંધી ઉપયોગી માહિતી તથા બીજાં ઝૂલો ૧૧૨ ૦–૧૨

૫૬ **વનવગડામાં વસનારા :** લે૦ પ્રદ્યુમ્ન કં. દેસાઈ:
વનસૃષ્ટિમાં વસનારાં પ્રાણીઓનો સરળ પરિચય ૧૨૮ ૦–૧૨

૫૭ **આંખનું આરોગ્ય :** અનુ: કુંદનિકા કાપડિયા:
આ પુસ્તકમા આંખોનું આરોગ્ય જળવાઈ રહે અને
ચશ્મા ન ધારવા પડે તે માટેનું સુંદર માર્ગદર્શન
આપવામાં આવ્યુ છે. ... ... ૧૬૮ ૧–૪

૫૮–૫૯ **અદાલતને આંગણે :** લે૦ કેશવલાલ મ. શાહ :
આ પુસ્તકમાં અદાલતરૂપી તખ્તા પર જે નાટકો
ભજવાઈ રહે છે, તેનું સુંદર ને સરળ ભાષામાં
નિરૂપણ કરવામાં આવ્યુ છે. ... ૨૮૦ ૧–૮


## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, ધાપી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨